# પ્રેમી પાઠકોને

૧. 'ભક્તિમાર્ગ'નો પ્રથમાંક 'ભક્તિઅંક' આપના હાથમાં છે, અને હવે પછીથી દરેક અંગ્રેજી મહીનાની પહેલી તારીખે એના અંકો નિયમિત પ્રકાશિત થતા રહેશે.

૨. જેઓ ગ્રાહક બનીને ભક્તિમાર્ગને પ્રગતિ આપવાનું પ્રશંસનીય કાર્ય કરી રહ્યા છે, તેઓ આ ધાર્મિક કાર્યને ઉત્તેજન આપવાયોગ્ય અને આભારને પાત્ર કાર્ય કરે છે.

૩. ભક્તિઅંકની બહુજ ઓછી નકલો સિલકમાં રહી છે. ગ્રાહક બનનારે જલદીથી પોતાનાં નામો રજીસ્ટર કરાવીને લવાજમના રૂા. ૪–૩–૦ (ભક્તિ-અંકના રજીસ્ટર પોસ્ટેજ સહિત) મોકલી આપવા જોઇએ. રૂા. ૪–૦–૦ મોકલનારને ભક્તિઅંક ચાલુ બુકપોસ્ટથી મોકલાય છે. રજીસ્ટરથી મંગાવનારને સલામત રીતે ભક્તિઅંક મળી શકે છે.

૪. આનંદની વાત છે કે ભક્તિમાર્ગ પ્રકાશિત થવાની માત્ર જાહેરાતથી જ સેંકડો ગ્રાહકોએ લવાજમની રકમ અગાઉથી મોકલી આપી છે, હજી પણ હમેશાં ગ્રાહકો નોંધાઇ જ રહ્યા છે, સંભવ છે કે આ પ્રકારે ગ્રાહક સંખ્યા અમારા ધાર્યા કરતાં વિશેષ થઇ જાય અને ભક્તિઅંક ખલાસ થઇ જાય.

૫. ભક્તિમાર્ગનું વાર્ષિક લવાજમ રૂા. ૪–૦–૦ એ માત્ર એને લગતા વાર્ષિકખર્ચના જેટલું જ છે, તેમજ આ માસિકે બહારની કોઇ પણ જાહેરાતો ન લેવાનો નિર્ણય કરેલો હોવાથી એનો તમામ આધાર એના ગ્રાહકો ઉપરજ અવલંબિત છે, ભક્તિમાર્ગના પ્રેમી ગ્રાહકો જો થોડો પ્રયત્ન કરશે, તો બબ્બે ચાર ચાર ગ્રાહકો વધારી આપીને અમારા આ કાર્યને પ્રગતિમાન્ બનાવશે.

૬. જે લોકો ભગવાનનું કાર્ય સમજીને નિઃસ્વાર્થભાવથી ભક્તિમાર્ગના ગ્રાહકો વધારી રહ્યા છે, તેઓ ભગવાનના કૃપાપાત્ર છે, એના અમો હૃદયથી આભારી છીએ.

૭. સંભવ છે કે 'ભક્તિઅંક'ની નકલો બહુજ જલદીથી ખલાસ થઇ જશે આવા સંયોગોમાં 'ભક્તિઅંક'ની બીજી આવૃત્તિ તુરતમાં જ પ્રકાશિત કરવાનો અમોએ નિર્ણય કર્યો છે. છતાં પાછળથી ગ્રાહક થનારને ભક્તિઅંકની બીજી આવૃત્તિ તૈયાર થતાં સુધી રાહ જોવી ન પડે તે માટે જલદીથી ગ્રાહક બની જવું જોઇએ.

૮. પ્રેમી પાઠકો, વિદ્વાન્ સંતમહાત્માઓ, લેખકો અને જે જે લોકો ભક્તિમાર્ગના આ કાર્યને આગળ વધારવા તન–મન–ધનથી પ્રયત્ન કરી રહ્યા છે, તેઓના અમો હૃદયથી કૃતજ્ઞ છીએ.

સમ્પાદકઃ 'ભક્તિમાર્ગ'

# ભક્તિ અંકની વિષયસૂચિ

## ભક્ત માસિકની યોજનામાં ભાગ લેનારાઓને

જે જે બંધુઓએ શ્રીરામનામબેંકના નિયમો મુજબ પાંચલાખ રામનામ લખવા માટે બુક્રો મેળવી છે. અને ભક્ત માસિક મેળવવાની યોજનામાં જોડાયા છે તેઓની સેવામાં પણ આજથી નિયમિત રીતે ભક્તિમાર્ગ માસિક મોકલવાનું ચાલુ કરવામાં આવ્યું છે, એ નામપ્રેમી બંધુઓને અમારી વિનતિ છે કે–તેઓ જેમ બને તેમ એકાગ્રચિત્તે એમાંને રામનામ લખવાનું ચાલુ કરે, કારણ કે–હમેશનાં ઓછામાં ઓછાં ૧૫૦૦ નામો લખવાથી જ એક વર્ષમાં પાંચ લાખ નામો પૂરાં લખી શકાશે. 'શ્રીરામનામ બેંક'ના નિયમો આ અંકની પાછળ બતાવવામાં આવ્યા છે. એ નિયમોને વાંચી જવા જોઈએ.

**વ્યવસ્થાપક શ્રી 'રામનામબેંક'**

## ભક્તિઅંકની ચિત્રસૂચિ





### પત્રકાર બંધુઓને

જે જે પત્રકાર બંધુઓની સેવામાં આ અંકમાં આ અંક મોકલવામાં આવે છે, તેઓ પોતાના પત્રમાં આ અંકની યોગ્યાયોગ્યતા જોઈને સમાલોચના (Riview) લેવા કૃપા કરવી, અને જો તેઓ પોતાનું પત્ર વિનિમય (Exchange) કરવા ઇચ્છતા હોય તો તેમ અને નહિંતર છેવટ જે અંકમાં ભક્તિ-અંકની સમાલોચના લેવાયેલી હોય તે અંકની એક નકલ અમોને મોકલવા કૃપા કરવી.

જો તેઓ પરિવર્તનરૂપે પોતાનું પત્ર મોકલવા ઇચ્છશે તો 'ભક્તિમાર્ગ' પણ પરિવર્તનના રૂપમાં તેઓની સેવામાં મોકલવામાં આવશે.

વિનીત સમ્પાદક
**ભક્તિમાર્ગ.**



### વિદ્વાન્ લેખક મહાશયોની સેવામાં

## નમ્ર પ્રાર્થના

ભક્તિમાર્ગના ઉચ્ચ આદર્શોને અનુસરતાં લેખો કાવ્યો–ધાર્મિક વાર્તાઓ વિગેરે આપની પ્રસાદી સત્વર મોકલી આપવા નમ્ર વિનતિ કરીએ છીએ. આપનો સહકાર અમોને નિયમિત મળ્યા કરે એવી આશા રાખીએ છીએ.

સંપાદક : '**ભક્તિમાર્ગ**'

ભક્તભાવન ભગવાન શ્રી કૃષ્ણ




वंशीविभूषितकरान्नवनीरदाभात्पीताम्बरादरुणबिम्बफलाधरोष्ठात् ।
पूर्णेन्दुसुन्दरमुखादरविन्दनेत्रात्कृष्णात्परं किमपि तत्त्वमहं न जाने ॥




વર્ષ ૧ લું | એપ્રીલ ૧૯૪૪. ચૈત્ર ૨૦૦૦ | અંક ૧ લો

# ભક્તિ કે મુક્તિ ?

ભૂતળ ભક્તિ પદારથ મોટું, બ્રહ્મલોકમાં નાહીં રે.
પુણ્ય કરી અમરાપુરી પામ્યા, અંતે ચોરાશી માંહી રે. ભૂતળ. ૧
હરિના જન તો મુક્તિ ન માગે, જન્મોજન્મ અવતાર રે
નિત્ય સેવા નિત્ય કીર્તન ઓચ્છવ, નિરખવા નંદકુમાર રે. ભૂતળ. ૨
ભરતખંડ ભૂતળમાં જનમી, જેણે ગોવિંદના ગુણ ગાયા રે,
ધન ધન રે એનાં માતપિતાને સફળ કરી એની કાયા રે. ભૂતળ. ૩
ધન વૃંદાવન ધન એ લીલા, ધન એ વ્રજના વાસી રે.
અષ્ટ મહાસિદ્ધિ આંગણિયે ઊભી, મુક્તિ છે એમની દાસી રે. ભૂતળ. ૪
એ રસનો સ્વાદ શંકર જાણે, કે જાણે શુક જોગી રે;
કાંઈ એક જાણે વ્રજની ગોપી, ભણે નરસૈંયો ભોગી રે. ભૂતળ. ૫

'ભક્ત શ્રી. નરસિંહ મહેતા'

શ્રી હરિ :




# અમારું નિવેદન



આ પણું ગુજરાત–કાઠિઆવાડ ભક્તોનું કેન્દ્રસ્થાન છે પરમભક્ત શ્રી નરસિંહ મહેતા, ભક્ત બોડાણા, અને ભક્ત જલારામજી આદિ ભક્તોએ ભગવાનને પ્રત્યક્ષરૂપમાં સેવ્યાને હજી બહુ જ ઓછો સમય ગયો છે, અને આધુનિક ભક્તજનોની પણ ગુજરાત એક ખાણ છે એમ કહીએ તો કોઈ અતિશયોક્તિ નથી. આજના દંભપ્રધાન યુગમાં પણ ભક્તિપ્રધાન દેશ તરીકે આપણે ગૌરવ લઈ શકીએ.

આવા ભક્તિપ્રધાન દેશમાં અદ્યાપિ કોઈ પણ ખાસ ભક્તિ–જ્ઞાન–વૈરાગ્યપ્રધાન ગ્રન્થો પ્રકાશિત કરનાર સંસ્થા ન હતી, શ્રી પ્રભુપ્રેરણાથી ગત માઘ શુ. ૧૫ સં. ૧૯૯૯ના દિવસે શ્રી ભક્તિમાર્ગ કાર્યાલયે પોતાનું કાર્ય શરૂ કર્યું. અને આજ સુધીમાં ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય અને સદાચાર સંબંધી લગભગ ૮૦ પુસ્તકો પ્રકાશિત કર્યા. એમાંનાં લગભગ ૫૦ જેટલાં પુસ્તક–પુસ્તિકાઓ શ્રી ગીતાપ્રેસ, ગોરખપુર તરફથી પ્રકાશિત થયેલાં પુસ્તકોના અનુવાદરૂપે, અને બાકીનાં ઉત્તમ લેખકોદ્વારા લખાયેલાં પુસ્તકો છે. આમ આ સંસ્થાએ માત્ર ધાર્મિક ભાવનાની જાગ્રતિને જ મુખ્ય હેતુ ગણીને પોતાના કાર્યને શરૂ કર્યું.

—એકજ વર્ષમાં પરમાત્મપ્રેરણાથી આ સંસ્થાદ્વારા એક ધાર્મિક માસિકપત્ર બહાર પાડવાની યોજના ઘડવામાં આવી અને આજે આ 'ભક્તિમાર્ગ' નામથી પ્રકાશિત થતા માસિકનો પ્રથમાંક–"ભક્તિઅંક" વિશેષાંક તરીકે પ્રસિદ્ધ થવા પામ્યો છે.

જો કે ભક્તિ એ ભારતવર્ષનું ભૂષણ છે, તો પણ ભક્તિના પ્રકારોમાં જ પ્રત્યેક આચાર્યો, સંતો અને ભક્તોનો એકમત નથી, છતાં ભક્તિ એ આપણા આત્મકલ્યાણનું એક અબાધિત સાધન છે અને રહ્યું છે. ભક્તિ એ કોઈની બજારે લીધેલી વસ્તુ નથી, જ્યાં પ્રેમ છે, ત્યાં ભક્તિ છે, ભક્તિ, ભક્ત અને ભગવાન એ ત્રણેનાં એકજ સ્વરૂપ છે, ભક્તલોકો એક જ દેશ, અને એક જ જાતિમાં ઉત્પન્ન થયા નથી. પરન્તુ પ્રત્યેક દેશ અને પ્રત્યેક જાતિમાં તેઓ પ્રકટ થયા છે, છતાં આપણો દેશ એ ભક્ત રૂપી પુષ્પોનો એક બગીચો છે એમ કહીએ તો પણ ચાલી શકે, એ બગીચામાં એવાં એવાં સુવાસિત પુષ્પો ખીલી ગયાં છે કે જે કરમાઈ ગયા છતાં એની સુવાસ આજે પણ આપણા હૃદયને આહ્લાદ આપી રહી છે.

આવા ભક્તોએ પોતે કયા સાધનથી આનંદ પ્રાપ્ત કર્યો છે એ વસ્તુ પોતાની વાણી દ્વારા આપણને દર્શાવી છે, એવા જ સાધનને આપણે ભક્તિ કહી શકીએ.

જો કે આજે ભૌતિક વિકાસ તરફ ઢળતા વિલાસપ્રિય માનવ–સમાજને ભગવદ્ભક્તિની વાતો નીરસ અને નિરર્થક લાગશે, છતાં એ વાત જરૂર સાચી છે કે–જગતના જનોની આત્યંતિક નિવૃત્તિ, આધુનિક હાહાકારમય–કલુષિત દેશકાલાદિની પરિસ્થિતિ, અને અન્ય આધિ, વ્યાધિ, અને ઉપાધિમાં

આ વિશાલ અંકને સુંદર લેખસામગ્રી લખી મોકલનારા વિદ્વાન લેખક મહાશયો, અને કૃપાળુ સંત મહાત્માઓએ અમારા પર જે કૃપા દર્શાવી છે, તેનો આભાર અમો કદાપિ ભૂલી શકવાના નથી, અને તેઓની જ કૃપાથી અમો આજે આ અંક આપની સમક્ષ રજુ કરી શકયા છીએ.

શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસના સુશીલ અને વિનમ્ર પ્રેસરટાફે આ અંકને સુંદર રીતે અને સમયસર તૈયાર કરી આપવાનો પ્રયત્ન કર્યો છે તે આભાર પણ ભૂલી શકાય તેવો નથી.

આ અંકમાંના લેખોનો અધિક વિસ્તાર થઈ જવાથી, તેમજ કેટલાએક લેખોનો ભાવ લગભગ એકજ સરખો હોવાથી અમારે કેટલાક લેખોને ઓછા–વત્તા કરવા પડયા છે, એક જ વિષય પર આવેલા વધારાના લેખો પ્રસિદ્ધ પણ કરી શકાયા નથી. અને કેટલાક લેખો અહજ વિસ્તૃત હોવાથી અપૂર્ણ પણ રાખવા પડયા છે, તે અપૂર્ણ લેખો હવે પછીના અંકોમાં ક્રમશઃ પ્રકાશિત કરવામાં આવશે, પરન્તુ ઉપરોકત કારણોને અંગે અમો કેટલાએક લેખકોના દોષિત પણ બન્યા છીએ. અમારી આ વિવશતાને સમજીને તેઓ ક્ષમા આપે એમ ઇચ્છીએ.

'ભક્તિમાર્ગ'ના કૃપાળુ લેખકોને વિનતિ કે–જેઓના લેખો અપૂર્ણ છે, તેઓ કૃપા કરીને વધારાના લેખો મોકલી આપે, અને બીજા અંકો માટેની સામગ્રી મોકલતા રહીને તેઓ કાર્યાલયને અનુગ્રહીત કરે.

આ અંકમાં ભક્તિ અને તેના અનેક વિષયો પર સંતો, મહાત્માઓ, આચાર્યો, અને વિદ્વાનોના મહત્વપૂર્ણ લેખો પ્રકાશિત થયા છે, એટલે એથી વિશેષ તો અમારા જેવા અલ્પમતિ મનુષ્યો શું વર્ણન કરી શકે ? છતાં પ્રેમી પાઠકોને એમ પ્રાર્થના તો જરૂર જ કરીએ કે–તેઓ આ અંકમાં પ્રકાશિત લેખોના ગંભાર વિષયોને વાંચી–મનન કરીને પોતાને અનુકૂલ હોય તે જ ગ્રહણ કરે.

ભક્તિમાર્ગના આ ભક્તિઅંક આપવા માટે અમો અમારૂં સદ્દભાગ્ય સમજીએ છીએ, જો ગુજરાતી ભાષાભાષી જનતા એને પ્રોત્સાહન આપવા કૃપા કરશે, તો આથી પણ અધિક સુંદર અને રસમય ધાર્મિક સામગ્રી ભક્તિમાર્ગદ્વારા આપવાનું અમો અમારૂં પરમ કર્તવ્ય સમજીએ છીએ. તેમજ દૃષ્ટિદોષથી, અજ્ઞાનવશ, અથવા અન્ય કોઈ પ્રકારથી આ અંકમાં રહેલી ત્રુટીઓ માટે ઉદારભાવે ક્ષમા મળવાની આશાથી વિરમીએ છીએ.

—: વિનીત નિવેદકો :—

**દેસાઇ મગનભાઇ છોટાભાઈ**
તંત્રી : **'ભક્તિમાર્ગ'**

**પં. મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી, સદ્વિદ્યાલંકાર,**
સમ્પાદક **'ભક્તિમાર્ગ.'**



# શુભૈષીઓના શુભાશીર્વાદો

'ભક્તિમાર્ગ' માસિકની શરૂઆત થવાની ખબર મળવાની સાથે જ અમોને કાર્યાલયના અનેક શુભૈષી સ્નેહીજનો, કૃપાળુ મહાત્માઓ અને વિદ્વાનોના શુભાશીર્વાદો મળ્યા છે, તેમાંના થોડા શુભાશીર્વાદો ભક્તિમાર્ગ માસિકની શરૂઆતના સ્મૃતિચિહ્ન સ્વરૂપ અત્રે રજુ કરવાની રજા લઇએ છીએ.

સામ્પ્રતકાલમાં ભક્તિ જેવા સરલ સાધન પ્રત્યે પણ લોકો ઉદાસીનતા સેવી રહ્યા છે, એનું મુખ્ય કારણ છે પ્રચારનો અભાવ. ભક્તિમાર્ગ કાર્યાલય લાંબા સમયથી ધાર્મિક ગ્રન્થોનો પ્રચાર કરી રહ્યું છે, અને તે ઉપરાન્ત આવા કઠિન સમયમાં 'ભક્તિમાર્ગ' માસિક શરૂ કરીને તેનો પ્રવેશાંક 'ભક્તિઅંક' નામનો વિશેષાંક તૈયાર કરે છે, આથી એમની ઉચ્ચ ભાવના પ્રદર્શિત થાય છે.

સમયાનુસાર આ 'ભક્તિમાર્ગ' માસિક પ્રકાશિત કરવા માટે એમના સંચાલક મહાશયો ધન્યવાદને પાત્ર છે.

અમો પરમ પ્રસન્નતાપૂર્વક 'ભક્તિમાર્ગ' કાર્યાલયની આ પ્રશંસનીય પ્રવૃત્તિને આદર આપીએ છીએ અને ભગવાન પાસે પ્રાર્થના કરીએ છીએ કે:– તેઓ આ ઉચ્ચકોટીની સાહિત્ય–પ્રચારક સંસ્થાને દિનોદિન વૃદ્ધિંગત કરે. અસ્તુ.

**પ્રભાસપાટણ.** શ્રી શારદાપીઠ તા. ૮–૩–૪૪. | **श्री अभिनवसच्चिदानन्दतीर्थ –श्री शारदापीठ द्वारका पीठाधीश्वर.**

'ભક્તિમાર્ગ' કાર્યાલય નામની ધાર્મિક પુસ્તક પ્રકાશન સંસ્થાનું અમારે હાથે થોડા સમય પહેલાં જ ઉદ્‌ઘાટન થયું હતું, ત્યાં એટલા ટૂંકા સમયમાં જ એની પ્રગતિ 'ભક્તિમાર્ગ' માસિકના પ્રકાશનની શરૂઆત દ્વારા વ્યક્ત થઇ રહી છે, એ જાણીને અતિ સન્તોષ થાય છે.

અમો કાર્યાલયની તેમજ ભક્તિમાર્ગ માસિકની અધિકાધિક ઉન્નતિ ઇચ્છીએ છીએ અને શુભાશીર્વાદ આપીએ છીએ કે:—આ માસિકદ્વારા તેઓ ધાર્મિક જનતાને ઉત્તમ ધાર્મિક સાહિત્ય પીરસતું રહે. અસ્તુ.

એલીસબ્રીજ, સંન્યાસ આશ્રમ, **અમદાવાદ.** તા. ૫–૩–૪૪ | **श्री कृष्णानन्द** મહામંડલેશ્વર

અમારા પં. મંગળજી શાસ્ત્રીના પત્રદ્વારા જાણવા મળ્યું કે—તેઓ ભક્તિમાર્ગ કાર્યાલયમાં જોડાઇને કાર્યાલયની સેવા સ્વીકારે છે, અને ભક્તિમાર્ગ કાર્યાલય ભક્તિમાર્ગ નામના ધાર્મિક માસિકની શુભ શરૂઆત કરે છે, આ જાણીને ભક્તિમાર્ગ કાર્યાલયના સંચાલક શ્રી. મગનભાઇ દેશાઇને અભિનંદન પાઠવીએ છીએ. અને શુભાશીષ આપીએ છીએ કે આ માસિક દિનોદિન અધિક ઉન્નતિને પ્રાપ્ત કરો.

શ્રી નવતનપુરી, **જામનગર.** તા. ૧૫–૩–૪૪ | શ્રીમન્નિજાનંદ સમ્પ્રદાયાચાર્ય મહારાજ શ્રી૧૦૮ **શ્રી ધનીદાસજી**

પ્રિય સમ્પાદકજી !

આપ 'ભક્તિમાર્ગ' માસિક અને તેનો પ્રથમ વિશેષાંક પ્રકાશિત કરવાના છો, એ સમાચાર જાણીને અમો પ્રસન્ન થયા છીએ. અમે આ ધાર્મિક માસિકપત્રની ઉન્નતિ ઇચ્છીએ છીએ.

**રતનગઢ** બીકાનેર સ્ટેટ તા. ૨૫–૨–૪૪ | **હનુમાનપ્રસાદ પોદાર** સંપાદક : **कल्याण.**

સમ્માનનીય સમ્પાદકજી !

આપ ભક્તિમાર્ગ નામનું ધાર્મિક માસિક પત્ર પ્રકાશિત કરી રહ્યા છો, તે સહજ પ્રસન્નતાની વાત

આજ 'ભક્તિમાર્ગ' માસિક શરૂ કરી ભક્તિમાર્ગની સેવા કરવા કટિબદ્ધ થયા એ જાણીને અતીવ આનંદ થયો, 'ભક્તિમાર્ગ' જરૂર ઝળકતી ફત્તેહ મેળવશે, એમ હું હાર્દિક ભાવના સેવું છું.

રાજકોટ
તા. ૨૨–૩–૪૪
માધવલાલ ત્રિ. રાવળ
ના સ્નેહવંદન

'ભક્તિમાર્ગ' માસિક અવશ્ય ઉચ્ચ આદર્શો, સેવનારૂં અને નિષ્પક્ષ ધાર્મિક સેવા બજાવનારૂં થશે એમાં સંશય નથી, હું આ કાર્યાલયના સંચાલકોને આવા ઉત્તમ સાહિત્યના પ્રચાર તરફ લક્ષ્ય આપવા બદલ ધન્યવાદ આપું છું અને શુભાશીર્વાદ આપું છું કે તેઓ તન–મન–ધનની આ નિઃસ્વાર્થ સેવા બદલ સફલતા પ્રાપ્ત કરશે. અસ્તુ.

ડી.એલ.સંસ્કૃતપાઠશાળા
ગુલાલવાડી, મુંબઈ
તા. ૨૧–૨–૪૪
શાસ્ત્રી રેવાશંકર મેઘજી
દેલવાડાકરના
શુભાશીષ

વિશ્વયુદ્ધના વિષમ વાતાવરણમાં ભક્તિમાર્ગ કાર્યાલયે આ ધાર્મિક પ્રવૃત્તિ આદરી છે, કોઈ પણ જાતના ભેદભાવ વિના ભાવના સંયોગથી સ્નેહ અને સહકારની ભાવનાથી કાર્ય કરવાની જરૂર છે, હિંદી ભાષામાં [illegible] જેવા માસિકે બે દાયકામાં પોતાની સુંદર પ્રગતિ કરી છે, એ સહકાર અને સ્નેહભાવનાને જ આભારી છે, ગુજરાતી ભાષા જાણનાર ધાર્મિક જનતાએ ભક્તિમાર્ગની આ પ્રવૃત્તિને અપનાવવી ઘટે છે. હું ભક્તિમાર્ગ માસિકની દિનપ્રતિદિન અધિક પ્રગતિ ઇચ્છું છું અને પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરૂં છું કે તેઓ આ ધર્મપ્રાણ માસિકને વિશેષ સમૃદ્ધ અને સિદ્ધિ પ્રાપ્ત કરનારૂં બનાવો.

વૈષ્ણવ પાઠશાળા
ઉમરેઠ
તા. ૧૪–૩–૪૪
રમણલાલ જયેષ્ઠારામજી
શાસ્ત્રીના પરમાત્મસ્મરણ

●

## વિનય

પ્રભુ ! હું સ્હવારથી જ ફુલોની ટોપલી લઇ બેઠી છું.

કુસુમિત કળીઓ ઉત્સુક નેત્રોએ ત્હારા ચરણસ્પર્શની વાટ જોઇ રહી છે.

ઉષાના આગમન સાથે જ મારૂં હૃદય વિશ્વ–જાગૃતિની જ્યોતિથી પ્રકાશી ઉઠયું. રક્તવાહિનીઓમાં વિદ્યુતની ગતિ થઇ, રોમાંચ સાથે હૃદયતંત્રીના તાર ઝણઝણી રહ્યા. આનંદની મંદ–લહેરો શરીરમાં છવાઇ ગઇ.

સંસારે–જાગૃતિના પથના પથિક બની જઇ, તેજ માર્ગ બતલાવ્યો, પરંતુ હું અહિં બેસીને તારી રાહ જોઇ રહી છું.

વિશ્વ–પથિક આગળ ધસે જાય છે; પરંતુ મને ચિંતા નથી મને વિશ્વાસ છે કે તું જ મારો પથ–પ્રદર્શક બનીશ એજ આનંદમાં હું રૂએલી છું. પરંતુ શું એ આશા–નિરાશામાં પરિણમશે ?

હૃદય બોલી ઉઠે છે––નહિ.

તો પછી એ આશા ક્યારે પૂરી થશે ?

પ્રિયતમ ! તું આવ, મારા માટે નહિ, તો આ નાની નાની કળીઓના માટે તો આવ ! હારા વિના એ કરમાવા માંડી છે.

લે. શ્રી. નારાયણ પુ. સુખડીઆ.



# નવરસાત્મિકા ભક્તિ

લે.–પૂ. પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રી ૧૦૮ શ્રી કૃષ્ણાનંદજી
મહારાજ–મહામંડલેશ્વર

આપણે પ્રથમ ભક્તિના સ્વરૂપ પર વિચાર કરીએ, કે–ભક્તિ કોને કહે છે ?, શાસ્ત્રોમાં બતાવ્યું છે કેઃ– મન જેનું પરમ પ્રેમપૂર્વક ચિન્તવન કરે તેનું નામ 'ભકિત' છે છતાં એ ખ્યાલ રાખવો જોઇએ કે મન જો કોઈ સાંસારિક વાસનાનું ચિન્તવન કરે તો એનું નામ ભક્તિ રહેતું નથી, જેમકે.–જો સ્ત્રીનું ચિન્તવન કરે તો તે 'કામ' કહેવાય છે, ધનનું ચિન્તવન કરે તો 'લોભ' કહેવાય છે, જો પુત્રાદિનું ચિન્તવન કરે તો તે 'મોહ' કહેવાય છે, અને પોતાથી વિપરીત વસ્તુ–શત્રુ આદિનું ચિન્તવન કરે તો તે ક્રોધ' કહેવાય છે, આમ મનનાં માયિક ચિન્તવનોનાં ઘણાં સ્વરૂપો બને છે, પરન્તુ એ ભક્તિ કહેવાતી નથી.

—પરન્તુ પૂર્વસંસ્કારોવડે અથવા સત્સંગતિ વડે જો એ જ મન વારંવાર પરમાત્માનું ચિન્તવન કરે–પરમાત્મા પ્રત્યે પરમ આસક્તિ–દઢપ્રેમ રાખે તો તે 'ભકિત' કહેવાય છે. શાસ્ત્રકારો એ ભક્તિનું લક્ષણ બતાવતાં કહે છે.–

**हरेरहर्निश चिन्तनमेव भक्तिः'**

અર્થાત્ પરમાત્માનું અહર્નિશ ચિન્તવન કરે એનું નામ જ 'ભક્તિ' ગણાય છે.

આ જગ્યાએ એ શંકા ઉપસ્થિત થાય છે કેઃ– પરમાત્માનું ચિન્તવન અહર્નિશ–નિરન્તર શા માટે માટે કરવું ?, તો એનું સમાધાન શાસ્ત્રકારો આ પ્રમાણે કરે છેઃ–

મનની ગતિ અવિચ્છિન્ન–નિરન્તર વહન કરનારી છે, જ્યારે કોઈ પણ નીચાણનો ભાગ આવે ત્યારે એ બાજુ ઢળી જવાનો મનનો ગુણ છે, ઉત્તેજિત ગુણો તરફ જ્યારે મન ઢળે છે, ત્યારે તે પીગળી જાય છે. અને પીગળેલા પદાર્થ ઉપર જે છાપ પડે છે, તે હમેશાને માટે–કાયમની બની જાય છે, અને એ છાપ વારંવાર સ્મરણરૂપમાં નજર સામે આવ્યા કરે છે.

આના માટે જલદી પીગળી જનારી લાખનો દાખલો ઉપયોગી થઈ પડશે; લાખ જ્યારે પીગળી જાય છે, એમાં જે મહોર કે છાપ મારવામાં આવે તે સ્પષ્ટ રૂપે દેખાતી રહેશે, એ પીગળેલી લાખમાં જો વિષ્ણુની છાપ મારીશું તો તેમાં ભગવાન્ વિષ્ણુ દેખાશે અને જો કોઇ સ્ત્રીની છાપ મારીશું તો એમાં સ્ત્રી દેખાશે, એજ પ્રકારે એ પીગળેલી લાખમાં જે વસ્તુની છાપ લગાવવામાં આવશે, એ જ છાપ એમાં સ્થાયી રૂપે દેખાશે.

બસ, એજ હાલત મનની છે, પીગળવાના ગુણ-ધર્મવાળા મનમાં જે છાપ લાગી જાય છે. તે જ છાપ લાગી જાય છે. તે જ છાપ સ્થાયી રહી જાય છે, તેમાં કંઈ ફેરફાર થતો નથી.

ધારો કે તમે બજારમાં જઇ રહ્યા છો, રસ્તામાં કોઇ સુંદર રૂપ આપને જોવામાં આવે કે તુરતજ તમારૂં મન પીગળી જાય છે, અને તેમાં તે સ્વરૂપની છાપ એવી તો સજ્જડ લાગી જાય છે કેઃ–તમારા ચિન્તવ-નમાંથી એ રૂપની છાપ ભૂંસાઈ શકવાની નથી, જ્યારે જ્યારે ચિન્તવન કરશો, ખાતાં, પીતાં, વ્યાપાર કરતાં કે નિદ્રાવસ્થામાં–સ્વપ્નમાં પણ તમારા મનની છાપ સ્મરણ રૂપે નિરંતર દેખાતી જ રહેવાની છે.

જેવી રીતે સ્વરૂપથી મન પીગળી જાય છે. તેવી જ રીતે ઇન્દ્રિઓની પ્રત્યેક શક્તિવડે પણ મન પીગળી શકે છે, એથી જે જે ઉત્તેજક વિષય–ગુણ હશે તે–તે વિષયથી મન પીગળી જાય છે, અને તે તે વિષ-યની છાપ મન ઉપર પડી જાય છે, પછી તો મન એનુંજ ચિન્તવન કર્યા કરે છે.

મનની આવી છાપ જો સાંસારિક પદાર્થો કે વિષયો પર પડે તો એને કામ, ક્રોધ, મોહ, આદિ નામ આપવામાં આવે છે અને જો નિરન્તર સાત્ત્વિક ભાવોની છાપ પડી જાય, કે–પરમાત્માની છાપ પડી જાય તો એને જ્ઞાન–ભકિત વિગેરે નામો આપવામાં આવે છે.

શાસ્ત્રકારોએ એ ભકિતને '**रस**' કહીને સંબોધી છે. પ્રથમ સંસારના રસોનો અનુભવ થવાથી જેમ સંસારને છોડી શકાતો નથી, તેવીજ રીતે આ ભકિત-રસનો અનુભવ મળ્યા બાદ ભક્ત તેને એકદમ છોડી શકતો નથી, સંસારનો રસ જ્યારે દુઃખકર પ્રતીત થાય છે, અને એનું પરિમામ પણ દુઃખમાંજ આવે છે, ત્યારે આ ભકિતરસ સુખકર માલમ પડે છે અને એનું પરિણામ પણ પરમપદ–મોક્ષ રૂપે સુખમાં આવે છે.

આ ભકિતરસના આવિર્ભાવને કારણે સાહિત્ય-કારોએ રસના નવ પ્રકારો પાડેલા છે એટલે ભકિત

પણ રસાત્મિકા હોવાથી નવરસાત્મિકા ભક્તિ કહેવાય છે.

એ નવ રસોનાં નામ આ પ્રમાણે છેઃ—

૧–શૃંગાર, ૨–હાસ્ય, ૩–કરુણ, ૪–રૌદ્ર, ૫–વીર, ૬–ભયાનક, ૭–બિભત્સ, ૮–અદ્‌ભુત અને ૯–શાન્ત.

જો કે આ નવે રસોનાં ઉદાહરણો સાંસારિક પદાર્થોમાં પણ આપી શકાય છે, આપણું આ પ્રકરણ ભક્તિ વિષયક હોવાથી આપણે ભક્તિનાં ૯ નવરસાત્મક ઉદાહરણો જોઈશું.

## ૧–શૃંગાર ભક્તિનું ઉદાહરણ

એક ગોપી જલ ભરવા માટે યમુનાકિનારે ગઇ હતી, ત્યાં તેણે શોભાધામ શ્રીકૃષ્ણ પ્રભુને બંસી બજાવતા જોયા, ત્યાંથી જલ ભરીને જ્યારે એ ઘેર આવી ત્યારે તેનું મન મનમોહન શ્રીકૃષ્ણપ્રભુમાં લાગેલું હોવાથી એને કોઇ કામ કરવામાં પ્રીતિ થતી ન હતી, અન્ય ગોપીજનોને આ ગોપીની ઉદાસ દશા જોવામાં આવી, એટલે તેઓએ પૂછ્યું કે–"તને આ શું થયું છે કે જેથી તું નિરન્તર ઉદાસ રહ્યા કરે છે ?"

ત્યારે પેલી ગોપીએ ઉત્તર આપ્યો —

अकस्मादेकस्मिन्पथि सखि मया यामुनतटे,
व्रजन्स्या दृष्टो यो, नवजलघनश्यामलतनुः ।
ग्रहभृंग्या किं वा कुरुत नहि जाने तत इदं,
मनो मे व्यालोलं क्वचन गृहकृत्ये न लगति ॥

અર્થાત્ હે સખી! એક દિવસ યમુના કિનારે મેં શ્યામસુંદર શ્રીકૃષ્ણનાં દર્શન કર્યાં, એ સુંદર ઘનશ્યામ શરીરધારી શ્રીકૃષ્ણની દૃષ્ટિએ કોણ જાણે શું કર્યું કે જેથી મારું ચંચલ ચિત્ત કોઇ ગૃહકાર્યમાં લાગતું નથી.

આ ગોપી શૃંગારરસભક્તિની ઉપાસિકા છે, એ તો પ્રથમથી જ કહી દેવાયું છે કેઃ–જો આ શૃંગારરસને સાંસારિક ભાવના આપવામાં આવે તો એનું નામ 'કામ' પડે છે, અથવા એ ભાવનાને 'વાસના' કહી શકાય છે, અને વાસનાના કારણથી મનુષ્યની વૃત્તિ નિંદનીય ગણાય છે, પરન્તુ એ ભાવના ભગવાનમાં હોવાથી એમ કહી શકાતું નથી. આ ગોપી તો શૃંગારભાવને લઈને ભગવાન શ્રીકૃષ્ણની ઉપાસના કરી રહી છે.

## ૨ હાસ્યરસાત્મિકા ભક્તિ

એક વખત નારદજી વૃન્દાવનમાં આવ્યા અને યશોદાજીને કહેવા લાગ્યા કેઃ–મને તમારા પુત્રનાં દર્શન કરાવો; નારદજીનું વચન સાંભળીને તરત જ યશોદાજી ભગવાનને લાવ્યાં, બાલક શ્રીકૃષ્ણપ્રભુ નારદજીને જોઈને કહેવા લાગ્યાઃ—

यास्यामस्य न भीषणस्य सविधे,
जीर्णस्य शीर्णाकृतेः ।
मातर्नेष्यति मां पिधाय कपटा-
घाघारिकाया मसौ ! ॥

અર્થાત્ "હે માતાજી! હું આ ભયંકર બૂઢા માણસ પાસે નહિં જાઉં; કારણ કેઃ–આ યોગી કપટપૂર્વક મને પોતાની ઝોળીમાં છૂપાવીને ક્યાંક લઇ જશે."

શ્રીકૃષ્ણના અસલી સ્વરૂપને જાણવાવાળા નારદજી ભગવાનના આ વચનથી હસવા લાગ્યા, અને મનમાં કહેવા લાગ્યા કેઃ–"જે પ્રભુ પોતાની ઝોળીમાં આખા સંસારને છૂપાવીને બેઠા છે, એને કયો યોગી પોતાની ઝોળીમાં છૂપાવી શકશે ?"

આવું હાસ્યરૂપ ભગવાનનું સ્મરણ કરતા કરતા નારદજી વિદાય થયા.

આ હાસ્યરસાત્મિકાભક્તિનું ઉદાહરણ છે,

## ૩ કરુણારસાત્મિકા ભક્તિ

જે સમયે કાલીયનાગના અત્યાચારોને જોઇને ભગવાન શ્રીકૃષ્ણ યમુના કિનારે દડે રમવા પધાર્યા, અને રમતાં રમતાં પોતાનો દડો શ્રીયમુનામાં પડી જવાના કારણ–(બહાનાં) વડે તેઓ યમુનામાં કૂદી પડયા, અને એના કૂદવાના અવાજથી કાલીયનાગ એકદમ બહાર નીકળીને ભગવાનના શરીર પર વીંટાઇ ગયો, અને ભગવાનના મર્મસ્થાનો પર ફેણ મારવા લાગ્યો, એ સમયે ગોપબાલકો ભગવાનની આ દશા જોઇને રુદન કરવા લાગ્યા, અને શોકમાં મૂર્છા ખાઇને પડી ગયા, ત્યારેઃ—

तं नागभोगपरिवीतमदृष्टचेष्ट-'
मालोक्य तत्प्रियसखाः परयामृशार्ताः ।
कृष्णेऽर्पितात्मसुहृदर्थकलत्रकामा,
दुःखाभिशोकभयमूढधियो निपेतुः ॥

અર્થાત્ નાગની ફણાઓના મારવડે મૂર્છિત થયેલા શ્રીકૃષ્ણને જોઈને એ ગોપબાલકો, માતા, પિતા, મિત્રો, વિગેરે સર્વે તન્મય બનીને અત્યન્ત શોકવડે મૂઢ બુદ્ધિવાળાં બની ગયાં અને મૂર્છા ખાઈને પડી ગયાં !

આ ઠેકાણે ભગવાન્ શ્રીકૃષ્ણનું ધ્યાન–ચિન્તવન કરુણારસને લઈને થયું હતું.

## ૪ રૌદ્રરસાત્મિકા ભક્તિ

જ્યાં ક્રોધવશ શત્રુભાવવડે નિરન્તર ચિન્તવન થતું રહેતું હોય, એ જ ચિન્તવન સ્થાયી બનીને રૌદ્રરસ વાળી ભક્તિ ઉત્પન્ન કરે છે. જેમકેઃ—

ક્રોધને વશ બનીને શિશુપાલે શ્રીકૃષ્ણનું નિરંતર ચિન્તવન કર્યું હતું, એટલું જ નહિં પરન્તુ પાંડવોના

રાજસૂય યજ્ઞ વખતે ભગવાન્ શ્રીકૃષ્ણને અપશબ્દો–ગાળો આપીને પણ અંતે તે ભગવાનના સ્વરૂપમાં સમાઈ ગયો હતો.

**૫ વીરરસાત્મિકા ભક્તિ**

વીરરસ અનેક પ્રકારનો હોય છે, દાનવીર, યુદ્ધવીર, ધર્મવીર ઇત્યાદિ. તેમાંથી અહીં દાનવીરનું ઉદાહરણ આપવામાં આવે છે:—

"જે સમયે સુદામાની કાખમાંથી તંદુલોની પોટલી ખોલીને ભગવાન શ્રીકૃષ્ણ આરોગવા લાગ્યા, બે મૂઠી આરોગાઈ ગયા પછી જ્યારે ત્રીજી મૂઠી પણ ખાવા લાગ્યા ત્યારે શ્રીલક્ષ્મીજીએ આવીને ભગવાનનો હાથ પકડી લીધો, અને સમસ્યાથી કહ્યું કે:–" મહારાજ! આપ ભક્તોની ભાવભક્તિ જોઈને એટલા બધા દાનવીર બની જાઓ છો કે એને શું આપી દો છો એનું પણ આપને ભાન રહેતું નથી, આ બ્રાહ્મણના તંદુલની બે મુઠીમાં સમસ્ત ઋદ્ધિસિદ્ધિ તો એને આપી દીધી, હવે આપ શું અમો સર્વને પણ આપી દેવા ઇચ્છો છો?"

આ ભગવાનની દાનવીરતાનું ઉદાહરણ છે, એવાં ભક્તોનાં અનેક ઉદાહરણો શાસ્ત્રો પુરાણોમાં છે.

**૬ ભયાનક રસાત્મિકા ભક્તિ**

ભયને વશ થઈને જ્યાં પ્રભુનું ચિન્તન કરવામાં આવે તો એ ભયાનક રસ ભક્તિરસના રૂપમાં પલટાઇ જાય છે, જેમ કે:—

વિશ્વામિત્રના યજ્ઞમાં જ્યારે મારીચ આદિ રાક્ષસો ઉપદ્રવ કરવા લાગ્યા ત્યારે વિશ્વામિત્ર ઋષિ ભગવાન શ્રી રામ અને લક્ષ્મણને યજ્ઞનું રક્ષણ કરવા માટે તેડી લાવ્યા, તેઓએ મારીચને બાણ મારીને સમુદ્રમાં ફેંકી દીધો.

જ્યારે સીતાજીનું હરણ કરવા માટે રાવણે મારીચની સહાયતા માગી, ત્યારે મારીચે ભયપૂર્વક શ્રી રામ–લક્ષ્મણનું પરાક્રમ બતાવતાં કહ્યું કે.– "ભાઈ! તું જે રામની પત્નીનું હરણ કરવાની ઇચ્છા કરે છે તે શ્રીરામનો મને એટલો બધો ભય લાગે છે કે:—હું જ્યાં "રા" શબ્દ યાદ કરૂં છું ત્યાં તો મને વેદના થવા લાગે છે અને શરીરમાં કંપ છૂટે છે! અને:—

**"भई गति कीट पतंगकी नाई,**
**जहाँ जहाँ देखौ, दोनो भाई"**

અર્થાત્ હે રાવણ! એ શ્રી રામ–લક્ષ્મણનો મને એટલો બધો ભય લાગે છે કે:—જ્યાં હું નજર નાખું છું ત્યાં મને શ્રી રામ અને લક્ષ્મણ બન્ને ભાઇઓ નજરે આવે છે."

કંસને પણ ભગવાન શ્રીકૃષ્ણનો એટલો બધો ભય લાગ્યો હતો કે એથી હમણાં શ્રી કૃષ્ણ અહીં આવશે એવા ભયવડે એ સર્વત્ર શ્રી કૃષ્ણને જ દેખતો હતો.

આ બધાં ભયાનકરસાત્મિકા ભક્તિનાં ઉદાહરણો છે, આના દ્વારા અનેક અસુરભક્તોને મોક્ષ પ્રાપ્તિ થઈ છે.

**૭ બિભત્સરસાત્મિકા ભક્તિ**

શરીરાદિ અનિત્ય વસ્તુમાં તુચ્છભાવ થઇને પ્રભુમાં મન લાગી જાય એને બિભત્સ રસાત્મિકા ભક્તિ કહે છે. જેમકે:—

**विकीर्णे हरिचन्दनानि ललितानि लीलालसा,**
**निपेतुरति चंचला चतुरकामिनी दृष्टयः।**
**तदेतदुपरिभ्रमन् निबिडगृध्रजालं जनै–,**
**र्लुठत् कृमिकलेवरं पिहितनासिकैर्वीक्ष्यते**

અર્થાત્ જે શરીરપર સુવાસિત ચંદનાદિ લગાવવામાં આવતાં હતાં, જેની દૃષ્ટિ સુંદર કામિનીઓ આસક્તિપૂર્વક દેખતી હતી, એજ શરીર પર આજે ગીધોનો સમૂહ ટુટી પડ્યો છે! અને ત્યાંથી ચાલનારા મનુષ્યો પોતાનું નાક બંધ કરીને એને જૂએ છે.

આ પ્રકારે શરીરાદિની દુર્દશાને જોઇને જેને ઉપરામ–વૈરાગ્ય થઈ જાય અને પરમાત્મભક્તિમાં ચિત્ત લગાવી દે તે ભક્તિને બિભત્સરસાત્મિકા ભક્તિ કહેવામાં આવે છે.

**શાન્ત રસાત્મિકા ભક્તિ**

શાન્ત ભાવ વડે નિસ્પૃહતાથી–કોઇપણ જાતની ઇચ્છા વિના કે જગતના કલ્યાણની ભાવનાને લઈને તથા તમામ વસ્તુમાં પરમાત્મદર્શન કરતાં જે ભક્તિ કરવામાં આવે છે તેને શાન્તરસાત્મિકા ભક્તિ કહેવામાં આવે છે. જેમકે:—

**आस्तामकण्टकमिदं वसुधाधिपत्यं,**
**त्रैलोक्य राज्यमपि नैव तृणाय मन्ये।**
**निःशंक सुप्त हरिणीकुल संकुलासु,**
**चेतः परं वलिति शैल वनस्पतीषु॥**

અર્થાત્ અહા! નિષ્કંટક પૃથ્વીનું રાજ્ય તો શું? પરન્તુ ત્રણે લોકનું રાજ્ય પણ હું એક તણખલા સમાન માનતો નથી પરન્તુ જે વનમાં હરિણીઓનો સમૂહ નિઃશંક થઇને સૂઈ રહે છે, તે વનની લતાએ અને ગુફાઓમાં રહેવા માટે મારૂં મન ઉત્કંઠા કરે છે.

આવો નિઃસ્પૃહભાવ રાખીને ભક્તો ભગવાનની શાન્ત રસાત્મિકા ભક્તિ કરે છે.

આ નવ રસાત્મિકાભક્તિનો અભિપ્રાય છે કે:— ગમે તે રસદ્વારા ભગવાનમાં અનન્ય ભક્તિ થવી જોઇએ, ગમે તેવો ભાવ ધારણ કરીને પણ પરમાત્મચિન્તનમાં ચિત્ત લગાવવું જોઇએ. તો ભક્તિદ્વારા અવશ્ય કલ્યાણ થાય છે. **इति शिवम्।**

★



# વેદોમાં ભકિતતત્ત્વ

લે.–શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય, દાર્શનિક–સાર્વભૌમ, વિદ્યાવારિધિ, ન્યાયમાર્તંડ, વેદાન્તવાગીશ **શ્રી સ્વામી મહેશ્વરાનંદજી મહારાજ,** મહામંડલેશ્વર, હરિદ્વાર.

**વેદોનું મહત્ત્વ**

**'वेदोऽखिलो धर्ममूलम्'** સંપૂર્ણ વેદ જ સત્ય સનાતન ધર્મનું મૂળ છે, વેદ સ્વતઃપ્રમાણ અને અપૌરુષેય છે, ભગવાનની દિવ્યવાણી વેદ છે, મનુષ્યના ભ્રમ–પ્રમાદાદિ દોષોથી વેદો મુક્ત છે. **'न हि वेदात्परं शास्त्रम्'** વેદથી વધીને અન્ય એકેય શાસ્ત્ર નથી. **'वेदश्चक्षुः सनातनः'** વેદજ સનાતન ચક્ષુ છે, અર્થાત્ સર્વ ધર્માદિ પુરુષાર્થોનો અને વિચારવા યોગ્ય જીવ, જગત્ અને ઇશ્વરાદિ વિષયોના પ્રકાશક વેદો જ છે, એટલા માટે ભાગવતમાં–

**'वेदो नारायणः साक्षात् स्वयम्भूरिति सुश्रुमः'**

અર્થાત્ 'વેદ સાક્ષાત્ નારાયણ અને સ્વયંભૂ છે' એમ સ્પષ્ટ પ્રતિપાદન કર્યું છે, એ અનેક પ્રમાણોથી વેદોનું મહત્ત્વ સ્પષ્ટ સમજવામાં આવી શકે છે.'

**ભકિતને માટે વેદોમાં પ્રાર્થના**

**तस्य ते भक्तिवाँसः स्याम।**

**( अथर्ववेद संहिता ६–७८–६ )**

'એ સર્વશાસ્ત્ર અને સર્વ લોકમાં પ્રસિદ્ધ એવા આપ પરમેશ્વરમાં અમે ભક્તિવાળા બનીએ' કારણ કે ભકિત વિના મનુષ્યનું જીવન વ્યર્થ છે, એટલા માટે હે ભગવન્! દયાસિંધો! કૃપા કરીને આપ અમોને આપની અનપાયિની–અનન્યભક્તિનું પ્રદાન કરો. એ જ અમે આપ પાસે પુનઃ પુનઃ પ્રાર્થના કરીએ છીએ. ગો. શ્રી તુલસીદાસજીએ પણ પોતાના ઇષ્ટદેવ પાસે એ જ પ્રાર્થના કરી હતીઃ–

**नान्या स्पृहा रघुपते हृदयेऽस्मदीये,**
**सत्यं वदामि च भवानखिलान्तरात्मा।**
**भक्ति प्रयच्छ रघुपुंगव निर्भरां मे।**
**कामादिदोष रहितं कुरु मानसं च॥**
**बार बार वर मांगहुँ हर्षि देहु थी रंग।**
**पदसरोज अनपायिनी भक्ति सदा सत्संग॥**

અર્થાત્ હે પ્રભુ! મને કોઈ પણ વસ્તુની આકાંક્ષા નથી. આપ મને કામ–ક્રોધાદિ દોષ રહિત ભકિત આપો.

**સંબંધજ્ઞાનથી ભક્તિનો પ્રાદુર્ભાવ**

અનેક મનુષ્યો શંકા કરે છે કેઃ–ભગવાનમાં અમારી ભક્તિ કેમ દૃઢ થતી નથી? કયુ એવું સાધન છે કે જેથી અમે ભગવાનના સાચા ભક્ત બનીએ? પરમ આદરણીય ભગવાન્ વેદ એ શંકાનું સમાધાન કરતાં ઉપદેશ આપે છે કે–"ભગવાન્ સાથેનો તમારો કયો સંબંધ છે? એનુ યથાર્થજ્ઞાન પ્રાપ્ત કરો, સંબંધજ્ઞાન વિના ભગવાનની ભક્તિ મળી શકતી નથી, રસ્તામાં ચાલતાં ચાલતાં તમોને ઘણા માણસો મળે છે, તે બધાં સાથે આપ કંઈ જ વાત કરતા નથી, એ બધાની પ્રત્યે આપ આદરભાવ પ્રકટ કરતા નથી, પરન્તુ જો કોઈ આપનો સંબંધી–પરિચિત માણસ મળે છે, તેની સાથે જ આપ આદરભાવપૂર્વક વાતચિત કરો છો."

સંબંધ પણ અનેક પ્રકારના હોય છે, સાધારણ આદર–ભાવથી વાતચિત થાય છે, અને ખૂબ જ સંબંધ વાળાની સાથે પ્રેમપૂર્વક અને ખૂબ જ આદરભાવપૂર્વક વાતચિત થાય છે. એથી એ નિશ્ચય થાય છે, કેઃ—ભગવાનની સાથેનું અપરિચિત અને અસાધારણ સંબંધજ્ઞાન જ ભગવદ્ભકિતનું ઉત્પાદક છે, એટલા માટે જ મંત્રદ્રષ્ટા ઋષિ કહે છેઃ—

**'अग्निं मन्ये पितरमग्निमापिमग्निं भ्रातरं सदमित् सखायम्'** **( ऋ. १०–७–३ )**

અર્થાત્ અગ્નિ પરમેશ્વરને જ હું મારાં માતા, પિતા, બંધુ, ભાઈ અને મિત્ર માનું છું.

**'स न इन्द्रः स नः सखा।'**

**( ऋ. ८–९२–३ )**

અર્થાત્ આ ઇન્દ્ર–પરબ્રહ્મ પરમાત્મા જ અમારા કલ્યાણમય સાચા મિત્ર અને પરમ હિતકર છે.

**'यस्येदं सर्वं तमिमं हवामहे'**

(**ऋ.** ४-१८-२)

જેનું આ ચરાચર જગત્ છે, એ સર્વેશ્વર ભગવાનને જ અમે બોલાવીએ છીએ. એ પ્રકારે ભક્તિના ઉત્પાદક–સંબંધ જ્ઞાનના સૂચક અનેક મંત્રો વેદોમાં મળી આવે છે.

**અસાધારણ સંબંધ**

ભગવાન્ વેદ જીવાત્મા અને પરમાત્માનું પક્ષી-રૂપથી વર્ણન કરતાં બતાવે છે કેઃ—જીવાત્માનો પરમાત્મા સાથે અસાધારણ સંબંધ છે, એવો સંબંધ અન્ય કોઈ પદાર્થની સાથે નથી.

**'द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाने** (ऋ. १-१६४-२०,)

'સુપર્ણ' પક્ષિનું નામ છે, પક્ષિ બે છે, એક જીવાત્મા, અને બીજું પરમાત્મા છે, બન્નેની સમાન જાતિ છે. જીવાત્મા એ પરમાત્માનો સજાતીય છે. વિજાતીયતા પ્રેમભક્તિની બાધક છે, અને સજાતીયતા પ્રેમભક્તિની સાધક છે, વર્ધક છે, આત્મત્વ બન્નેમાં સમાન છે; ભગવાન સર્વના આત્મા છે, વિરહગીતમાં ગોપીજનોએ પણ એ જ ગાયું હતું:—

**न खलु गोपिकानन्दनो भवा—**

**नाखिल देहिना मन्तरात्मदृक्...'**

તથા **'कृष्णमेनमवेहित्वमात्मानमखिलात्म नाम्'** આત્મા બધાને પ્રિય લાગે છે, ભગવાન અનાત્મા નથી, અને અનાત્મા માનવાથી ભગવાનમાં વિજાતીયતા આવી જાય છે, વેદનો **'सुपर्णौ'** શબ્દ ભગવાન અને આત્માની સમાન જાતિનો બોધ આપતાં ભગવાન પરમાનંદના નિધિ અને પરમપ્રેમાસ્પદ છે એમ ઉપદેશ આપે છે, અર્થાત્ એ સર્વાત્માની સાથેજ જીવાત્માનો વાસ્તવિક સંબંધ નથી. આ શરીર પ્રથમ પણ ન હતું, અને ભવિષ્યમાં રહેશે નહિં, એનો ક્ષણિક–દુઃખકારક સંબંધ નષ્ટ થઈ જાય છે, અને સ્ત્રી–પુત્રાદિના સંબંધનો પણ એજ હાલ છે, કોઇ–કોઇનું નથી.

**'कस्य के पतिपुत्राद्या मोह एव हि कारणम्'**

(શ્રીમદ્ભાગવત)

પતિ–પુત્ર અને પારિવારિક સંબંધોમાં પ્રેમ મુખ્ય કારણ નથી પરન્તુ મોહ જ મુખ્ય કારણ છે, અને એ જ પ્રકારે ગૃહ–ધનાદિ જડવસ્તુનો સંબંધ પણ નાશવંત જ છે, કહ્યું છે કેઃ—

**धनानि भूमौ पशवश्च गोष्ठे**

**भार्या गृहद्वारि जनाः स्मशाने।**

**देहश्चितायां परलोकमार्गे,**

**कर्मानुगो गच्छति जीव एकः॥**

અર્થાત્ ધન પૃથ્વીમાં દટાયેલું (જ્યાંનું ત્યાં) પડયું રહે છે, પશુઓ ત્યાં ને ત્યાં બાંધ્યાં રહી જવાનાં છે, સ્ત્રી ઘરનાં આંગણાં સુધી અને સંબંધી જનો સ્મશાન સુધી જ સાથે આવે છે, આ (ભૌતિક દેહ ચિતામાં ભસ્મ થઇ જાય છે, અને પોતાના કર્માનુસાર જીવને એકલા જ જવું પડે છે.

એટલા માટે આ ક્ષણિક અનર્થકારી સંબંધવાળા વિજાતીય કનક–કલત્ર અને કલેવરાદિ પદાર્થોથી ગાઢાસક્તિને હઠાવીને વાસ્તવિક સર્વસ્વ સમ્બન્ધી સજાતીય ભગવાન સાથે જ અનન્ય પ્રેમ કરવો જોઇએ.

અથવા ઉપર દર્શાવેલી શ્રુતિમાં **'सुपर्णा'**નો અર્થ "**सुपूर्णा**" પણ થઇ શકે છે, વેદોમાં કોઇ કોઇ જગ્યાએ વર્ણને વિકૃત કરીને પણ ઉપદેશ આપવામાં આવ્યો છે, જેમ કે **'गृह्णाति'** ને **'गृभ्णाति'** કહેવામાં આવેલ છે, તે મુજબ આ ઠેકાણે પણ **'पूर्णा'**ની જગ્યાએ **'पर्णा'** કરવામાં આવ્યું છે, એથી જીવાત્મા અને પરમાત્મા એ બન્ને જ સચ્ચિદાનંદાદિ સમાન લક્ષણોથી પૂર્ણ છે. એવો અર્થ નિકળે છે, જેમ પરમાત્મા સદ્રૂપ, ચિદ્રૂપ અને આનંદરૂપ છે, તેમ જીવાત્મા પણ છે, એ બન્નેના લક્ષણ–ધર્મ સમાન છે, વિરુદ્ધ લક્ષણ નથી. ભક્તોથી ભક્તનો, જ્ઞાનીથી જ્ઞાનીનો, રાજાથી રાજાનો એમ સમાનની સાથે સમાનનો જ પ્રેમ થાય છે, વિરુદ્ધ લક્ષણવાળાઓનો પરસ્પર પ્રેમ થઇ જ શકતો જ નથી, દેવો અને અસુરોનો પ્રેમ શી રીતે હોઈ શકે?

આ ઠેકાણે એ શંકા ઉપસ્થિત થાય છે કેઃ—સમાન જાતિ અને સમાન લક્ષણોવાળાઓમાં પણ કોઇ–કોઇ ઠેકાણે પ્રેમ જોવામાં આવતો નથી, જેમ કે એક જ જાતિના બે રાજા છે, અને બન્ને લક્ષાધિપતિ છે, એટલે એનાં પ્રભુત્વ આદિ લક્ષણો

સમાન જ છે, તો પણ તેઓમાં પરસ્પર વેર જોવામાં આવે છે, તેમજ જીવ અને પરમાત્મા બન્ને સજાતીય હોવા છતાં બહુધા જીવો પ્રભુના અભિમુખ થતા નથી, તેનું કારણ શું છે?

આ શંકાનું સમાધાન ઉપર જણાવેલા વેદ મંત્રમાંના '**सखायौ**' શબ્દથી થઇ જાય છે, એ બન્ને પરસ્પર મિત્રો છે. હિતકારી છે.

એ સ્થાન પર પણ એ શંકા ઉત્પન્ન થાય છે કે:—જીવ અને પરમાત્મા બન્ને મિત્ર હોવા છતાં એ બન્નેનો વિયોગ હોય—જેમ કે ચકવા-ચકવી નો અમાવાસ્યાની રાત્રીમાં વિયોગ થઈ જાય છે તો એ મિત્રતા પણ દુઃખનો હેતુ બની જાય છે. એ શંકાનું સમાધાન પણ એ જ મંત્રના '**समानं वृक्षं परि षस्वजाते**' એ વાક્યથી થઈ જાય છે, અર્થાત્ એક જ શરીરરૂપ વૃક્ષ ઉપર બન્ને જીવાત્મા પરમાત્માનો નિવાસ છે, આ કારણે વિયોગ નહીં પરન્તુ સંયોગ છે. આ સંયોગ-સંબંધને વિશેષ સ્પષ્ટ કરવા માટે એજ મંત્રમાં '**सयुजौ**' વિશેષણનો પ્રયોગ કરાયેલો છે, એટલે બન્ને એક બીજાની સાથે જોડાયેલા છે, જેવી રીતે બિમ્બ અને પ્રતિબિંબ પરસ્પર જોડાયેલાં હોય છે, જેવી રીતે દર્પણની સામે મુખ ન હોય તો દર્પણમાંના પ્રતિબિંબનું અસ્તિત્વ રહેતું નથી, પ્રતિબિંબની હાજરીમાં જ એ મુખ 'બિંબ' કહેવાય છે, તે પ્રમાણે જીવાત્મા અને પર-પરમાત્માનો અયુતસિદ્ધત્વદ્યોતક બિંબ-પ્રતિબિંબ સંબંધ છે, અને એટલા માટે વેદાન્તશાસ્ત્રમાં જીવાત્માનું 'ચિદાભાસ' રૂપે વર્ણન કર્યું છે. અને એ જ કારણથી '**सयुजौ**' શબ્દની વ્યુત્પત્તિ સુસંગત છે.

આથી એ દઢ નિશ્ચય થઇ જાય છે કે-જીવાત્માનો પરમાત્મા સાથેનો તાદામ્ત્ય સંબંધ છે, જ્યાં વાસ્તવિક અભેદ અને કાલ્પનિક અવિગત ભેદ હોય ત્યાં તાદાત્મ્ય સંબંધ માનવામાં આવે છે, એટલા માટે જ જીવાત્મા પરમાત્માનો સજાતીય છે, સમાન લક્ષણયુક્ત છે. અને બન્નેનો ચિર-વિયોગ પણ નથી, પરન્તુ એ બન્નેનો એક જ સ્થાન પર નિવાસ છે, એથી જ તો જીવાત્માનો મુખ્ય, શાશ્વત અને વાસ્તવિક સંબંધ એ પરમ આનંદનિધિ સ્વસ્વરૂપભૂત પરમાત્માની સાથે જ છે, અન્યની સાથે નહિં.

આવો દઢ નિશ્ચય-વિશુદ્ધ ભાવ સિદ્ધ થયા પછી સ્વભાવતઃ જીવાત્માની પરમાત્મા પ્રત્યે અનન્ય-ભક્તિ ઉત્પન્ન થઈ જાય છે. એટલા માટે જ ભગવાન વેદ કહે છે:—

'**यस्य ते स्वादु सख्यं स्वाद्वी प्रणीतिः**'
(**ऋ** ८-६८-११)

અર્થાત્ તમે એ પરમાત્માના મિત્ર અને અતિ આહ્લાદક છો. અને તમારો પ્રણય-પ્રેમભક્તિ '**स्वाद्वी**' છે—અતિ મધુર છે.

**દર્શન અને મિલનની અભિલાષા**

**कदा मृळीकं सुमना अभिख्यम्**'
(**ऋ**. ७-८६-२)

હે ભગવન્! આનંદનિધે! સર્વાત્મન્! હું સરસ મનવાળો બનીને આપનાં કયારે દર્શન કરીશ? જ્યાં સુધી જીવ '**सु-मना**' સારા મનવાળો ન થઇ શકે ત્યાં સુધી પરમાત્માનાં દર્શન કરી શકવાનો નથી. એટલા માટે મનની દુષ્ટતાનો ત્યાગ કરીને એને સુમન બનાવો, એને શુદ્ધ, નિર્મલ એકાગ્ર અને શાન્ત થઇ જાય એવા ઉપાય લેવા જોઈએ.

અને જીવાત્મા પુનઃ પ્રાર્થના કરે છે કે:—

'**कदान्वन्तर्वरुणे भुवानि**' (**ऋ**. ७-८६-२)

હું કયારે આપ-સર્વજનોના ઇચ્છનીય પૂર્ણાનન્દાદ્રિત સાગરમાં અંતર્ભૂત-નિમગ્ન બની જઇશ? અર્થાત્ આપ કૃપા કરીને આપના પૂર્ણસ્વરૂપનો સાક્ષાત્કાર કરાવીને એમાંજ મને મેળવી દો; એ જ મારી પ્રાર્થના છે.

'**आ त्वा विशन्त्विन्दवः समुद्रमिव सिन्धवः**
**न त्वामिन्द्रातिरिच्यते**। (**ऋ**. ८-९२-२२)

હે પ્રભો! જેવી રીતે નદીઓ સમુદ્રમાં મળી જઇને તદ્રૂપ થઇ જાય છે, તેવીજ રીતે ચંદ્રના સમાન શાન્તચિત્તવાળા આપના ભક્તો આપના સ્વરૂપમાં લીન-તદ્રૂપ બની જાય છે. આપના ભક્તો આપનાથી અલગ રહી શકતા નથી.

**શરણાગતિનો આદેશ**

ભગવત્ શરણાગતિ એ ભક્તિનું મુખ્ય અંગ છે, એના વિના ભગવત્કૃપા થઈ શકતી નથી.

'**एक भरोसो एक बल, एक आश विश्वास**'

એજ શરણાગતિનું સ્વરૂપ છે, એકમાત્ર ભગવાનનોજ આશ્રય ગ્રહણ કરીને એમનુંજ ચિન્તન કરીને નિશ્ચિત થઈ જવું એ ભક્તનું પરમકર્તવ્ય છે. ભગવાન વેદ પણ એજ આજ્ઞા આપે છેઃ-

'**आत्वारम्भं न जिव्रयो ररम्भा शवसस्पते**।
**उश्मसि सधस्थ आ**' (**ऋ**. ८-४५-२०)

હે બલનિધિ ભગવન્! જેમ દુર્બલ-વૃદ્ધ મનુષ્ય ચાલવા માટે લાકડીનો આશ્રય લે છે, તે પ્રમાણે

સર્વ પ્રકારથી દુર્બલ એવો હું આપનો જ આશ્રય ગ્રહણ કરૂં છું અને એક માત્ર આપની જ સમીપ હૃદયાદિ સ્થાનમાં આપનું ભજન-દર્શન કરવાની અભિલાષા સેવું છું.

### સ્મરણ-કીર્તનનો આદેશ

આચાર્ય શ્રી શંકરસ્વામીએ મોક્ષકારણની સામગ્રીઓમાં ભક્તિને જ મુખ્ય સામગ્રી બતાવી છે, એ ભક્તિનું પ્રધાન સાધન સ્મરણ અને કીર્તન છે, એ ભગવાનના પરમપાવન નામસ્મરણ-કીર્તનનો આદેશ વેદ પણ આપે છે:-

**'भर्ता अमर्त्यस्य ते भूरिनाममनामहे'**
(ऋ. ८-११-५)

એ અમર્ત્ય, અવિનાશી સદાશાશ્વત પરમેશ્વરનાં બધાં નામોનું અમે-મરણધર્મવાળા મનુષ્યો સ્મરણ કરીએ છીએ.

**'नामानि ते शतक्रतो! विश्वाभिर्गीर्भिरीमहे'**
(ऋ. ૨-૩૭-૩)

હે અનન્ત ચૈતન્ય પ્રકાશ સ્વરૂપ ભગવન્! આપનાં પાવન નામોને અમે બધા મનુષ્યો વાણીથી બોલીએ છીએ-અર્થાત્ વૈખરીવાણીથી કીર્તન કરીએ છીએ. અને મધ્યમા આદિ વાણીથી સ્મરણ ધ્યાન કરીએ છીએ.

### તેઓ અંતર્વિરાજમાન છે

જે આનંદનિધિ સર્વેશ્વર પરમાત્માનું આપણે સ્મરણ કરીએ છીએ, તે ભગવાન્ કયાં છે? શુ તે સાતમે આસમાને રહે છે? અથવા બીજે સ્થળે છે? એ પ્રશ્નનું સમાધાન કરતાં વેદ ભગવાન આજ્ઞા આપે છે કે-

હે સર્વોત્કૃષ્ટ ભગવન્! ભક્તલોકો પોતાની શુદ્ધ બુદ્ધિ દ્વારા પોતાના અંતઃકરણમાંજ જોવાની ઈચ્છા કરે છે; જો કે,-પરમાત્મા અંદર-બહાર, અને સર્વત્ર વિદ્યમાન છે, છતાં જે રૂપમાં ભગવાનને જોવાની ભક્ત ઇચ્છા કરે છે, એ રૂપમાં ભગવાન ભક્તના હૃદયમાં પ્રકટ થાય છે. કહ્યું છે કે:-

**'अन्तरिच्छन्ति तं जने रुद्रं परो मनीषया'**
(ऋ. ८-૬૨-૩)

એ અજન્મા પ્રભુ ભક્તની ભાવના મુજબ પ્રકટ થાય છે.

### ભગવાનના અવતારો—

**'भक्तभावानुसारेण जायते भगवानजः'**

ભગવાન પોતે અજન્મા છે, પરન્તુ ભક્તોને માટે અનેક રૂપથી પ્રકટ થાય છે, વેદના આ સંક્ષિપ્ત ઉપદેશને ગીતામાં સ્પષ્ટરૂપે ભગવાન બતાવે છે,:-

**अजायमानो बहुधा विजायते'** (यजु. ૧૭-૯૧)

અર્થાત્ હે અર્જુન! હું અજન્મા, અને સર્વનો ઈશ્વર હોવા છતાં મારી પ્રકૃતિનો આશ્રય લઇને ધર્મ સંસ્થાપન તથા અધર્મના વિનાશ માટે હું જન્મ પામું છું,

**अजोऽपिसन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन्।**
**प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया।**

ભગવાન વિવિધ અવતારો ધારણ કરીને આ વિશ્વની રક્ષા કરે છે, વેદ પણ આ વાતનું સમર્થન કરે છે:-

**'अर्हन् बिभर्षि सायकानि धन्वार्हन् यजतं विश्वरूपम् अर्हन्निदं दयसे विश्वमभ्वं न वा ओजियो रुद्र! त्वदस्ति'** —(ऋ. ૨-૩૩-૧૦)

પરમપૂજ્ય ભગવાન (રામ-કૃષ્ણાદિ) અવતાર ધારણ કરીને ધનુષ અને બાણોને ધારણ કરે છે, પોતાના મુનિમનહારી પરમસુંદર શરીરમાં હાર-આદિ આભૂષણો પહેરે છે, આ વિશ્વનું દરેક પ્રકારે રક્ષણ કરે છે.

આ મંત્રમાં ભગવાનનું નામ **'रुद्र'** બતાવવામાં આવ્યું છે, જે દુઃખોને હટાવીને સુખ પ્રાપ્ત કરે છે, તેનું જ નામ રુદ્ર છે, આ પ્રકારે ભગવાનથી વિશેષ આ સંસારમાં કોઈ બલવાન નથી.

### નામરૂપની વિશેષતા

**'एकं सद्विप्रा बहुधा वदन्ति'** (ऋ.૧-૧૬૪-૪૬)

એ એક અદ્વિતીય ભગવાનનું તત્ત્વદર્શી પુરુષો અનેક નામરૂપોથી વર્ણન કરે છે. રામ, કૃષ્ણ, શિવ, વિષ્ણુ, શંભુ, રુદ્ર આદિ અનેક નામ તે એકજ પરમાત્માનાં છે, તેમજ દેવાદિ અનેક સ્વરૂપો પણ તેનાં જ છે, એટલા માટે સાચા પ્રેમીભક્તો એ ભગવાનના અનેક નામોમાં તેમજ અનેક રૂપોમાં ભેદબુદ્ધિ રાખતા નથી, શ્રીમદ્ ભાગવત અધ્યાય ૪ ૭-૫૩ માં પણ એજ બતાવ્યું છે.-"એ અદ્વિતીય કેવલબ્રહ્મ પરમાત્મામાં બ્રહ્મા-વિષ્ણુ-રુદ્ર આદિની ભેદબુદ્ધિ કરવાવાળો અજ્ઞાની છે."

### ઉપસંહાર

જો કે-પરમગંભીર સમુદ્ર સમાન વેદ ભગવાને અનેક રચાઓ દ્વારા ભક્તિતત્ત્વના વિષયમાં ઘણોજ પ્રકાશ આપ્યો છે, એ વસ્તુ વેદ પરિશીલન કરનારાઓથી છૂપાયેલી નથી, આ નાના લેખમાં એ બધાં ભક્તિનાં તત્ત્વોનો સમાવેશ તો કેવી રીતે થઇ શકે?, તો પણ સંક્ષેપમાં એ વિષયના મુખ્ય-જાણવા યોગ્ય વિષયોનું આ લેખમાં નિરૂપણ કરવામાં આવ્યું છે ૐ **तत्सत्**.

卐

# પુનિત પડકાર

લે:—મહાત્માશ્રી. પુનિત મહારાજ, અમદાવાદ.



'પુનિત' પ્રથમ અંકમાં શું લખું? કયાં સમય! વાંચકો! આંખ ખુલ્લી રાખશોને?

આ અંકનો વિષય ભકિતનો છે, ભક્તિ કોણ કરી શકે? એને આપણે પ્રથમ વિચારીએ:—જે મનુષ્ય નિર્ભય હોય, જેનામાં ઉત્સાહ અને સાહસ હોય તે જ ભક્તિ કરી શકે છે, ભકિત કરનાર મનુષ્ય ગમે તેવા સંકટમાં પણ ગભરાતો નથી, પરન્તુ હસતે મુખે તેને સહન કરે છે, તમારામાં સહનશક્તિ છે? ચેતન છે? ઉત્સાહ છે? નિર્ભયતા છે?

સમૃદ્ધિશાલી મનુષ્ય ધન–મદમાં ફૂલાતા હશે, ધનભંડારો જોઇ-જોઇને મદોન્મત્ત બનતા હશે, પરન્તુ એને કયાં ખબર છે? કે–એ બધા ભંડારો અહીં મૂકીને ચાલ્યા જવાનું છે, સુંદર શરીરવાળાઓ બીજા મનુષ્યને જોઈને ફૂલાતા હશે પરન્તુ એને કયાં ખબર છે કે એ સુંદર શરીર પણ એકવાર માટીમાં મળી જવાનું છે? મહાન સત્તાધીશો પોતાની સત્તાના મદમાં ચકચૂર બનીને ફરતા હશે પરન્તુ તેઓને કયાં ખબર છે કે એની સત્તા ચાર દિવસની ચાંદની જેવી ક્ષણિક છે? યુવાની પણ બે દિવસની મહેમાન છે, જીવનધન પણ ચાર જ દિવસનું છે,

આ બધું ચાર દિવસની ચાંદની જેવું છે, ચાર જ દિવસની મીઠાશ છે, પરન્તુ એના અભિમાનમાં ચૂર બનીને જ્યારે તું પરમાત્માના દરબારમાં હાજર થઈશ, ત્યારે તું છે અને પરમાત્મા છે, તારાં કર્મોની હાજરી ત્યારે જ લેવાશે, અને જે શરીર ધન, સત્તા અને યુવાનીનો તેં મદ કર્યો છે તે અંધારી કબરમાં કે અગ્નિની ભસ્મમાં લુપ્ત થવાનું છે આજે જ-અત્યારે જ ચેતી જવા જેવું છે, અને નહિતર પાછળનો પશ્ચાત્તાપ નકામો છે—

યાદ રાખો કે જ્યાં સુધી તમારા હ્રદયમાં તમારા પ્રત્યેક દેશ–બાંધવો માટે સહાનુભૂતિ નહિ પ્રગટે અને જે પ્રેમ પોતાનામાં સર્વનો સમાવેશ કરે છે. જે હ્રદય સર્વને માટે દ્રવે છે તેવા હ્રદય અને પ્રેમની પ્રાપ્તિ તમે નહિ કરો ત્યાં સુધી બધું જ ફોગટ છે પરાક્રમ કરવાનો સમય તમારી જુવાનીનું જોર ઉછાળા મારી રહ્યું હોય તે જ છે; નહિ કે તમે ઘરડા અને આખી જીંદગીભરના કામના બોજાથી ઘસાઈ જાઓ ત્યારે!!

અત્યારે તમારામાં ઉત્સાહ છે, વીર્ય છે, ચેતન છે. કામ કરવાનો આ જ અવસર છે પ્રભુને ચરણે સુંઘાયલાં, કરમાયલાં અને કચરાયલાં પુષ્પો અર્પણ ન થાય, પણ તાજાં. ખીલેલાં, સુગંધવાળાં અને કોઇએ પણ સ્પર્શ કર્યો ન હોય એવાં પુષ્પો જ અર્પણ કરવા યોગ્ય છે પ્રભુનો જય બોલી આગળ કૂચ કરો. પ્રભુ આપણો સરદાર છે, કોણ પડે છે તે તરફ દષ્ટિ ફેરવશો નહિ. આગળ વધો! હવે આગળ વધો.

બન્ધુઓ! તો જ આપણે આગળ વધ્યા કરીશું એક પડશે તો બીજો તેના કામને હાથમાં લેતો જશે.

મ્હારા વ્હાલા નવયુવાનો! આટલું જ બસ છે. ફક્ત આટલેથી જ વીરમું છું. અપૂર્ણ.

'પુનિત'





## ભવમોક્ષકારક

# ભક્તિ

લે:—શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રી
દ્વારકાપીઠાધીશ્વર જગદ્ગુરુ શંકરાચાર્ય
શ્રી ૧૦૮ **શ્રીઅભિનવસચ્ચિદાનંદ-
તીર્થજી** મહારાજ. પ્રભાસ.

**भक्तिः प्रसिद्धा भवमोक्षणाय ।**

ભવમોક્ષ-સંસારનિવૃત્તિ અને ભગવત્પ્રાપ્તિનું મુખ્ય પ્રસિદ્ધ સાધન ભક્તિ છે. આપણા શાસ્ત્રોમાં પરમાત્મપ્રાપ્તિ માટે જુદાં જુદાં સાધનો બતાવવામાં આવ્યાં છે. કારણ કે:—'**भिन्नरुचिर्हि लोकः**' જગતના લોકોની રુચિ અને બુદ્ધિ ભિન્ન ભિન્ન હોય છે, એક જ સાધનથી બધા લોકો લાભ લઈ શકતા નથી.

જુદાં જુદાં શાસ્ત્રોનો આશય પણ એ જ છે કે:—પ્રત્યેક જીવને એક દિવસ અવશ્ય પરમસુખને પ્રાપ્ત કરવું જ જોઈએ, એ પરમસુખને પ્રાપ્ત કરવા માટે શાસ્ત્રકારોએ જુદાં જુદાં સાધનો એટલા માટે બતાવ્યાં છે કે:–મનુષ્યને જે સાધનમાં રુચિ ઉત્પન્ન થાય, જે સાધન એને અનુકૂલ પડે, એ જ સાધનને પોતાના ઉપયોગમાં લઈને સિદ્ધિ પ્રાપ્ત કરે.

**रुचीनां वैचित्र्यादृजुकुटिल नाना पथजुषां,
नृणामेको गम्यस्त्वमसि पयसामर्णव इव ।**

ઉપરોક્ત સ્તુતિપદ્યમાં પણ એ જ ગર્ભિત આશય રહેલો છે.

**ज्ञानं कर्म च भक्तिश्च नोपायोऽन्योऽस्तिकुत्रचित्**

શાસ્ત્રોમાં જે સાધનો બતાવવામાં આવ્યાં છે, તેમાં મુખ્ય ત્રણ સાધનો બતાવ્યાં છે.

૧ જ્ઞાન, ૨ કર્મ અને ૩ ભક્તિ. એ સિવાય ભગવત્પ્રાપ્તિ માટે અન્ય એકેય સરલ ઉપાય નથી. અને એ ત્રણમાં પણ આ ભક્તિરૂપ સાધન અત્યન્ત સરલ અને સુખકર હોવાથી ભક્તિદ્વારા જલદીથી મુક્તિ મેળવી શકાય છે. બીજાં એ સાધનો કઠિન અને ક્વચિત્ વિઘ્ન કરનારાં હોય છે.

'ભક્તિ' શબ્દ '**भज् सेवायाम्**' '**भज्**' ધાતુથી ઉત્પન્ન થયેલો છે, એથી ભક્તિ શબ્દનો વાચ્યાર્થ 'સેવા' થાય છે, જો કે:—એ ભક્તિ–એ સેવા જુદા જુદા પ્રકારથી થઈ શકે છે:–માતૃભક્તિ, ગુરુભક્તિ, આદિ ભક્તિ દ્વારા માતા, પિતા અને ગુરુજનો સન્તુષ્ટ થાય છે, અને સેવા કરનારને ઇચ્છિત વસ્તુ આપે પણ છે,

પરન્તુ શ્રેષ્ઠભક્તિ તો ભગવત્ પ્રીત્યર્થે થવી જોઇએ, કારણ કે:–ભગવાનમાં સર્વ જગતનો સમાવેશ થઇ જાય છે. ભગવાન્ શ્રીકૃષ્ણ સ્વમુખે આદેશ કરે છે:—

'**मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव**'

અર્થાત્ જેમ મણિની માળામાં સર્વમણિઓ ઓતપ્રોત છે તેમ આ સર્વ જગત્ મારામાં ઓતપ્રોત છે.

'**ओत प्रोतं पटवद्यत्र विश्वम्**'

જેમ વસ્ત્રના તંતુઓ વસ્ત્રથી ભિન્ન નથી, તેમ પરમાત્માથી જગતની કોઈ પણ વસ્તુ ભિન્ન નથી.

સાંસારિક આધિ–વ્યાધિથી કંટાળેલા જીવોએ એટલા માટે પરમાત્મશરણનો જ સ્વીકાર કરવો જોઇએ, ભક્તિનો અંતિમ હેતુ પરમાત્મશરણ જ છે.

ભક્તિઅંકના પ્રેમી પાઠકો એ જ પરમાત્મશરણને સ્વીકારીને પોતાની ત્રિવિધ–ઉપાધિઓમાંથી મુક્ત બની સર્વેશ્વર ઇશ્વરને પ્રાપ્ત કરે એમ શુભાશીર્વાદ આપીને **इत्योम्.**



# ભક્તિ-સાધન

ભક્તિ સાધન ભવમાં સાચું
ભક્તિ સાધન સાચું રે.
ભવસાગર દુસ્તર તરવાને,
ભક્તિ સાધન સાચું રે.—ભક્તિ૦

ધન વૈભવ સત્તાનાં સાધન
સુંદર તન શણગાર રે. (૨)
હય ગજ રથ મોટરનાં વાહન
સાચાં નહિ તલભાર રે.—ભક્તિ૦

એ સાધનથી અંબરીષ તરિયા
મીરાં નરસિંહ તરિયા રે. (૨)
ધ્રુવ-પ્રહ્લાદ વિભીષણ સુગ્રીવ
સુધન્વા ઉદ્ધરિયા રે—ભક્તિ૦

વાલ્મિક, તુલસી, વ્યાસ, વિદુરજી,
અજામીલ અપરાધી રે. (૨)
ગોપી ગણિકા ચંદ્રહાસને
પ્રેમલક્ષણા સાધી રે.—ભક્તિ૦

વેદશાસ્ત્રનાં જ્ઞાન અધૂરાં
ભક્તિ આગળ સારાં રે (૨)
પ્રેમલક્ષણા અનુપમ ડાહ્યા,
દુ:ખ સકળ હરનારાં રે.—ભક્તિ૦

**શ્રી ડાહ્યાભાઇ જયકૃષ્ણદાસ**



# ભક્તિનું સ્વરૂપ



લે૦ પ્રણામીધર્માચાર્ય મહારાજ શ્રી ૧૦૮ શ્રી ધનીદાસજી, શ્રી નવતનપુરી-જામનગર.

**ભક્તિ** શબ્દ એટલો બધો વ્યાપક અને સાંપ્રત થઈ રહ્યો છે કે આજકાલ તેના સ્વરૂપનું અનુસંધાન કરવું કે વસ્તુતઃ તેનું સ્વરૂપ સમજવું તે પણ એક સમાલોચનાનો વિષય થઇ ગયેલ છે, તેની વિકટ સમસ્યાને ઉકેલવા માટે ગવેષણાપૂર્ણ વિચારોની આવશ્યકતા છે.

કોઇપણ ગહન વિષય જ્યાંસુધી તત્ત્વતઃ ન સમજાય ત્યાં સુધી તે વિષયમાં પોતાનો મત પ્રદર્શિત કરવો અથવા તે વિષયમાં પોતાનું અનુમાન બાંધવું તે ગૌરવ ભર્યું કહી શકાય નહીં.

'ભક્તિ' શબ્દના વિષયમાં આજે અનેક ગ્રન્થો કેવલ ભક્તિવિષયને પુષ્ટ કરવા માટે જ લખાઇ ગયા છે, અરે! દૂરની વાત કયાં કરવી? આ અંકમાંના તમામ લેખો ભક્તિના સ્વરૂપનો બોધ આપવા માટે જ લખાયેલા દૃષ્ટિગોચર થશે, તો પણ ભક્તિ જેવા ગુણગર્ભિત દુર્ગમ વિષયનો ભંડાર પૂર્ણ થઇ શકતો નથી. ભક્તિ વિષયની પરિસીમા સીમિત કહી શકાતી નથી. આપ જગતના અણુ-અણુમાં પણ ભક્તિને ઓતપ્રોત જોઇ શકશો. આ ઇશ્વરીય જગતનો સમસ્ત આધાર ભક્તિના ઉપર જ છે, કદાચ ભક્તિનું અસ્તિત્વ ન હોત તો આજે આપણને જગતનો ઇતિહાસ પથપ્રદર્શક ન બનત.

ભક્તિના વિષયમાં આપણે ગમે તેટલો સંગ્રહ કરી નાખીએ તો પણ તેનો વિષય અપૂર્ણ જ રહેશે. તે વિષયને કોઈ પૂર્ણરૂપથી પ્રકટ કરી શકે તેમ નથી. સાગરમાંથી ગમે તેટલી ગાગર ભરી લેવા છતાં તેના જલની અગાધતામાં કિંચિત્ માત્ર પણ અંતર પડતું નથી. તેજ પ્રકારે ભક્તિનું ક્ષેત્ર એટલું બધું વિશાલ છે કે-તેની સીમા બાંધી શકાતી નથી,

ભક્તિ શબ્દ સેવા અર્થક '**भज्**' ધાતુથી બનેલો છે, માટે તેનો મુખ્ય અર્થ સેવા કરવી એટલો જ થઈ શકે છે, પછી તે સેવા કોઈપણ રૂપમાં કેમ ન હોય? પરન્તુ સેવાભાવ વિના ભક્તિની સાર્થકતા સિદ્ધ થઈ શકતી નથી. માટે ભક્તિ પ્રાણ છે તો સેવા તેનું જીવન છે: ભક્તિ આત્મા છે તો સેવા તેનું કલેવર છે એમ માનવું પડશે.

જો આપણે સેવક (ભક્ત) બનવું છે, સેવા-ભક્તિ તરફ ઝૂકવું છે તો બે વાતો તરફ ચુસ્ત બનવું પડશે; એક તો સેવ્ય વસ્તુ (ઇષ્ટદેવ) તરફ અને બીજું પોતાના ઇષ્ટદેવતાના અવિરોધી ભાવો પર, અર્થાત્ પોતાના ઇષ્ટદેવ પ્રતિ અવિચલ ભાવ અને ઇષ્ટદેવના વિરોધી ભાવોની સાથે સંપૂર્ણ અસહકાર. એ બંન્ને વાતોનું મજબુત પાલન કરવું પડશે.

ભક્તિ ત્યારે જ કરી કહી શકાય કે જ્યારે આપણામાં લઘુતા હોય, જ્યાં સુધી મનુષ્યમાં અહંભાવ, અને પોતાના માન સન્માનની પ્રબલ કામના રહે છે ત્યાં સુધી તેનાથી લઘુતા ઘણે જ દૂર રહે છે.

જો લઘુતાએ આપણા શરીરમાં સાચો ભાવ અને દૃઢ આસન જમાવી દીધું હોય તો અહંકારને ત્યાંથી દૂર થયા વિના છૂટકો જ નથી. તે પ્રકારે જો ભક્તને

સેવાની પૂર્ણ સફલતા પ્રાપ્ત કરવી હોય તો પોતાની અંદર લઘુતા ( ગરીબી )ની બહુ જ જરૂર છે. તેમજ ઇષ્ટસિદ્ધિમાં અવિચલતા અને પૂર્ણત્યાગ પણ ત્યારે જ થઇ શકે છે.

જો કે-લઘુતા અને ભક્તિનો વિષય સ્થૂલ દષ્ટિએ ભિન્ન પ્રતીત થાય છે, પરન્તુ વસ્તુતઃ બન્નેનો બહુ જ ઘનિષ્ઠ સંબંધ છે, ભક્તિ પ્રાણ છે તો લઘુતા તેનું કલેવર છે, ભક્તિ ભાવમય વસ્તુ છે, તો લઘુતા તેનું સત્પાત્ર છે. પાત્ર વિના વસ્તુ ( ભક્તિ ) રહી શકતી નથી. ભક્તિ રસ છે તો લઘુતા રસદ્રવ્ય છે. દ્રવ્ય વિના રસસ્વાદ થઇ શકતો નથી ભક્તિ ભગવાનને વશ કરવાની શક્તિ છે તો લઘુતા વશ કરવાનું સ્વરૂપ છે; સ્વરૂપ વિના શક્તિ રહી શકતી નથી. જો કોઇને વશ કરવાની ઇચ્છા હોય તો તેનાથી લઘુ ( નાના ) બની જાઓ અને પછી જુઓ કે કેવી જાદુ સમાન અસર પડે છે. ભક્તિ ભાવ છે તો લઘુતા તેની દ્યોતક છે.



ભક્તિને વશ ભગવાન્ શબરીનાં બોર આરોગે છે.

જો પ્રભુને ભક્તિવડે વશ કરવા હોય તો લઘુતાની સહાયતા જરૂર લેવી જ પડશે. ભક્તને માટે જો કોઈ પરમ ઉપકારી વસ્તુ હોય તો લઘુતા જ છે. તે માટે જ શ્રી સ્વામી શ્રી પ્રાણનાથજી આજ્ઞા આપે છે કે—

**ज्यों ज्यों गरीबी लीजे साथमें,**
**त्यों त्यों धनीको पाइए मान ।**
**इन आगेको फल येही है,**
**कोई समझ लीजो चतुरसुजान ॥**

અર્થાત્ જો તમારે અક્ષરાતીત પ્રભુનું માન—પ્રસન્નતા પ્રાપ્ત કરવી હોય તો જગત્માં ગરીબી ધારણ કરો, '**रब ना राखे किसीका गुमान, वह तो गरीबों पर महेरबान**, જેવી આપે ગરીબી ( લઘુતા ) ધારણ કરી કે તરત જ આપની ભક્તિ ( સેવા ) પૂર્ણ થઇ ગઈ, અને તે જ ભક્તિ શુદ્ધ પ્રેમના પુટવડે પ્રેમલક્ષણા ભક્તિ બની જાય છે. આ સંસારમાં જાગ્રત થવાનું-જ્ઞાની બનવાનું ફલ એજ છે કે:—ગરીબીથી સૌને પ્રસન્ન રાખવા, પછી આપની એ શુદ્ધ પરાભક્તિવડે પરમાત્મા પ્રસન્ન થયા વિના રહી શકતા નથી. માટે જ જ્યાં સુધી મનુષ્યને લઘુતા વરતી નથી. ત્યાં સુધી તેની સર્વે સફલતાઓ અનિશ્ચિત રહે છે.

ભક્તિમતી શબરીએ લઘુતાવડે જ રામચંદ્રજીને વશ કરી લીધા હતા, અને એના ભક્તિભાવને વશ થઈ ને શ્રીરામચંદ્રજીએ એનાં જૂઠાં બોર પણ આરોગ્યાં હતાં. માટે લઘુતા એજ સફલતામાં સર્વોપયોગી પદાર્થ છે, તળાવ અથવા કૂવાનું પાણી લઘુતાને ધારણ કરીને કેટલું મધુર અને ઉપયોગી રહે છે?

પરન્તુ તે જ સુમધુર જલ સમુદ્રમાં મળીને પ્રભુતા ( મોટાઈ ) ને ધારણ કરે છે ત્યારે ખારું થાય છે. સમુદ્રનું જલ કોઈની તૃષાશાન્તિ કરી શકતું નથી. કારણ કે:-તેમાં મહત્તા આવી જવાથી તે પ્રભુતાના મદમાં ચૂર બની જાય છે.

પગમાં પહેરવાના ઉપાનહ ( જોડા )માં જે લઘુતા સમાયેલી છે તેનો આપે ભાગ્યે જ ખ્યાલ કર્યો હશે. તે આપણી કેટલી રક્ષા કરે છે?

કંટક ભરેલા જંગલમાંથી સામેપાર જવું હોય તો પણ એ ઉપાનહોના આશ્રયથી જઈ શકાય છે, શું તમે આ વિશાલ વિશ્વને આવા જંગલથી ઓછું

કાંટાવાળું માનો છો? જંગલના કાંટા તો ક્ષણિક દુ:ખદાયી હોય છે પરન્તુ આ વિષમય વિશ્વના કંટકો તો અત્યન્ત તીક્ષ્ણ અને અત્યન્ત દુ:ખદાયી છે. શું આ વિશ્વરૂપ વનને લઘુતા સિવાય પાર કરી શકાય ખરૂં? માટે જ આપણે લઘુતા ધારણ કરીને સૌની ચરણરજ સમાન બનીને વિશ્વરૂપ જંગલને પાર કરવું જોઇએ.

આપણે લઘુતા શા માટે ધારણ કરવી? તેનો પ્રત્યુત્તર એજ છે કે—મોટામાં મોટી ચીજને વશ કરવી હોય અથવા મોટી વસ્તુ તૈયાર કરવી હોય તો આપણે લઘુતાનો આશ્રય લેવો પડે છે. સર્વેએ જોયું હશે કે—આપણે એક વૃક્ષ તૈયાર કરવા માટે તેનું નાનામાં નાનું બીજ વાવવું પડે છે એ શા માટે! તેનું મહાન્ વૃક્ષ બનાવવું છે માટે.

આલીશાન મકાન બનાવવા માટે સર્વપ્રથમ આપણે નાની નાની ઈંટો અને પત્થરોથી કામ લેવું પડે છે, કાપડના મોટા મોટા ટુકડાઓને સાંધવા માટે સોયની જરૂર છે. જો સોયને બદલે ચાકૂ અથવા ખીલાનો આશ્રય લેવામાં આવે તો વસ્ત્રને સાંધી શકાતું નથી, માટે જ આપણા ભાંગ્યા ટૂટયા ભાવોને છિન્નભિન્ન કલ્પનાઓને, લઘુતારૂપ સોયથી સાંધીને પરમાત્મા તરફ લગાવવા માટે—સેવાભાવને મજબુત બનાવવા માટે સોય સ્વરૂપ લઘુતાની આવશ્યકતા છે. પ્રેમી પાઠકો! કેટલું ઉપદેશપૂર્ણ ઉદાહરણ છે?

આપ સૂક્ષ્મદૃષ્ટિથી જોશો તો નિશ્ચય થશે કે જગત્‌માં કોઇ પણ ભક્તનું કાર્ય સિદ્ધ થયું હોય તો કેવલ લઘુતા દ્વારા જ થયેલું છે, આ જગત્‌માં આપણું તો કાંઇ છે જ નહીં જે કાંઇ છે તે પરમાત્માનું છે તો પછી કોના બલપર અભિમાન કરવું? કોના બલપર અન્યનું અપમાન કરવું? અભિમાન અને અપમાન તો તે જ કરી શકે છે કેઃ—જે કોઈ સત્તાનો અધિકારી હોય. જ્યારે મનુષ્ય એમ સમજવા લાગે છે. ત્યારે જ તે લઘુતાને ધારણ કરી શકે છે,

જે મનુષ્ય અન્યનો આશ્રય છોડી દઇને એક પરમાત્માનો જ આશ્રય ગ્રહણ કરે છે, જગત્‌ની સર્વે વસ્તુઓને નશ્વર સમજીને તેમાં લેપાતો નથી અને પોતાને તુચ્છ સમજીને પ્રભુમય બની રહે છે, તેને જ પરમાત્મપ્રાપ્તિ થઈ શકે છેઃ—

**लघुतासे प्रभु मिलत है प्रभुतासे प्रभु दूर**
**कीड़ो साकर खात है, हाथी फाकत धूर ।**

અહાહા!! કેવો સુંદર અને સારગર્ભિત ઉપદેશ છે,? લઘુતા ધારણ કરીને દરેકના ચરણમાં રગડાયેલી ધૂલ પણ આકાશમાં ચડી જાય છે પરન્તુ પોતાને બહુજ ભારી માનનારો પત્થર જમીનમાં જ પડયો પડયો ધક્કા ખાધા કરે છે, તેમજ ઉપર ફેંકવા છતાં પણ આકાશમાં ન પહોંચતાં નીચે પડે છે.

ગુરુતા કહો કે ગૌરવ અથવા પ્રભુતા કહો, બધાનો લગભગ એક જ અર્થ થાય છે પરંતુ એવું ગૌરવ ધારણ કરનારાઓનું પ્રાયઃ અધ:પતન જ થાય છે, સંયોગવશ કોઇ પ્રયત્નથી ઉંચે ચડે તો પણ તે પોતાની ગુરુતાના કારણથી પતિત થયા વિના રહેતો નથી.

જ્યારે પાણીને આકાશની હવા ખાવા જવું હોય ત્યારે તેને વરાળનું રૂપ ધારણ કરવું પડે છે, પરન્તુ આકાશમાં ગયા બાદ પણ જો તેણે ગૌરવ (પાણીનું સ્વરૂપ) ધારણ કર્યું. તો પુનઃ તેને પૃથ્વીપર અને તે પણ અનેક પ્રતિકૂલ સંયોગોમાં—પત્થર—પહાડોના ઉપર પણ પડવું પડે છે. ઉપરના અનેક દૃષ્ટાંતોથી સાબીત થાય છે કે—લઘુતા એક મહાન્ પદાર્થ છે જો સૂક્ષ્મ-દૃષ્ટિથી જોઇએ તો ભક્તિનું મુખ્ય સ્વરૂપ પણ લઘુ-તામાં જ સમાયેલું છે, અરે? લઘુતા એજ ભક્તિનું સ્વરૂપ છે, એમ કહેવામાં પણ અતિશયોક્તિ નથી.

ભક્તિના અનેક ભેદ અને રૂપાંતર જોવામાં આવે છે. શાસ્ત્રોમાં પણ ભક્તિના અનેક પ્રકાર વર્ણવેલા છે. છતાં પણ આપને લઘુતા વિનાની ભક્તિ જોવામાં આવશે નહીં. લઘુતા રહિત બનીને ભક્તિ કરનારાઓ આજ દિવસ સુધી કયાંય પણ જોવા—કે સાંભળવામાં આવ્યા નથી. જેથી જેવી રીતે શરીર ધારણ કર્યા સિવાય પ્રાણ ટકી શકતા નથી તે જ પ્રકારે લઘુતા વિના ભક્તિ રહી શકતી નથી.

તમે સૌથી પ્રથમ **શ્રવણભક્તિને** જ જોઇ લો, જ્યાં સુધી લઘુતા નહીં હોય ત્યાં સુધી બીજાના જ્ઞાનોપદેશને અથવા બીજાના શબ્દોને મોટા માનવાને આપણે તૈયાર શી રીતે થઇ શકીએ? અને પોતાને તુચ્છ—અલ્પજ્ઞ સમજ્યા સિવાય, શ્રદ્ધા ઉત્પન્ન થયા વિના શ્રવણ ભક્તિ સિદ્ધ થઇ શકતી નથી.

**કીર્તનભક્તિ** તો લઘુતાનું સ્વરૂપ જ છે, **અર્ચન** અને **વંદન ભક્તિ** માં તો સમગ્ર સામગ્રી લઘુતાથી જ ભરેલી છે શરીરને નમાવ્યા સિવાય અને બીજાના ચરણની રજ બન્યા સિવાય વંદન શી રીતે થઈ શકે, ?

**હાસ્યભાવમાં** તો સ્વરૂપ અને સ્વભાવ બન્નેથી લઘુતા જ ભરેલ છે, અને **સ્મરણ** તો તન્મય બન્યા સિવાય થઇ શકતુંજ નથી, **સખ્યભક્તિ**માં લઘુતા માટે સંપૂર્ણ પરિત્યાગ કરવો જ પડે તેમ છે.

હવે રહી **આત્મનિવેદનભક્તિ.** તેનુ સાધન તો લઘુતાના આધારથી જ સિદ્ધ થઇ શકે છે. અને '**परा प्रेमलक्षणा**' નું સ્વરૂપ તો લઘુતા વિના પ્રાપ્ત જ થવું અશક્ય છે અને જ્યાં સુધી '**सर्वं त्यक्त्वा हरिं भजेत्**'નું અવલંબન ન થાય ત્યાં સુધી પ્રેમલક્ષણા ભક્તિ પુષ્ટ થઇ શકતી નથી. સર્વનો પરિત્યાગ કરીને એક પ્રભુનું શરણ ગ્રહણ ન થઈ શકે. જ્યાં સુધી પોતાને અનાથ, અકિંચન અને અશરણ આદિ પ્રકારથી તુચ્છ ન માનવામાં આવે ત્યાં સુધી તે પરમાત્મપદનો અધિકારી કદાપિ થઈ શકતો જ નથી, માટે એ સિદ્ધ થાય છે કેઃ-સેવાર્થક '**भज्**' ધાતુથી બનેલા ભક્ત શબ્દ લઘુતા સિવાય અપૂર્ણ છે.

ભક્તિનું કલેવર લઘુતા અને તેના પ્રાણ અનન્યતા છે, જ્યાં સુધી મનુષ્યમાં લઘુતા અને અનન્યતાનો આવિર્ભાવ નથી થતો ત્યાં સુધી તેની ભક્તિ અનપાયિની કહી શકાતી નથી. તો પછી પ્રેમલક્ષણા કે પરાભક્તિના દરજ્જામાં તો પહોંચી શકે જ ક્યાંથી ? ભક્તો તો ધ્યાતા-ધ્યેય અને જ્ઞાતા-જ્ઞેયની ખટપટથી મુક્ત થઇને ફરે છે. અનેઃ—

**निस्त्रैगुण्ये पथि विचरतां को विधिः को निषेधः**

જગતથી પર થએલા ભક્તને માટે વિધિ અને નિષેધની શી જરૂર છે ? જ્યારે તેનું અસ્તિત્વ જ પ્રભુસત્તામાં ચાલ્યું ગયું ત્યારે તો કાર્યો કરવાં-ન કરવાં પ્રભુને આધીન રહે છે, કારણ કે તે ભક્ત તો પોતાના માટે કાંઇ જ કરતો નથી. અને કોઇને કાંઈ કહેતો પણ નથી '**रसमगन भई सो क्या गावे ?**' જ્યારે તે પ્રભુસ્વરૂપમાં મગ્ન બની ગયા, સમુદ્રમાં સાકરની સમાન પીગળી ગયા ત્યારે તે ક્રિયાઓ કરે તો પણ કોને માટે કરે ? હવે તો તેનું અસ્તિત્વ હોવા છતા પણ નથી, તેણે તો પોતાનું પોતાપણું અને પોતાનું સર્વસ્વ પ્રભુ ઉપર સમર્પિત કર્યું અને પોતે પણ પ્રભુમાં જ સમાઈ ગયો. ત્યાં બાકી શું રહ્યું ?

પ્રેમી પાઠકગણ! ઉપરોક્ત વિવેચનથી આપ એટલું તો જરૂર સમજી ગયા હશો જ કેઃ—

સેવા કહો કે ભક્તિ કહો પરન્તુ તેના માટે લઘુતા અને અનન્યતાની તો અનિવાર્ય આવશ્યકતા છે, જ્યાં સુધી એ બે વસ્તુનો અભાવ હોય છે ત્યાં સુધી ભક્તિમાં પણ અપૂર્ણતાજ છે તેમ સમજવાનું છે.

માટે ભક્તિને ધારણ કરનારા પ્રત્યેક ભક્તે અનન્યતા અને લઘુતાને પ્રથમ ધારણ કરવાં જોઇએ, બોલો શ્રીકૃષ્ણચંદ્રકી જય!!





# ભક્તિરસદોહન

લે:-ઉત્તરકાશીનિવાસી બ્રહ્મનિષ્ઠ સ્વામીશ્રી આત્માનંદગિરિજી

ભક્તિના શાસ્ત્રોક્ત નવ પ્રકારો છે. શાસ્ત્રો, પુરાણો અને અન્ય ભક્તિગ્રન્થોમાં એનું નિરૂપણ બહુ જ સુંદર રીતે કરવામાં આવ્યું છે, પ્રેમીજનોને એ પ્રકારોનું દોહન કરીને આ લેખમાં આપવામાં આવે છે.

**શ્રવણભક્તિ**

**वर्षमासदिनानां तु विमुच्य नियमाग्रहम्**
**सर्वदा प्रेमभक्त्यैव सेवनं निर्गुणं मतम् ॥**

ભા. મા. અ. ६. ३४

અર્થઃ—વર્ષમાં, માસમાં અથવા અમુક દિવસોમાં સંપૂર્ણ ભાગવત સાંભળવાના નિયમનો આગ્રહ છોડીને દરરોજ પ્રેમભક્તિથી જે શ્રવણ કરાય છે તે નિર્ગુણ શ્રવણ કહેવાય છે. (મુમુક્ષુ મનુષ્યે નિર્ગુણ શ્રવણ કરવું જ યોગ્ય છે અને તેનું જ ફલ ઉત્તમ છે.

**परीक्षितेऽपि संवादे निर्गुणं तत्प्रकीर्तितम् ।**
**तत्र सप्तदिनाख्यानं तदायुर्दिन संख्यया ॥६॥**

(સ્કં. પુ. ખં. ૨ ભા. મા. અ. ૩૪-૨૯)

અર્થ—પરીક્ષિત રાજા ભાગવતનું શ્રવણ હમેશાં જ કરતા હતા તેમ તેમનું શ્રવણ નિર્ગુણ હતું. તેમના ઈતિહાસમાં જે સાત દિવસનું કથન છે તે, તેમને સાત દિવસમાં નાગ કરડવાથી મૃત્યુ થવાનો શાપ લાગ્યો હતો તેમ તેમની શેષ આયુ સાત જ દિવસની હતી, તે કારણથી તેમણે તે સાતે દિવસ એટલે આયુ પર્યંત ભાગવતનું શ્રવણ કરેલું છે. તેથી વાસ્તવિક રીતે તો પરીક્ષિત રાજાએ આયુ પર્યંત હમેશાં ભાગવતનું શ્રવણ કર્યું છે, માત્ર સાત દિવસજ નહીં એવો ભાવ છે માટે આપણે પણ સાતે દિવસ એટલે હમેશાં શ્રવણ કરવું જોઈએ. કારણ કે અનેક જન્મની મલીનતા કાંઈ આખી જીંદગીમાં સાત દિવસ જ શ્રવણ કરવાથી દૂર થતી નથી. ૬

**मनसश्चाजयाद्रोगात् पुंसां चैवायुषःक्षयात् ।**
**कलेर्दोषबहुत्वाच्च सप्ताहश्रवणं मतम् ॥७॥**

(પદ્મ. પુ. ઉ. ખં. અ. ૧૯૪-૫૧૫)

અર્થઃ—મન ઉપર કાબુ ન હોવાથી અને રોગાદિક વિઘ્નોથી તથા મનુષ્યના આયુનો ક્ષય થવાથી, અને કલિના દોષ બહુ હોવાથી પુણ્યકર્મમાં બાધા થાય છે. તેથી જે મનુષ્ય કોઈ પણ ધર્મનું બહુ દિવસ અનુષ્ઠાન કરી શકે તેમ ન હોય તેને માટે સાત દિવસ પણ ભાગવતનું શ્રવણ કરવું જોઈએ એમ નિશ્ચય કરીને સપ્તાહનો નિયમ રાખેલો છે, કેમકે સાત દિવસ સુધી તો સર્વ મનુષ્ય નિવૃત્તિ લઇને નિયમપૂર્વક શ્રવણ કરી શકે છે. તેટલા માટે સપ્તાહનો નિયમ રાખવામાં આવેલો છે, તેની પ્રધાનતાથી નહીં. પ્રધાનતા તો રોજના શ્રવણની જ છે. સર્વશાસ્ત્રના શ્રવણનો નિયમ તો આ જ છે. ૭

**सोष्णीषमस्तका ये च कथां शृण्वन्ति पावनीम् ।**
**ते बलाकाः प्रजायन्ते पापिनो मनुजाधमाः ॥८॥**

(સ્કા. પુ. વા. મા. ૯ અ. ૨૯-૪૧)

અર્થ—મનુષ્યને પાપથી પવિત્ર કરનારી કથાને જેઓ માથે પાઘડી (ઉષ્ણીષ) રાખીને સાંભળે છે, તે પાપી અધમ મનુષ્યો બગલાના જન્મને પ્રાપ્ત કરે છે. ૮ (શરદી આદિના રોગને વખતે પહેરવાનો નિષેધ નથી.)

**ताम्बूलं भक्षयन्तो ये कथां शृण्वन्ति पावनीम् ।**
**श्वविष्टां भक्षयन्त्येते नरके च पतन्ति हि ॥९॥**

(સ્કા. પુ. વાસુ. મા. ૯ અ. ૨૯-૪૨)

અર્થ—જે મનુષ્યો પાન ખાતાં ખાતાં પવિત્ર કથાનું શ્રવણ કરે છે તેઓ શ્વાનની વિષ્ઠાને ખાય છે અને નરકમાં પડે છે. ૯

**ये च तुंगासनारूढाः कथां शृण्वन्ति दांभिकाः ।**
**अक्षयान्नरकान्भुक्त्वा ते भवन्त्येव वायसाः ॥१०॥**

(સ્કા. પુ. વાસુ. મા. અ. ૨૯-૪૩)

અર્થ જે દંભીલોક ઉંચા આસન ઉપર બેસીને કથા શ્રવણ કરે છે તે બહુકાલ સુધી નરક ભોગવીને પછી કાગડાનો જન્મ પ્રાપ્ત કરે છે. ૧૦

**ये च वीरासनारूढा ये च सिंहासनस्थिताः**
**शृण्वन्ति सत्कथां ते वै भवन्त्यर्जुनपादपाः ॥११॥**

(સ્કા. પુ. વાસુ. મા. ૯ અ. ૨૯-૪૪)

અર્થ:—જે મનુષ્યો વીરાસને બેસીને અથવા સિંહાસન ઉપર બેસીને કથા શ્રવણ કરે છે. તેઓ અર્જુન નામનું વૃક્ષ થાય છે. (અહીં પગ પર પગ ચડાવીને બેસવાનું નામ વીરાસન છે.) ૧૧

### કીર્તન ભક્તિ

**ध्यायन्कृते यजन्यज्ञै-स्त्रेतायां द्वापरेऽर्चयन् ।**
**यदाप्नोति तदाप्नोति कलौ संकीर्त्य केशवम् ॥१॥**

(બૃ. ના. પુ. પૂ. ખં. અ. ૪૧-૯૨.)

અર્થ:—કૃતયુગમાં ધ્યાન કરવાથી, ત્રેતામાં યજ્ઞ કરવાથી અને દ્વાપરમાં પૂજન કરવાથી જે સિદ્ધિ મળે છે, કળિયુગમાં તે સિદ્ધિ પરમાત્માના નામનું તથા ગુણોનું કીર્તન કરવા માત્રથી પ્રાપ્ત થાય છે.૧

**बुद्ध्वाकाशेन संपश्यन्जन्मकर्माणि वै मम ।**
**सत्प्रीत्योच्चारणं तेषां मे तत्कीर्तनमुच्यते॥२॥**

(શિ. પુ. રુ. સં. ૨ સ. ખ. ૨ અ. ૨૩-૨૬)

અર્થ:—મારા (ઈશ્વરનો) માયારૂપ જન્મ તથા મારાં સાધુ પરિત્રાણાદિ દિવ્ય કર્મને બુદ્ધિ વડે સમ્યક્ (યથાવત્) સમજી, પછી પ્રીતિપૂર્વક તેમનું જે ઉચ્ચારણ તે કીર્તન કહેવાય છે. ૨

**आदरेण यथा स्तौति, धनवन्तं धनेच्छया ।**
**तथा विश्वस्य कर्तारं, को न मुच्येत बन्धनात् ॥३**

(મ. ગ. પુ. ભા. કાં. અ. ૨૩૦-૫૦)

અર્થ:—જેવી રીતે ધનની પ્રાપ્તિની ઈચ્છાથી ધની મનુષ્યની સ્તુતિ કરવામાં આવે છે, તેવી રીતે સંપૂર્ણ જગતની સૃષ્ટિ કરનાર પરમાત્માની સ્તુતિ કરવામાં આવે તો કોણ માણસ સંસારના બંધનથી મુક્ત ન થઈ શકે? અર્થાત્ સર્વ મુક્ત થઇ શકે. ૩

**संसारमूलभूतानां, पातकानां महामुने ।**
**शिवनाम कुठारेण, विनाशो जायते ध्रुवम् ॥४॥**

(શિ. પુ. વિ. સં. અ. ૨૩-૩૦)

અર્થ:—હે મહામુને! જેમ નાના પ્રકારના વૃક્ષોથી ભરપૂર જંગલનો પણ પુરુષાર્થી મનુષ્ય તીક્ષ્ણ કુહાડા વડે કાપીને નાશ કરી દે છે. તેવી રીતે શિવ (પરમાત્મા)ના નામનો જપ કરનાર મનુષ્ય સંસારના કારણરૂપ સર્વ પાપના પુંજનો પણ નાશ કરી નાખે છે. ૪

**नाम्नोऽस्य यावती शक्तिः पापनिर्दहने मम ।**
**तावत्कर्तुं न शक्नोति, पातकं पातकीजनः ॥५॥**

(સ્ક. પુ. ખં. ૨, મા. મા. ૫ અ. ૧૫-૧૩)

અર્થ:—મારા-પરમાત્માના નામમાં જેટલાં પાપને નાશ કરવાની શક્તિ છે તેટલાં પાપ પાપી માણસ કરી જ શકતો નથી. ૫

**हरेर्नामैव नामैव, नामैव मम जीवनम् ।**
**कलौ नास्त्येव नास्त्येव, नास्त्येव गतिरन्यथा॥६॥**

(બૃ. ના. પુ૦ પૂ૦ ખં૦ અ૦ ૪૧-૧૧૫)

અર્થ:—કલિયુગમાં હરિનું નામજ અમારૂં જીવન (આશ્રય) છે. આ ઘોર કળિયુગમાં બીજો કોઇ પ્રકારનો આશ્રય નથી. ૬

### સ્મરણ ભક્તિ

**व्यापकं देवि मां दृष्ट्वा, नित्यं सर्वत्र सर्वदा ।**
**निर्भयत्वं सदा लोके, स्मरणं तदुदाहृतम् ॥१॥**

(શિ. પુ. રુ. સં. ખંડ. ૨ અ. ૨૩-૨૭)

અર્થ—હે પાર્વતિ! સર્વવ્યાપક એવો જે હું (શિવ) તેનું હમેશાં સર્વ દશામાં દર્શન (ધ્યાન) કરવાથી લોકમાં સદાને માટે જે નિર્ભયપણું પ્રાપ્ત થાય છે તેનું નામ **સ્મરણ** કહેવાય છે. ૧

**पापपावकदग्धानां, कर्मचेष्टावियोगिनाम् ।**
**भेषजं नास्ति मर्त्यानां, श्रीकृष्णस्मरणं विना ॥२॥**

(સ્કા. પુ. ખં. ૨ ભાગ. મા. ૫ અ. ૧૫-૪૬)

અર્થ—જે પાપરૂપી અગ્નિથી બળેલા છે અને કોઇપણ પુણ્ય કર્મ કરતો નથી એવા માણસને સંસારના દુ:ખની નિવૃત્તિને માટે શ્રી ભગવાનના સ્મરણ વિના બીજું કોઇ પણ સાધન નથી. ૨

**मृत्युकालेऽपि मर्त्यानां, पापिनां तदनिच्छताम् ।**
**गच्छतां नास्तिपाथेयं, श्रीकृष्णस्मरणं विना ॥३॥**

(સ્કા. પુ. ખ. ૨ માર્ગ. મા. ૫ અ. ૧૫-૪૮)

અર્થ—કેટલાએક લોક મરણપર્યન્ત ઇશ્વરભક્તિ ચાહતા નથી. પરન્તુ મરણ સમયે ઇશ્વરનું નામ જપવાની તથા તેમનું સ્મરણ કરવાની ઈચ્છા રાખે છે. કોઈ અત્યન્ત પાપી મનુષ્ય તો મરણકાળમાં પણ તેવી ઈચ્છા કરતો નથી. તેવા માણસને પણ ઈશ્વરના સ્મરણ વિના બીજી કોઈ સહાય નથી. ૩

**कृते पापेऽनुतापो वै, यस्य पुंसः प्रजायते ।**
**प्रायश्चित्तं तु तस्यैकं, हरिसंस्मरणं परम् ॥४॥**

(વિ. પુ. અં. ૨ અ. ૬-૩૫)

અર્થ—કોઈ માણસે પાપ કર્યું હોય તેનો પશ્ચાત્તાપ કરવો તે એક પ્રાયશ્ચિત્ત છે, બીજું પર-

માત્માનું સ્મરણુ પ્રાયશ્ચિત્ત છે. અને પરમાત્માનું સ્મરણુ તે વિશેષ પ્રાયશ્ચિત્ત છે. તેનાથી સર્વ પાપનો નાશ થાય છે. ૪

**तस्मादहर्निशं विष्णुं, संस्मरन्पुरुषो मुने ।**
**न याति नरकं शुद्धः संक्षीणाखिलकल्मषः ॥५॥**

( વિ. પુ. ખં. ૨ અ. ૬–૨૯ )

અર્થ—માટે હે મુનિ ! મનુષ્ય, દિનરાત્રિ પરમાત્માનું સ્મરણુ કરવાથી પાપથી રહિત થઈને શુદ્ધ થાય છે, અને તેથી નરકમાં જતો નથી. ૫



સ્મરણુભક્ત પ્રહ્લાદ

## પાદસેવન ભક્તિ

**सदासेव्यानुकूल्येन सेवनं तद्धि गोगणैः ॥१॥**

( શિ. પુ. રુ. સં. ખં. ૨ અ. ૨૩–૨૯ )

અર્થ—હમેશાં સેવ્ય (સેવાના વિષય જે ઇષ્ટ તે) ને અનુકૂળ રહીને તેમની આપણા શરીરવડે થતી જે સેવા તેનું નામ **પાદસેવન** છે. ૧

**तस्माद्रजोरागविषादमन्यु-**
**मानस्पृहादैन्यभयाधिमूलम् ।**
**हित्वा गृहं संसृतिचक्रवालं,**
**नृसिंहपादं भजतां कुतो भयम् ॥२॥**

( ભા. પુ. સ્કં. ૫ અ. ૧૮–૧૪ )

અર્થ—(પ્રહ્લાદ કહે છે) હે દૈત્યો ! તૃષ્ણા, અભિનિવેશ, વિષાદ, ક્રોધ, માન, સ્પૃહા, દીનતા, ભય, આદિ, (માનસિક દુ:ખ) વગેરેનાં કારણરૂપ, તથા જન્મ મરણરૂપી સંસારના સમૂહરૂપ ગૃહનો પરિત્યાગ કરીને નૃસિંહ ભગવાનના ચરણની સેવા જ નિર્ભયતાનું સાધન છે. ૨

**यथा हि पुरुषस्येह विष्णोः पादोपसर्पणम् ।**
**यदेष सर्वभूतानां प्रिय आत्मेश्वरः सुहृत् ॥३॥**

( ભા. પુ. સ્કં. ૭ અ. ૬–૨ )

અર્થ—આ જગત્માં પુરુષે વિષ્ણુ ભગવાનના ચરણનું શરણ લેવું તે જ યોગ્ય છે. કારણ કે એ ભગવાન સર્વ પ્રાણીઓના આત્મા છે,ઇશ્વર છે અને પ્રિય મિત્ર છે. ૩

## પૂજન-અર્ચન ભક્તિ.

**सदा भूतानुकूल्येन विधिना मे परात्मने ।**
**अर्पणं षोडशानां वै पाद्यादीनां तदर्चनम् ॥१॥**

( શિ. પુ. રુ. સં. ખં. ૨ અ. ૨૩–૩૦ )

અર્થ—કોઇ પણ પ્રાણીને પ્રતિકૂળતા કર્યા વિના સંપૂર્ણ પ્રાણીઓની અનુકૂળતાથી વિધિપૂર્વક હું જે

પરમાત્મા (શિવ) તેમને નિમિત્ત પાદ્યાદિ ષોડશોપચારોનું અર્પણ કરવું તેનું નામ **અર્ચન** છે. ૧ (વધાદિથી પ્રાણીઓને પ્રતિકૂળતા થાય છે તેથી તે નિષેધ છે.)

**अभिष्टफलदानाच्च चतुर्वर्गफलाश्रयात् ।**
**नन्दनात्सर्वदेवानाम् अर्चनं समुदाहृतम् ॥२॥**

( કુ. તં. ઉ. ૧૭–૬૧ )

**અર્થ**—ધર્મ, અર્થ કામ તથા મોક્ષ એ ચાર પ્રકારના પુરુષાર્થમાંથી કોઈ એક પણ પુરુષાર્થની ઇચ્છા કરે તો પૂજાથી તે પ્રાપ્ત થાય છે, તથા તેથી સર્વ દેવો પ્રસન્ન થાય છે, તેથી પૂજાનું નામ **અર્ચન** કહ્યું છે. ૨

**अण्वप्युपाहृतं भक्तैः प्रेम्णा भूर्येव मे भवेत् ।**
**भूर्यप्यभक्तोपहृतं, न मे तोषाय कल्पते ॥३॥**

( ભા. સ્કં. ૧૦ અ. ૮૧–૩ )

**અર્થ**—મારા ભક્તે આપેલી વસ્તુ થોડી પણ હોય તો પણ તે મારે માટે બહુ જ છે. અને અભક્ત મનુષ્યે આપેલી વસ્તુ બહુજ હોવા છતાં પણ તે મને પ્રસન્ન કરવાને પૂર્ણ નથી. ૩ [સુદામાનાં મુઠી તાંદુલ, દુર્યોધનવિષ્ટિ વખતે અનેક ભેટો.)

**अर्चायां स्थण्डिले अग्नौ, सूर्ये वाप्सु हृदि द्विजे ।**
**द्रव्येण भक्तियुक्तोऽर्चेत् स्वगुरुं माममायया ॥४॥**

( ભા. સ્કં. ૧૧ અ. ૨૭–૯ )

**અર્થ**:—મૂર્તિ, પૃથ્વી, અગ્નિ, સૂર્ય, જલ, હૃદય, અને અતિથિ આદિ એ સર્વ મારાં પૂજાનાં સ્થાન છે. તેમની ગંધ-પુષ્પાદિ દ્રવ્યવડે શુદ્ધભાવથી ફળેચ્છા છોડીને સ્વગુરુ રૂપ મારી પૂજા કરે. ૪

**सूर्योऽग्निर्ब्राह्मणो गावो वैष्णवः खं मरुज्जलम् ।**
**भूरात्मा सर्वभूतानि, भद्र पूजापदानि मे ॥५॥**

( ભા. સ્કં. ૧૧ અ. ૧૧–૪૨ )

**અર્થ**:—હે ભદ્ર ( ઉદ્ધવ ) સૂર્ય, અગ્નિ, બ્રાહ્મણ, ગાય, વિષ્ણુભક્ત, હૃદયાકાશ, વાયુ, જળ, પૃથ્વી, દેહાદિ સંઘાત આપણું શરીર (આત્મા) તથા સર્વ પ્રાણીમાત્ર એ અગીઆર સ્થાન મારી પૂજા કરવામાં ઉત્તમ છે. ૫

### વન્દન ભક્તિ

**मन्त्रोच्चारणध्यानाभ्यां, मनसा वचसाक्रमात् ।**
**यदष्टांगेन भूस्पर्शी तद्वै वन्दनमुच्यते ॥१॥**

( શિ. પુ. રુ. સં. ખં. ૨ અ. ૨૩, ૩૧)

**અર્થ**–મંત્રોચ્ચારણ તથા ધ્યાન સહિત ક્રમે મન અને વાણીથી જે પૃથ્વીને અડી જે આઠ અંગોથી નમન છે તેનું નામ–વંદન છે. ૧

**पद्भ्यां कराभ्यां जानुभ्यामुरसा शिरसा दृशा ।**
**वचसा मनसा चेति प्रणामोऽष्टांग ईरितः ॥२॥**

( સ્કં. પુ. ખં. ૨ વૈ. મા. અ. ૨૭–૨૮ )

**અર્થ**—બે પગ, બે હાથ, બે ઢીંચણ, છાતી, શિર, નેત્ર, વાણી તથા મન એ આઠ અંગથી પૃથ્વી ઉપર લાંબા પડીને જે પ્રણામ છે તેને સાષ્ટાંગ પ્રણામ કહે છે. આઠ અંગથી થાય છે માટે "સાષ્ટાંગ" નામ છે. ૨

**बाहुभ्यां चैव मनसा शिरसा वचसा दृशा ।**
**पंचागोऽयं प्रणामःस्यात् पूजासु प्रवराविमौ ॥३॥**

( સ્કં. પુ. ખં. ૨ વૈ. મા. અ. ૨૭ ૨૯ )

**અર્થ**—બે હાથ, મન, શિર, વાણી, અને નેત્ર એ પાંચ વડે જે પ્રણામ કરવામાં આવે છે તેને **પંચાંગ** કહેવાય છે કેમ કે તે હાથ આદિ પાંચ અંગ વડે જ કરવામાં આવે છે. આ અષ્ટાંગ અને પંચાંગ પ્રણામ પૂજા આદિમાં શ્રેષ્ઠ છે. ૩

**अष्टांगं वापि पंचांगं प्रणामं पुरुषश्चरेत् ।**
**पंचांगमेव नारी तु नान्यथा मुनिसत्तम ॥४॥**

( સ્કં. પુ. વાસુ. મા. ૯ અ. ૨૯–૨૭ )

**અર્થ**—પુરુષ અષ્ટાંગ અથવા પંચાંગ પ્રણામ કરે. હે મુનિશ્રેષ્ઠ! સ્ત્રીએ તો પંચાંગ માત્ર પ્રણામ કરવા, અષ્ટાંગ કરવા નહીં. ૪

**प्रणम्य दंडवद् भूमौ नमस्कारेण योऽर्चयेत् ।**
**स यां गतिमवाप्नोति, न तां क्रतुशतैरपि ॥५॥**

( ગ. મ. પુ. આ. કા. અ. ૨૨૮–૬ )

**અર્થ**—પૃથ્વી ઉપર દંડવત્ પ્રણામ દ્વારા ભગવાનનું જે પૂજન કરે છે તેને જે ફળ મળે છે તે ફળ ( ગતિ ) સેંકડો યજ્ઞ કરવાથી પણ મળતું નથી, કેમ કે યજ્ઞાદિકોથી સ્વર્ગની પ્રાપ્તિ થાય છે અને તે તો નાશ વાળું છે. અને નમસ્કારાદિક ભક્તિથી તો પરમેશ્વરની પ્રાપ્તિ રૂપ ફળ નાશ રહિત છે. છે. આથી યજ્ઞાદિકોના ફળ કરતાં પણ અધિક ફળ નમસ્કારાદિ ભક્તિનું કહ્યું છે. ૫

**दुर्गसंसारकान्तारा–कूपारे विप्रघ्नवताम् ।**
**एकः कृष्णे नमस्कारो मुक्त्या कान्तारविष्यति॥६॥**

( ગ. મ. પુ. આ. કા. અ. ૨૮૮–૭ )

અર્થ—જેની પાર ઉતારવું બહુ કઠિન છે એવા સંસારરૂપ મહાવિષમ વનમાં પોતાની રક્ષાને માટે આમ તેમ દોડનાર મનુષ્યોને માટે ભગવાન (કૃષ્ણ)ને કરેલો એક નમસ્કાર જ રક્ષાનો ઉપાય છે. તે મોક્ષ દ્વારા તેને સંસારરૂપી વનની પાર કરી દે છે. ૬

**पतितस्खलितश्चार्तः क्षुत्वा वा विवशन्ब्रुवन् ।**
**हरये नम इत्युच्चैर्मुच्यते सर्वपातकात् ॥७॥**

(ભા. પુ. સ્કં. ૧૨ અ. ૧૨–૪૭)

અર્થ—કૂવા આદિમાં પડેલો અથવા પગ ખસી જતાં અથવા દુઃખી અવસ્થામાં અથવા છીંક ખાતાં અથવા અવશ થઈને પણ "એ પરમાત્માને મારા નમસ્કાર છે" એમ ઉંચે સ્વરે કહેનાર સર્વ પાપથી મુક્ત થાય છે. ૭

### દાસ્ય ભક્તિ

**सद्दासेऽप्यानुकूल्येन सेवनं तद्धि गोगणेः ।**
**हृदयामृतभोगेन, प्रिय दास्यमुदाहृतम् ॥१॥**

(શિ. પુ. રુ. સં. ખં. ૨ અ. ૨૩–૨૯)

અર્થ—જેવી રીતે અમૃતનું સેવન કરવાથી ચિત્તમાં પ્રસન્નતા થાય છે, જેવી રીતે પ્રેમપૂર્વક પોતાના ઇષ્ટદેવની અનુકૂળતાને અનુસાર શરીરની સેવા કરવી તેનું નામ દાસ્ય છે. ૧

**कायेन वाचा मनसेन्द्रियैर्वा**
**बुद्ध्यात्मना वाऽनुसृतस्वभावात् ।**
**करोति यद्यत्सकलं परस्मै**
**नारायणेति समर्पयेत्तत् ॥२॥**

(ભા. પુ. સ્કં. ૧૧ અ. ૨–૩૬)

અર્થ—શાસ્ત્રોક્ત કર્મ જ ભગવાનને અર્પણ કરવાં એવો કોઇ નિયમ નથી, પરન્તુ શરીરથી થતું જવું આવવું આદિ ક્રિયા, તથા વાણીથી થતી ભાષણાદિ ક્રિયા, તથા મન વડે થતા સંકલ્પાદિ, તથા નેત્રાદિક વડે થતી દર્શનાદિ ક્રિયા, તથા બુદ્ધિથી થતી નિશ્ચયાદિ રૂપ તથા ચિત્ત વડે થતી ચિન્તનાદિ રૂપ ક્રિયા અથવા સાત્ત્વિકાદિ સ્વભાવને અનુસરી અહંકારથી અથવા અભ્યાસથી થતાં જે જે કર્મ તે તે સર્વ કર્મ પરમાત્મા નારાયણને અર્પણ કરવાં એટલે ભગવાન્ પ્રસન્ન થાઓ એવી ભાવના કરવી એ જ દાસભક્તિનું સ્વરૂપ છે. ૨

**यन्नामश्रुतिमात्रेण पुमान् भवति निर्मलः ।**
**तस्य तीर्थपदः किं वा दासानामवशिष्यते ॥३॥**

(ભાગ. પુ. સ્કં. ૯–૫–૧૬)

અર્થ—ગંગા આદિ તીર્થના આશ્રય રૂપ જેના પાદ છે એવા ભગવાનના સ્મરણ માત્રથી મનુષ્ય રાગાદિ દોષથી રહિત થઈ નિર્મળ થાય છે, એવા ભગવાનના દાસોને કઇ વસ્તુ મેળવવી બાકી છે? ૩

### સાખ્ય ભક્તિ

**मंगलामंगलं यद्यत् करोतीतीश्वरो हि मे ।**
**सर्वं तन्मंगलायेति, विश्वासः साख्यलक्षणम् ॥१॥**

(શિ. પુ. રુ. સં. ખં. ૨ અ. ૨૩–૩૨)

અર્થ—ઇશ્વર મારૂં મંગલ કે અમંગલ જે કાંઇ કરે છે તે સર્વ મારે માટે મંગલરૂપ જ છે એવો જે વિશ્વાસ તે સાખ્ય અર્થાત્ સખાભાવ રૂપ ભક્તિનું લક્ષણ છે. ૧

### આત્મ નિવેદન

**कृत्वा देहादिकं तस्य, प्रीत्यै सर्वं तदर्पणम् ॥**
**निर्वाहाय च शून्यत्वं, यत्तदात्मसमर्पणम् ॥१॥**

(શિ. પુ. રુ. સં. ખં. ૨ અ. ૨૩–૩૩)

અર્થ—ભગવાનની પ્રીતિ અર્થે દેહાદિ સર્વ ભગવાનને અર્પણ કરવું અને પોતાના નિર્વાહને માટે કાંઈ પણ ન રાખવું તેનું નામ આત્મ-સમર્પણ છે. ૧

**मर्त्यो यदा त्यक्तसमस्तकर्मा**
**निवेदितात्मा विचिकीर्षितो मे ।**
**तदामृतत्वं प्रतिपद्यमानो**
**मयात्मभूयाय च कल्पते वै ॥२॥**

(ભાગ. પુ. સ્કં. ૧૧–૨૯–૩૪)

અર્થ—મનુષ્ય જ્યારે સર્વ પ્રકારનાં કર્મોનો પરિત્યાગ કરીને દેહાદિ સર્વ મને અર્પણ કરે છે ત્યારે જ તે જન્મ મૃત્યુરૂપ સંસાર દુઃખથી નિવૃત્ત થઈ મારી પ્રાપ્તિને યોગ્ય થાય છે જ્યાં સુધી નાના પ્રકારના સાંસારિક પદાર્થોની પ્રાપ્તિને માટે ભિન્ન ભિન્ન કર્મ કરે છે ત્યાં સુધી તે મનુષ્ય પરમાત્માની પ્રાપ્તિની ઇચ્છાવાળો છે એવો નિશ્ચય કરી શકાય નહીં, માટે સર્વનો પરિત્યાગ કરીને દેહાદિ સર્વ પરમાત્માને જ અર્પણ કરીને રહેવું તે જ પૂર્ણ ભક્તિ (આત્મ-નિવેદન) નું લક્ષણ છે. ૩



# ભક્તિનો માર્ગ

**શ્રી વસંતરામ હરિકૃષ્ણજી શાસ્ત્રી**, ભૂ. પૂ. તંત્રીઃ "શુદ્ધાદ્વૈત"



ભક્તિ અને ભક્તિમાર્ગ વિષે મહાગુજરાતમાં હજુએ ઘોર અજ્ઞાન પ્રસરેલું છે, એના જવાબદાર બીજા કોઈ નહિ પણ વિદ્વાનો અને કહેવાતા ભક્તો છે. એમણે જાણે-અજાણે ભક્તિની છત્ર છાયા હેઠળ વેવલાપણાંને પોષ્યું છે. માયકાંગલા જેવા થવું તથા લાગણીવેડાનું ખુલ્લું પ્રદર્શન કરવું અને ભક્તિ જેવા ભવ્ય નામે તેની ઓળખાણ અપાય છે. આવા અંધકારમાં 'ભક્તિમાર્ગ' પ્રકાશ ફેલાવે એવી આશા છે.

વસ્તુતઃ ભક્તિમાર્ગ સરલમાં સરલ છે, તેમ જ કઠિનમાં કઠિન પણ છે. શ્રીમદ્ ભાગવતમાં ભગવાન શ્રીમુખે કહે છે કેઃ-

**योगास्त्रयो मया प्रोक्ता नृणां श्रेयोविधित्सया ।**
**ज्ञानं कर्म च भक्तिश्च नोपायोन्योस्ति कर्हिचित् ।**

માનવ માત્રનું કલ્યાણ થાય તેવી ઇચ્છાથી મેં ત્રણ યોગો કહ્યા છે. તે **જ્ઞાન, કર્મ અને ભક્તિ છે. આ સિવાય બીજો કોઈ ઉપાય નથી.**

આ ત્રણ ઉપાયો મનુષ્યમાત્રનું શ્રેય કરી શકે છે, પણ આ યુગમાં ભક્તિ રૂપ ઉપાય જ શ્રેયનું સાધન બની રહ્યો છે અને બની રહેશે.

સાંગોપાંગ કર્મયોગ સિદ્ધ થઈ શકે તેવાં દેશકાલ લુપ્ત થઇ ગયાં છે. જો કર્મ સિદ્ધ ન થાય તો અંતઃકરણશુદ્ધિ ગગનકુસુમસમાન જ ગણાય. અને જો અંતઃકરણ મલિન હોય તો જ્ઞાનની દિવ્ય જ્યોતિનું પ્રતિબિંબ કોણ ઝીલશે ? તેથી જ કર્મયોગ અને જ્ઞાનયોગ અતિદુઃસાધ્ય છે.

ખરૂં જોતાં ઉક્ત બન્ને યોગ કરતાં ભક્તિયોગ શ્રેયની સમીપ ખડા કરવામાં એક અદ્દભુત બલવાળું સાધન છે. તેનાં કારણનો વિચાર કરીએ.

### કર્મયોગ-કર્મેન્દ્રિયસાધ્ય છે.

માનવદેહમાં એકાદશ ઇંદ્રિય છે. પાંચકર્મેન્દ્રિય, પાંચ જ્ઞાનેન્દ્રિય તથા અગીયારમું મન; એ મળીને અગીયાર ઇન્દ્રિયો છે. તેમાં વાણી, હાથ, પાદ, પાયુ અને ઉપસ્થ; એ પાંચ કર્મેન્દ્રિયો છે. કર્મયોગમાં આ પાંચે ઈંદ્રિયોની સ્વસ્થતા આવશ્યક છે. એમાંની કોઈ પણ ઈંદ્રિય વિકલ થાય તો કર્મયોગ જોખમાઈ જાય. નિત્ય તથા નૈમિત્તિક કર્મો અને યજ્ઞયાગાદિકમાં કર્મેન્દ્રિયો જ મુખ્ય સાધન છે. અર્થાત્ કર્મયોગનો આધાર મુખ્યત્વે કર્મેન્દ્રિયો પર છે.

### જ્ઞાનયોગ જ્ઞાનેન્દ્રિયસાધ્ય છે

હવે જ્ઞાનયોગનો વિચાર કરીએ. કર્ણ, ત્વચા, ચક્ષુ, જિહ્વા અને નાસિકા; એ પાંચ જ્ઞાનેન્દ્રિય છે. આ જ્ઞાનેન્દ્રિયો જેટલી વધુ સતેજ હોય તેટલી જ્ઞાનયોગની મજલ કાપવામાં સરલતા થઈ પડે. જો એ ઈંદ્રિયોમાં કાંઇ ખોડખાંપણ આવે તો જ્ઞાનયોગ પાંગળો જ બની જાય. આ અનુભવસિદ્ધ વસ્તુ છે.

છેલ્લો આવે છે ભક્તિયોગ. આ યોગ સિદ્ધ કરવા માટે માત્ર એક મનનીજ જરૂર છે. ભક્તિયોગની વ્યાખ્યા આપતાં શ્રીમદ્ ભાગવતમાં ખુદ ભગવાન્ જ શ્રીમુખે વર્ણવે છે કેઃ--

**मनोगतिरविच्छिन्ना यथा गंगांभसोम्बुधौ ॥**

ગંગાજીનો મહાન્ જલપ્રવાહ જેમ એક સરખો સમુદ્ર તરફ વહે છે, તેમ મનની ગતિ અવિચ્છિન્ન (અટક્યા વિના) ભગવાન્ તરફ દોડ્યા કરે તેનું નામ ભક્તિયોગ. આ પરથી સ્પષ્ટ સમજાશે કે ભક્તિયોગ કેવલ મન ઉપર જ ઉભો છે. પણ એ મનને કાબુમાં લાવવું કેટલું કઠિનમાં કઠિન કાર્ય છે એનો ચિતાર ભગવાન ગીતામાં જ આપે છે.

**'चंचलं हि मनः कृष्ण'** એ અર્જુનવાક્ય તથા **'असंशयं महाबाहो'** એ ભગવદ્દવાક્ય એની સાક્ષી પૂરે છે.

## દાસભક્ત હનુમાન્



હનુમાનજીની માફક પ્રત્યેક મનુષ્યે પ્રભુને પ્રાર્થના કરવી જોઈએ કેઃ—હે પ્રભો ! હું તો એક પશુ જેવો સાધારણ જીવ છું, હું આપને ભૂલી જાઉં; કે આપનો અપરાધ કરૂં એ સ્વાભાવિક છે, પરન્તુ આપ મને ભૂલશો નહિ.

તો પણ કર્મ જ્ઞાન કરતાં ભક્તિયોગ ધ્યેયની નજીક લઇ જવામાં બહુ સહાયક છે. તેનું કારણ આ છે.

જેમ જેમ વસ્તુ સ્થૂલ હોય તેમ તેમ તેનો વેગ થોડો હોય. કર્મેન્દ્રિય–હાથપગ વગેરેથી વસ્તુ સમીપ જવામાં ઘણી વાર થશે. કારણ કે તે સ્થૂલ છે. જ્ઞાનેન્દ્રિય તેના કરતાં સૂક્ષ્મ છે; તેથી જ કાન કે આંખો હાથપગ કરતાં જલદી વસ્તુસમીપ લઇ જાય છે. અને મનની તો વાતજ ન પૂછો, પળભરમાં બ્રહ્માંડમાં ફરી વળે. તેથીજ મન ઉપર આધાર રાખતો ભક્તિયોગ જલદીથી પ્રભુ સમીપ લઈ જવામાં માનવમાત્રનું એક અદ્‌ભુત અદ્વિતીય–સાધન બને છે.

શ્રીમદ્‌ ભાગવત, શ્રીભગવદ્‌ગીતા આદિ ભાગવત શાસ્ત્રો તથા સંત મહાત્માઓની વાણી જે ભક્તિ યોગનાં ગુણગાન કરે છે તેનું રહસ્ય ઉપરની યુક્તિઓમાં રહેલું છે. વસ્તુતઃ યોગ એટલે "જો ચિત્તવૃત્તિનો સંપૂર્ણ નિરોધ" એવી વ્યાખ્યા નક્કી થયલી છે. એટલે ભક્તિયોગ જેવો બલવત્તર સાધનરૂપ છે તેવો જ કઠિનમાં કઠિન છે.

"હરિનો મારગ છે શૂરાનો
નહિ કાયરનું કામ જોને."

એમ ભક્તો સ્વાનુભવ આલેખી ગયા છે. આવાં અનેક કથનોથી સમજાશે કે, ભક્તિ એટલે વેવલાપણું નહિ, તેમ લાગણીવેડાનું ઉઘાડું પ્રદર્શન પણ નહિ. ભક્ત તો મહાનયોગી હોય. "જનની જણજે ભક્ત જન કાં દાતા કાં શૂર." એમ કવિઓ પ્રાર્થના કરે છે. માયકાંગલા, વેવલા, અને નર્યો સ્ત્રૈણભાવ બતાવનારા એ ભક્તો નથી, અને એવાને ભક્ત માનવા એ મહાન્ ભગવદ્‌દ્રોહ છે, ભક્ત એટલે શૂરવીર, પતિવ્રતા જેવો અનન્ય ટેકી તથા સ્વાર્પણની તાકાત ધરાવનાર નિડર મનુષ્ય. જેના પ્રભાવ પાસે જગત્ નમે, તે ભક્ત.

આ ભક્તિયોગનો વિસ્તાર પણ મહાન્ છે. તેના મુખ્ય ભેદ નવ છે; અને અને નવે ભેદોની પરાકાષ્ઠાએ પહોંચેલા ચિરસ્મરણીય ભક્તો પણ નવ છે. એનું આલેખન અહીં કરવાથી ભક્તિની મહત્તા નજર સમક્ષ ખડી થશે,

૧. શ્રવણ (પરીક્ષિત રાજા)
૨. કીર્તન (શ્રીશુકદેવજી)
૩. સ્મરણ (પ્રહ્લાદજી)
૪. પાદસેવન (શ્રીલક્ષ્મીજી)
૫. અર્ચન (પૃથુરાજા)
૬. વંદન (અક્રૂરજી)
૭. દાસ્ય (હનુમાનજી)
૮. સખ્ય (અર્જુનજી)
૯. આત્મનિવેદન (બલિરાજા)

ઉક્ત નવધા ભક્તિના નવ જ્યોતિર્ધરોમાં કોઈ કોઇ પણ હાલમાં દેખાતા ભક્તોનાં લક્ષણના અંશવાળો પણ છે ખરો ? એ નવધાભક્તિ તથા તેના સાધકોના ઇતિહાસો શું કહે છે ? એ જ કે ભક્તિમાર્ગ કાયરોનો નથી, પણ શૂરાઓનો છે.

એ નવ ભક્તિઓના સૂક્ષ્મ ભેદો છે. સત્ત્વ, રજ; અને તમઃ એ ત્રણ ગુણો છે. એ ત્રણેનું મિશ્રણ કરતાં ૧ સત્ત્વ સત્ત્વ, ૨ સત્ત્વરજ, ૩ સત્ત્વ તમઃ, ૪ રજઃ સત્ત્વ, ૫ રજોરજઃ ૬ રજસ્તમઃ, ૭ તમસ્સત્ત્વ, ૮ તમોરજઃ; ૯ તમસ્તમઃ, એમ નવભેદ ત્રણગુણોના થયા. આ નવગુણભેદો તથા નવભક્તિને ગુણતાં નવે નવે એકાશીભેદો થયા આમ ૮૧ ભેદોવાળો મહાન્ ભક્તિમાર્ગ થયો.

શ્રવણભક્તિનો મહાન્ આદર્શ ભારતસમ્રાટ્ પરીક્ષિત છે. શ્રી ભાગવતનું શ્રવણ કરવા માટે તેમણે સામ્રાજ્ય છોડયું. વૈભવો ત્યજ્યા, ભૂખ, તરસ, નિદ્રા વગેરેનો ત્યાગ કર્યો. એક સામ્રાજ્ય–ભૂખ્યો સમ્રાટ્ જ્યારે આવો મહાન્ ત્યાગી બન્યો ત્યારે શ્રવણભક્તિની પરાકાષ્ઠાને પહોચ્યો.

કીર્તનભક્તિના ભવ્ય દષ્ટાંતરૂપ શ્રીશુકદેવજી છે. જેમને લેશ પણ સ્પૃહા નથી. પરમહંસ દશામાં તે વિચરે છે. ત્યાગની જીવંત મૂર્તિ છે. અહર્નિશ ભગવદ્‌ ગુણગાન કરતા થાકતા નથી. આનું નામ કીર્તન ભક્તિ.

સ્મરણનો આદર્શ ચિરસ્મરણીય પ્રહ્લાદ છે. જેના સામ્રાજ્યના ખૂણે ખૂણામાં ઇશ્વરનું નામ લેવું એ પણ ગુનો હતો; એ અસુર સમ્રાટ્‌ના મહાન્ દૈવી પુત્ર પ્રહ્લાદે તો સ્મરણ ભક્તિ માટે દુઃખોના હિમાલયોની ટક્કર ઝીલી. ત્રાસ–અત્યાચારોના ભયં-

**तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात्**
**भवामि न चिरात् पार्थ मय्यावेशितचेतसाम्**
(ગીતા અ. ૧૨ શ્લોક ૭ મો)

ભગવાન દયાળુ છે તે પોતાના ભક્તોની પળે પળે ચિંતા કરે છે અરે ભક્તની પાછળ ડગલે ડગલે ફરે છે, ને ભક્તોનું પૂરૂં કરવા માટે બંધાય છે. માટે ગીતામાં ભગવાન પ્રતિજ્ઞા કરે છે કે–

**अनन्याश्चिंतयन्तो मां ये जनाः पर्युपासते,**
**तेषांनित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम्**

આ જ ભક્તિનું રહસ્ય છે. પણ ભક્તિનું રહસ્ય અનુભવમાં ઉતારવું જોઈએ. ભગવાન કહે છે કે મારો ભક્ત ભક્તિ કરે તો તેને કોઈની સાથે વેર ન હોય, સર્વમાં સમાન દૃષ્ટિ હોય કોઈની નિંદા ન કરે, વિકાર રહિત હોય, પરધન પત્થરવત્ સમજે પરસ્ત્રીને માતા સમાન સમજે. આવી આવી ઘણી જ આજ્ઞાઓ ભગવાને ગીતામાં તથા ભાગવતમાં કરી છે. ને જે આ આજ્ઞાઓને અમલમાં મૂકે છે, તેને જ ભગવાન સહાય આપે છે. ભક્તિ કરવી તે કંઈ રહેલી વાત નથી, ભક્તિના પ્રકારો નારદભક્તિ–સૂત્રમાં વર્ણવ્યા છે તે જ્યારે અમલમાં આવે ત્યારે જ ભક્તિ થઈ શકે છે.

પણ આજકાલ ભક્તિ એટલે બસ સાધારણ વાત એમ લોકો સમજે છે પણ ના, ભક્તિનું રહસ્ય ઘણું ઉંડું છે; તેમાં દુઃખ પડે છે, ભૂખે મરવું પડે છે. ભોંય સૂવું પડે છે, ને કદાચ શરીરનો ભોગ આપવો પડે છે. સગાળશાને કેલૈયો વધેરવો પડ્યો. દામાજીને ભંડાર લૂંટાવવો પડ્યો. નરસિંહમહેતાએ હુંડીના પૈસા સાધુ સંતો માટે વાપરી નાખ્યા. અરે! મીરાંબાઈને રાજ્યમહેલ તજવો પડ્યો તથા રાનોરાન ભટકવું પડ્યું. વિગેરે દરેક ભક્તોનાં જીવનચરિત્રો ઉપરથી માલુમ પડે છે કે–ભક્ત થવું તે કંઈ નાના છોકરાના ખેલ નથી. ભક્તિ તો ખાંડાની ધાર છે પણ હા, એક વસ્તુ છે. જો ભગવાનની ખાતર, દરિદ્રનારાયણની ખાતર, દેશની ખાતર કે પાડોશીની ખાતર, જો માણુસ સર્વસ્વ અર્પણ કરવા તત્પર થાય તો જરૂરથી ઇશ્વરદર્શન થઇ શકે. કારણકે– **"રામ ત્યાં કામ નહી, કામ ત્યાં નહી રામ, દોનુ સાથે નવ રહે રવિ–રજની એક ઠામ."**

માટે સ્વાર્થનો ત્યાગ કરી પવિત્ર જીવન બનાવી રામ રામ રામ નામની ધૂન મચાવી સર્વત્ર ભગવદ્ દર્શન કરી સર્વમાં ભગવાન બિરાજ્યા છે એમ સમજી અંતરમાંથી કપટ વેર, ઝેર, ઈર્ષા, રાગદ્વેષ, મલીનતા, વિગેરે દોષો છૂટી જવા જોઇએ. તો જ ઇશ્વરપ્રાપ્તિ થાય છે.

એક વસ્તુ છે કે જેમ એક કલાસમાં છોકરો ભણવા બેઠો હોય ને વરસે વરસે નાપાસ થતો હોય છતાં જો તે પ્રયત્ન જારી રાખે તો મોડો વ્હેલો તે પાસ થવાનો જ. તે જ પ્રમાણે ભક્તિમાર્ગમાં જે દાખલ થયો, અનુભવ કરવા માંડયો, તો આ જન્મે નહીં તો બીજા જન્મે પણ ભગવત્પ્રાપ્તિ થવાની જ. કારણ **"સત્ કાર્ય કદી નાશ પામતું જ નથી."**

હવે ભક્તિનું રહસ્ય એ જ છે કે દરેકે દરેક વસ્તુ ભગવાનની છે, તેમ સમજી, ભગવદ્ ગીતામાં કહે છે તેમઃ—

**पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति**
**तदहं भक्त्युपहृत मश्नामि प्रयतात्मनः"**

"જે કોઇ ભગવાનને પત્ર પુષ્પ, ફલને પાણી ભક્તિપૂર્વક અર્પણ કરે છે તે, શુદ્ધ રીતે ભક્તિ પૂર્વક અર્પેલી વસ્તુ ભગવાન જરૂર સ્વીકારે છે."

ભાગવતમાં પત્ર, પુષ્પ, ફુલ ને ફળના વિસ્તાર–પૂર્વક દાખલા આપેલા છે. માટે આપણાથી બનતું ભગવત્ પ્રીત્યર્થે કરવું તે પ્રભુ સ્વીકારીને જેમ દ્રૌપદીના નવસો નવાણું ચીર પૂર્યાં તેમ, તે જરૂર મદદ કરશે.

આ જ છે ભક્તિનું રહસ્ય. આ રહસ્યને જે વાંચી, વીચાર કરી, મનન કરીને અમલમાં મૂકે છે. તે ભગવદ્ દર્શન આ જ શરીરથી કરી શકે છે. તે અનુભવની વાત છે. કહેવાથી ચાલે તેમ નથી. જાતે અનુભવ કરવો જોઇએ.

શુદ્ધ આચરણ, બ્રહ્મચર્ય, પવિત્રતા ને ઉપાસ–નાથી જ ભક્તિમાર્ગમાં આગળ વધાય છે. ઉપરના ચાર પ્રકાર વિનાનો મનુષ્ય ભક્તિમાર્ગમાં પ્રવેશ કરવાને અધિકારી નથી.

માટે જીવનમાં ઉપરોક્ત આચરણો ઉતારી ભક્તિમાર્ગમાં આગળ વધવાથી, જીવનનું સાર્થક થાય છે.

ॐ शान्ति : शान्ति : शान्ति :






श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।
अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥

# નવધા ભકિતની વિલક્ષણતા

લેખક : **શ્રી. શાસ્ત્રી રેવાશંકર મેઘજી પુરોહિત,** દેલવાડાકર, અધ્યાપક સ્વ. દેવીદાસ લલ્લુભાઈ
સંસ્કૃત પાઠશાળા ૧૨૫ ગુલાલવાડી **મુંબઈ,** ૪

ઇશ્વરમાં અતિશય પ્રેમ થવો તે ભક્તિ છે. તત્વવિત્પુરુષોએ જેને "અમૃત" કહ્યું છે. તે આ પરમ પ્રેમ છે 'ભજ' ધાતુનો અર્થ સેવા કરવી થાય છે તેનો ભક્તિ શબ્દ બને છે. "સેવા કરે તેને મેવા મળે" તે સ્વાભાવિક છે.

શિષ્ય પુત્રાદિકે સન્ધ્યાદિ કરીને વડીલોને વન્દન કરવું તે પણ ભક્તિ છે. શિષ્યે ગુરુની, પુત્રે માતા-પિતાદિની, સ્ત્રીએ પતિની, પુત્રવધુએ સાસુ, સસરા, અને જેઠની સેવા કરવી જોઇએ. તેમને વન્દન કરવાથી તે વડીલોના મુખથી અનાયાસે જે આશીર્વાદના શબ્દો નીકળી પડે છે તેથીજ કલ્યાણ થાય છે. મૂર્તિપૂજા સારી છે પણ વડીલોની સેવા પડતી મેલી મૂર્તિની પૂજા સેવા કરતા હોય તે માળા ચૂંથે છે. **आज्ञा गुरूणां अविचारणीया** વડીલોની આજ્ઞા સાંભળી રાજીખુશીથી અને વિનાવિલંબે કરવી તે ભક્તિ ઉત્તમ છે. જેઓ સાપના ગોદા ખાય તેના કાંટા નીકળે તેમ જે વડીલોના ઠપકા સાંભળે તે જ સુખી થાય છે. તેમના મુખથી જે આપણને જ્ઞાનોપદેશ શ્રવણ કરવા મળે છે તે શ્રવણ કરી મનન કરવાથી અને વર્તવાથી આપણું કલ્યાણ થાય છે, તે પછીજ ભગવાનની શ્રવણ ભક્તિ સિદ્ધ થાય છે.

કીર્તનભક્તિ વ્યભિચારદૃષ્ટિથી, શૃંગાર રસ ઝરતાં પદો ગાવાથી, ઉદ્ધતાઈથી કે છળકપટથી શોભતી નથી, કીર્તન સાંભળી સ્ત્રીઓ બહુ રાજી થાય છે, અને નિર્મળભાવે ભક્તની સેવા કરે છે અને ભક્ત તે સ્ત્રીનાં દર્શનાદિથી મોહ પામી વ્યભિચારમાં લલચાય છે, ધનની, માનની અને બડાઈની લાલસા ઘણીજ બલવાન છે. આ લાલસાને સન્તાડી રાખવા ભક્તને અનેક પાખંડ કરવાં પડે છે. તેમનાથી સ્ત્રીઓએ દૂર રહી એકાન્તમાં પતિ અને પ્રભુની ભક્તિ કરવી, કીર્તન ભક્તિ તો સ્ત્રીઓ દળતાં, ખાંડતાં અને ફરતાં હરતાં કરે છે. મળસ્કે કોસ હાંકતો ખેડૂત પણ "જાગને જાદવા કૃષ્ણ ગોવાળીઆ: તુજ વિના ધેનુમાં કોણ જાશે." કરીને લલકારતો હોય છે.

આજે કેટલાક ઘમંડી ધનવાન્ અને ઘમંડી અમલદારો છાના છાના ભગવાનને ભજે છે, પણ પોઝીશનને હરકત ન આવે એ રીતે શરમાતા ભજે છે. જેમ મોટા દીકરા બાપને "બાપા" કહેતાં લાજે છે તેમ કેટલાક "માળા તો કરમેં ફિરે, જીભ ફિરે મુખમાંય, મનવા તો ચોદિશ ફિરે ઐસો સુમરન નાહિ." એ રીતે માળા ફેરવતા રહે છે. વાતો કરતા જાય છે, અને મન વ્યવહારમાં ગોથાં ખાતું હોય; એ રીત પ્રભુને જરા પણ ગમતી નથી, આ આ ભક્તો ગીતામાં કહેલા ચાર ભક્તોમાંથી દ્રવ્યાર્થીજ હોય છે, જે મનમાં અનેક ખટપટો, છળ, કપટ, પાખંડ, આધિ અને ઉપાધિઓ હોય ત્યાં પ્રભુનું નામ જે બોલાતું હોય છે તે સ્વાર્થ પૂરતું જ "મુખમે રામ બગલ મેં છૂરી, બાતાં બડી ઔર નજરોં બુરી" હોય છે. પ્રભુભક્તિ માટે મનને સાફ રાખવું જોઇએ. મનમાં છળ કપટના કચરાને પેસવા દેવો ન જોઇએ, તમો દુનીયાને છેતરશો પણ પ્રભુ છેતરાય તેમ નથી, કેટલાક સાધુ સન્યાસીઓ પણ મનના રમાડયા રમે છે, વિષયસુખમાં રમે છે, વિષયભોગને જમે છે, હરામખોરી કરવી છે અને ખાનદાની બતાવવી છે, કિન્તુ તે હજાર આંખવાળો

ચલાવી શકતો નથી, કેરી વસ્તુ ઉપર સરકારી દેખરેખ બહુ રહે છે, તેમ આપણી માયાવી ભક્તિ, જ્ઞાન, અને વૈરાગ્ય પર પ્રભુની આંખ હોય છે.

આપણામાં કહેવત છે કે, “નમ્યા તે પ્રભુને ગમ્યા” નમી પડવું, ચરણ સેવવું, શરણે રહેવું એ કલ્યાણનો માર્ગ છે, કિન્તુ આજે પુત્રાદિને નમી પડવું ગમતું નથી, મઠ મંદિરોમાં અને શાળાઓમાં શિષ્યોને નમવું ગમતું નથી. પેઢીઓ અને આફિસોમાં નોકરોને નમી પડવું ગમતું નથી. ઝાડનાં સુકાં ઠુંઠાંને બળ કરીને વાળો—નમાવો તો ભાંગી જાય; તે હા, પણ વળે નહિ. તેમ ઉપર બતાવેલ પુત્રાદિને નમવાનું કહો તો રીસાય, લડવા માંડે તે હા, પણ નમતાં ન આવડે અને ન શીખે. લગ્ન વખતે સસરો જમાઇના પગ ધુવે છે. મોટો રાજા બ્રાહ્મણના પગ ધુવે છે, દૈવી સંપત્તિના પુત્રાદિ વડીલોના પગે વન્દન કરે છે. તે વિદ્યા શીખવાથી ઘણો લાભ થાય છે અને એ સાચી પાદવન્દનભક્તિની પ્રાથમિક ભૂમિકા છે.

અર્ચન ભક્તિ પણ ઘરના આંગણેથી શરૂ થવી જોઇએ, પ્રથમ માતા, પિતા અને ગુરુનું પૂજન. સ્ત્રી હોય તો વડીલોનું પૂજન, પતિનુ પૂજન. એ ચન્દન પુષ્પાદિથી કરવું તે ઠીક છે પણ તે ઉપરાંત તેમની આજ્ઞા પાળવી તે ઉત્તમ પૂજન છે. તેથી આગળ વધી ગાય, બ્રાહ્મણ, તુલસી, પીપળો અને દેવાદિનું પૂજન અને પ્રાણીમાત્રને સન્તોષવાં તે વૈરાટ પ્રભુનું પૂજન છે. દુઃખીઓના જીવાત્માને રીઝવ્યા પછી જ પરમાત્મા રીઝે છે. બધાને ઈશ્વર ભાવે વન્દન કરતાં શીખવું જોઇએ. કિન્તુ ખેદની વાત છે કે, પુત્ર પિતાને, વહુ સાસુને, ભાઈ વડીલને, ઉપકાર લેનાર ઉપકાર કરનારને નમી શકતો નથી ત્યાં વન્દનની વાત કરવી નકામી છે વન્દન કરવાનું જે શીખે છે તે જ સર્વ પ્રિય બને છે.

દાસ્યભક્તિ એટલે ચાકર થવું, સંબન્ધથી, વ્યવહારથી, કે પેટ માટે ચાકર થવું તે સહેલું છે. બાપ દીકરાને પાળી પોષીને મોટા કરે છે, તે સંબંધ માટેની ચાકરી છે. આ ચાકરી મોહથી કરવામાં આવે છે. નાત જમતી હોય ત્યારે નાતના આગેવાનો કાગડા ઉડાડે છે, અને તે પછી જે કાંઇ હોય તે જમે છે; તે વ્યવહારની ચાકરી છે. પેટ માટે કલકત્તે કાળા કોળીને ત્યાં નોકરી કરે, કોલસાની ખાણમાં ઉતરે વગેરે નોકરી પેટ માટે થાય છે. પણ વૃદ્ધ માતા પિતાદિની સેવામાં નાનામાં નાના નોકર થઇને ઉભા રહેવાય તે ઉત્તમ ચાકરી છે. બીજા વડીલો અને સદ્દગુરુની સેવામાં કે જાહેરના કામોમાં ખડે પગે ઉભા રહેવાય તે ઉત્તમ ચાકરી છે.

આટલી યોગ્યતા પ્રાપ્ત કર્યા પછી જ દેવ મંદિરોમાં ચાકરી કરવા જવું જોઇએ, પણ દેવના પ્રસાદ અને વૈભવોમાં લલચાવું ન જોઇએ, સેવા કરનારને સેવા મળે જ છે, કિન્તુ ઉંબરો પૂજ્યા વિના ડુંગરો પૂજવા દોડતા જવુ એ નકામું છે. માતા, પિતા, ગુરૂ ઇ.નું પૂજન પહેલું પગથીયું છે.

પિતાને પાંચ પુત્રો હોય તેમાં પણ મનગમતી સેવા કરનારો પુત્ર પાસે ન હોય તો પિતા બેચેન રહે છે. શેઠને પાંચસો નોકર હોય પણ મનગમતી સેવા કરનાર નોકર વિના શેઠ મુંઝાય છે. આવો નોકર માંદો પડે ત્યારે શેઠ પહેલો માંદો પડે છે. શેઠ તેની સેવા કરવા માંડે છે પ્રભુ પણ કહે છે કે, જેઓ મને ભજે છે તેનો હું દાસ થઇને કામ કરૂં છું. એવા ઘણા દાખલાઓ છે.

ભગવાન રામ હનુમાનને કહે છે કે. મને સૌ કોઇ સમદર્શી કહે છે તો પણ હું પક્ષપાતી છું. કારણ કે અનન્ય ભક્તિવાળો સેવક મને વધારે પ્રિય છે.

માતા પિતા ઘણીવાર કહે છે કે. “દીકરો વહુનો થઇ ગયો છે.” તેમાં સમજવા જેવું એ છે કે, તે સ્ત્રી અનન્ય ભાવથી પતિને ભજી રહી છે તે સ્ત્રી માટે પતિએ કાંઇક પક્ષપાતી થવું જ પડે છે, કામાન્ધ કે સ્વાર્થી પતિ માટે આ વાત નથી, સેવાધર્મ ઘણો ગહન અને અગમ્ય હોય છે.

મૈત્રી ભક્તિને સખા ભક્તિ પણ કહે છે, મિત્રો પણ ગાળીઆ, તાળીયા, ગમતીયા, મફતીયા, અને વાતોડીઆ વગેરે ઘણી જાતના હોય છે પણ તે આફતના વખતમાં કામ આવે નહિ.

વ્રજના ગોવાળો કૃષ્ણને ભગવાન ન જાણતાં ગાઢો મિત્ર જાણતા. આપતમાં કામ આવે એવો બાહોશ કૃષ્ણ આપણો મિત્ર છે એમ માની કૃષ્ણના મિત્ર બન્યા હતા. સુદામા પણ કૃષ્ણના

મિત્ર હતા પણ ગુરુને ત્યાં એકવાર ગુરુપત્નીએ આપેલ કૃષ્ણનો ભાગ સુદામા ખાઈ ગયા હતા તેથી દરિદ્રી થયા હતા, તાત્પર્ય કે ભાઈનો ભાગ ભાઈની સ્ત્રીને અને તેના બાળકોને ખાવા દેવો જોઈએ, તે કોઈ ન હોય તો જ લેવાય. શ્રીકૃષ્ણે પણ છેવટે મિત્રની ભૂખ ભાંગી હતી. મિત્રની મુઝવણ મિત્ર ન જાણે તો તે મિત્રતા શા કામની ? મિત્રભક્તિમાં સ્વાર્થ ન જોઈએ.

ગોપીઓ જોડે શ્રી કૃષ્ણને ભાઈબંધી હતી. રડતી મૂકી પ્રભુ ચાલ્યા ગયા પછી પણ પ્રભુએ એની સંભાળ લીધી હતી, આફત વખતે જે કામ ન આવે તે મિત્ર શા કામનો ? ભાઈબન્ધી શા કામની !

આત્મનિવેદન ભક્તિ એટલે જે કાંઈ મારું છે તે આપનું છે." આ ભક્તો આપણા ઘરમાં જ છે જે પવિત્ર અન્તઃકરણ વાળી આજ્ઞાંકિત પત્નીઓ છે તે તમામ આત્મનિવેદનવાળા ભક્તો છે. સુશીલ બહેનો પતિને કહે છે કે, "જે કાંઈ મારું છે તે આપનું છે. આ મારો અમોલો દેહ કે જેનો સ્પર્શ કરવાનો બીજા કોઈને અધિકાર નથી તે દેહ પણ આપને અર્પણ છે. હું આપને આધીન છું" આત્મ-સમર્પણ કરનાર બલિરાજા એક જ થયા છે પણ આવી આત્મસમર્પણવાળી બહેનો અનેક થઈ છે. સ્ત્રી પતિને આશરે રહી શકે છે તેમ પ્રભુને આશરે પણ રહે છે. કિન્તુ પોતાને સુધરેલી ભણેલી ગણેલી માનનારી બહેન અફસરને આશરે વધારે રહે છે. અને પતિને આશરે થોડી રહે છે. ને પ્રભુને આશરે કદાપિ રહી શકતી નથી.

આજે જે પૈસાના લાભમાં જેટલી પ્રીતિ મનુષ્યને રહે છે તેટલી પ્રભુમાં કે તેની કથામાં રહેતી નથી, સ્ત્રીને પુરુષમાં અને પુરુષને સ્ત્રીમાં જેટલી પ્રીતિ છે તેટલી ભગવાનમાં કેમ નથી !

વિચાર કરશો તો ખાત્રી થશે કે આપણાં જ્ઞાન અને ભક્તિ લુલાં પાંગળાં છે.

જીવને સંસારભાવ બહુ જ ગમે છે જ્યાં વાસનાની છોળો ઉડતી હોય ત્યાં ભક્તિ ભલા કોને ગમે ! અન્ધારું અને અજવાળું સાથે કેમ જ રહી શકે !

એટલું ધ્યાન રાખવું કે, જ્ઞાન વિના ભક્તિ થતી નથી. આ જ્ઞાન પણ વૈરાગ્યથી રંગાયેલું હોવું જોઈએ. નહિ તો ગીધડાં અને સમળીઓ ઘણું ઉંચે ચડે છે તો પણ તેનું લક્ષ્ય મૂવેલાં પ્રાણીઓ તરફ દોડે છે, તે પ્રમાણે જ્ઞાન મેળવીને મોટા થાય, ડાહ્યા દેખાય પણ તેનું લક્ષ્ય વિષયસુખ. મોજમજાહ અને વાદ તરફ દોડે છે. માટે ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય સાચાં હોય તો જ પ્રભુ મળે છે. —સંપૂર્ણ.



## સંસારની શિક્ષણશાળા

**સંસાર તો ભક્તિમાર્ગમાં ગમન કરનારાઓની શિક્ષણશાળા છે, એમાં જ નવપ્રકારની ભક્તિનું પ્રાથમિક શિક્ષણ મળે છે, એ પ્રાથમિક ભૂમિકામાં જો નિષ્ફળ જવાય, તો તે આગળની ભૂમિકામાં જવા માટે પણ નિષ્ફળ જ જાય છે, આ વાત સંસારમાં રહેલાઓએ ભૂલવા જેવી નથી. યાદ રાખો કે સંસારની શિક્ષણશાળામાં નાપાસ થયેલા વિદ્યાર્થીને ઉપરના કલાસમાં ચડવાનો અવકાશ નથી.**

**—'મંગલ'**



# સુમતિનો નૃત્યાવેશ

લેખક : શ્રી. પં. શ્રી. ગિરિજેશકુમાર શર્મા (ગિરીશ)
પ્રમુખ : શ્રી હિન્દુધર્મ સેવાસંઘ : મોડાસા

[ ૧ ]

—રાજા સુમતિને બધા લોકો પાગલ સમજતા હતા. કોઈ કહેતું હતું કે રાજાનો મગજ અસ્થિર થઈ ગયો છે કોઈ એના ઉપર દયાદૃષ્ટિ કરતું હતું. પરંતુ રાજાને લોકોની નિંદા-સ્તુતિની કાંઈ પડી ન હતી.

—વિશ્વનો એ અબાધિત નિયમ છે કે ભક્તોને બધા દિવાના જ કહે છે. પ્રસિદ્ધ ભક્ત નરસિંહ મહેતા. મહાપ્રભુ ચૈતન્યદેવ, ભક્તિમતિ મીરાંબાઈ, વગેરેને ચતુર સંસારીઓએ પાગલ જ માન્યા હતાં ને ?

—સંસારના ચતુરો અર્થ અને કામની તૃપ્તિમાં જ-પોતાની ચતુરાઈ સમજતા હોય છે. પરંતુ વિદ્વાનો, અનુભવીઓ અને શાસ્ત્રો એ ચતુરાઈને માનતા નથી. એ તો કહે છેઃ—

**"या लोकद्वय साधिनी चतुरता,सा चातुरी चातुरी."**

અર્થાત્ જે આ લોક અને પરલોક સાધવાની કુશળતા છે તે જ સાચી ચતુરાઈ છે.

—થોડા દિવસથી રાજા સુમતિ પોતાના સામંતોની સામે ઉભા રહીને આવેશમાં આવીને નાચવા લાગતા હતા. કુતૂહલ-વૃત્તિથી સામંતો પૂછવાનો પ્રયત્ન કરે તો રાજા કાંઈ બોલતા ન હતા. ભક્તિને જગતના લોકો પાગલના ભલે સમજે પરંતુ એ ભકતો--પાગલોને જે આનંદ મળે છે તે આનંદનું વર્ણન શબ્દોદ્વારા થઈ શકતું નથી. ભલા ! ગોળ ખાધા પછી મંગો મનુષ્ય એની મિઠાશનું વર્ણન કરી શકે ખરો? રાજદરબારના મામલામાં ગડબડ થવા લાગી, જનતા ગભરાવા લાગી: પરંતુ શું થઈ શકે ?

**"મસ્તજનો જોતા નથી નફા અગર નુકશાનને"**

રાજાએ પોતાનો કાર્યક્રમ ચાલુ રાખ્યો.

—"રાજન્ ! આજે તો આપે ગજબ કર્યો, રાજદરબારમાં નાચવું એ રાજાની મર્યાદાથી વિરૂદ્ધ છે, હું ઇચ્છું છું કે આપ આ વ્યવહારને બંધ કરો, આથી જનતા આપની હાંસી કરશે. આપનો વિરોધ કરશે. પરંતુ કોઈ દિવસે આપને આ કાર્ય કરવા નહિ દે." મંત્રીએ એકાંતમાં જઈને રાજાને પ્રાર્થના કરી.

—"મંત્રીજી ! આજે તો મેં એકલાએ જ નાચ કર્યો છે. પરંતુ એ ભગવત્ આવેશને જો રાણી પણ ઝીલી શકે તો તેને પણ નૃત્ય કરવાની મનાઈ હું ન કરી શકું; જનતાનું તો એ કર્તવ્ય છે કે-રાજાના પ્રત્યેક કાર્યને અનુમોદન આપે, મારા કોઈ કાર્યમાં રોકાવટ કરવાનો કોઈને અધિકાર નથી." રાજાએ મંત્રીને કહી સંભળાવ્યું.

—"જેવી આજ્ઞા !" કહીને મંત્રી વિદાય થયો.

[ ૨ ]

—રાજમહેલની ગગનચુંબી વિશાલ અટારીઓમાંથી નીકળતાં નીકળતાં મંત્રી વિચાર કરતો જતો હતોઃ—

"મહારાજનો વિચાર દૃઢ છે, પ્રજા એનો વિરોધ કરી રહી છે. હવે શું થશે ? જો હું મહારાજનો પક્ષ લઉં છું તો જનતા નારાજ થાય છે અને મહારાજ

નારાજ થશે તો મારા પ્રાણ પર આપત્તિ છે. મંત્રીને માટે બન્ને પક્ષનું હિત સાધવું એ કઠિન છેઃ—

**" नरपति हितकर्ता द्वेष्यतां याति लोके, जनपदहित कर्ता द्वेष्यतां याति राज्ञः"**

મંત્રી જો રાજાનું હિત કરે તો લોકોનો દ્વેષ વહોરવો પડે છે અને જો લોકોનું હિત કરે તો રાજા કોપાયમાન થાય છે.

હવે શું કરવું! જો પ્રયત્ન ન કરું તો રાજ્યવિપ્લવનો ભય રહે છે"

મંત્રી આવા વિચારોમાં ડૂબી જવા લાગ્યા.

---પ્રિય બંધુઓ! સંસારનો આ નિયમ છે કે જે વસ્તુથી મનુષ્ય કંટાળે તેનાથી વિપરીત વસ્તુથી એને પરમ શાન્તિ મળે છે. મનુષ્ય અત્યંત તૃષાતુર થાય, તો તે પાણીથી તૃપ્ત થાય છે. ભૂખ્યા માણસ રોટીના ટુકડાથી અને ગરીબીથી કંટાળેલા માણસ ધન પ્રાપ્ત કરીને તૃપ્ત થાય છે. કદાચ એટલા માટે જ આર્ય સંસ્કૃતિમાં આશ્રમોને અધિક મહત્વ આપવામાં આવ્યું હોય! મહારાજ દિલીપ સંસારથી કંટાળ્યા, ચક્રવર્તી પદ આજે એને ખૂંચતું હતું આજે એનું મન કોઈ બીજી જ વસ્તુ શોધી રહ્યું હતું. રાજ્યસમૃદ્ધિ છોડીને એ વસ્તુ મેળવવા એણે જંગલમાં પ્રયાણ કર્યું મુનિ વસિષ્ઠના ચરણમાં પડી એણે પ્રાર્થના કરીઃ—

—"ગુરુદેવ! મારા પિતૃઓ મારું આપેલું જળ ગ્રહણ કરતા નથી. મારી પાછળનું આ મોટું સામ્રાજ્ય ભોગવનાર કોઈ નથી. અને એ કારણથી આજે હું આપને શરણે આવ્યો છું."

--વસિષ્ઠે એવું સાધન બતાવ્યું કે જેનાથી એને ત્યાં રઘુ નામનો પ્રતાપી પુત્ર થયો તે પછી અમુક વર્ષ રાજ્ય ભોગવ્યા બાદ પણ દિલિપને શાંતિ મળી નહિ. અંતે એને વનમાં જઈને શાશ્વત શાન્તિ પ્રાપ્ત કરવી પડી. અને દિલિપની જેમ જ રઘુ, સત્યવાન. આદિ અનેક રાજાઓને રાજ્યના સુખનો ત્યાગ કરીને વનવાસનો સ્વીકાર કરવો પડ્યો હતો ને?

—આ બધું શું બતાવે છે? મનુષ્યનું મન શાંતિને શોધે છે શોધતાં શોધતાં એને શાંતિની છાયા પણ મળી જાય છે. તો તેને સાચી શાંતિ માનીને તેમાં રાચવા લાગી જાય છે. પરંતુ છાયાનું સુખ ક્યાં સુધી? અંતે તો એને ચિરશાંતિ પ્રાપ્ત કર્યે જ છૂટકો છે.

—અહિ એ કહેવું અયોગ્ય નહિ થાય કે ઉપર બતાવેલા ચક્રવર્તી રાજાઓ ગાદી તકીયાના ભૂખ્યા ન હતા. અને પર્વના ઋષિ મુનિવરો કે જેના ચરણમાં સપ્તદ્વીપવતી પૃથ્વીના સમ્રાટો મસ્તક નમાવતા હતા તેઓને રાજ્યસુખની પરવા ન હતી. એ મહર્ષિઓ પોતાના શિષ્યોને વાડામાં બંધ કરીને પરસ્પર દ્વેષ ફેલાવતા ન હતા. અને એ શિષ્યો પણ પોતાના ગુરુની પ્રસંશા કે અન્ય ગુરુની નિંદા કરતા ન હતા. કારણ કે આવા વિતંડાવાદને તો દલાલાની લડાઈ કહેવી જોઈએ. અને દલાલીનું પરિણામ દેવાળાં સિવાય બીજું શું હોઈ શકે?

---બંધુઓ! બિચારા! આજે હિંદુ જાતિનું અધઃપતન ધર્મના સંગાટીઓએ કર્યું છે. એનો વિચાર પણ હૃદયને કંપાવી મૂકે છે આજે હૃદયના એ બળતા અંગારાઓ દ્વારા હું આપલોકોને તપાવવા ઈચ્છતો નથી. કારણ કે આપણે તો મંત્રીની સાથે સાથે આવીને શાંતિગંગામાં સ્નાન કરવાનું છે.

---મંત્રીએ નિર્ણય કર્યો કે રાજ્યમદનો 'નશો' તો વિરક્ત સાધુ મહાત્મા જ ઉતારી શકે છે. માટે આજે રાજ્યગુરુ વિભાંડક પાસે જઈને એનો ઉપાય પૂછું.

—જ્યારે આજના ગુરુઓ ઐશ્વર્ય પ્રાપ્ત કરવા માટે આકાશપાતાળ એક કરી રહ્યા છે ત્યારે રાજ-પ્રજાનું કલ્યાણ ઈચ્છતા મંત્રી ત્યાગીનું શરણ શોધવા ચાલી નીકળે છે.

--વિભાંડક મહર્ષિના આશ્રમમાં પહોંચીને મંત્રીએ પ્રણામ કરીને સંપૂર્ણ વૃત્તાંત કહી સંભળાવ્યો.

—મહર્ષિ વિભાંડકે કહ્યું:—"મંત્રીન્! તમે જાણો છો કે મહારાજા સુમતિ પર મારા તપનો પ્રભાવ પડ્યો છે. એનો ભગવત્પ્રેમ તો મને પણ કોઈ કોઈ વખતે આકર્ષે છે એ સુજ્ઞ રાજા. તત્ત્વ વિનાનું કોઈ કામ કરતા નથી. રાજાના આ કામમાં પણ કોઈ ગૂઢ તત્ત્વ અવશ્ય હોવું જોઈએ."

"મહર્ષિ! પ્રજા ત્રાહી ત્રાહી કરી ઉઠી છે રાજાની આ ભૂલ જો ન સુધરી તો રાજ્યનો વિપ્લવ થવાનો

સંભવ છે આપ એને કોઈ રહસ્ય સમજતા હો તો એ રહસ્ય પણ જલદી બહાર આવવું જોઈએ."

—"બહુ સારૂં મંત્રી! હું પણ રાજ્ય મહેલની લાગેલી એ આગને બૂઝાવવા સાથે જ આવું છું." મહર્ષિએ સાંત્વન આપ્યું.

[ ૩ ]

"બેટા સુમતિ! તમે જાણો છો કે તમારા આ નૃત્યથી પ્રજા અસંતુષ્ટ છે. અને પ્રજાના અસંતોષ રાજા માટે હિતાવહ નથી. દરેક રાજાએ યાદ રાખવાનું છે :—

**जासु राज प्रिय प्रजा दुःखारी,**
**सो नृप अबसि नरक अधिकारी.**

અર્થાત્ જેના રાજ્યમાં પ્રજા દુઃખી છે તે રાજા અવશ્ય નરકનો અધિકારી બને છે. તમારા આ નૃત્યનો અભિપ્રાય સમજાવીને પ્રજાને શાંત કરો."

"ગુરુજી! આ બહુ જ ગુપ્ત વાત છે. જેને હું કોઈની આગળ કહેવા ઈચ્છતો ન હતો કારણ કે એનું અનુસંધાન મારા પૂર્વજન્મની સાથે હતુ, જનતાનો ઘણો આગ્રહ હોવા છતાં મેં એનો ભેદ ખોલ્યો ન હતો. મંત્રીને પણ નારાજ કરવાનું એ જ કારણ હતું. પરંતુ આજે આપની આજ્ઞાને વશ થઈ આપની આગળ કહું છું.

રાજાએ આ હકીકત સમજાવવા એક વિશાલ સભા રચી. અને સર્વેની સમક્ષ પોતાનું વૃત્તાન્ત રજુ કર્યું :—

"હું પૂર્વ જન્મમાં એક ભિલ્લ જાતિમાં ઉત્પન્ન થયો હતો મારૂં નામ હતું મલીન. બસ! જેવુ મારૂં નામ હતું તેવાં જ મારાં કૃત્ય પણ હતા. રસ્તે ચાલતા મનુષ્યોને લુંટી લેવાં અને પ્રાણીઓની હિંસા કરવી એને હું પાપ જ માનતો ન હતો હું આ પ્રકારે મારૂં ઉદરપોષણ કરતો હતો. એક દિવસ હું શિકારની શોધમાં નીકળ્યો. ગાઢ અરણ્યમાં એક ભિલ્લની—છોકરી ફળ તોડતી હતી. મારો અને એનો પરિચય થયો. એનું નામ હતું કોયલ. અમે બન્ને યુવાન હતાં, અમારો પ્રેમ પણ વાસનામાં પરિણામ પામ્યો."

—બંધુઓ! એમાં કાંઈ આશ્ચર્ય નથી. શાસ્ત્ર કહે છે:—

**यौवनं धन संपत्तिः प्रभुत्वमविवेकिता।**
**एकैकमप्यनर्थाय किमु यत्र चतुष्टयम्॥**

અર્થાત્ યુવાવસ્થા, આસુરી ધનની સંપત્તિ, સત્તા અને અવિવેક, એ ચારે વસ્તુ પૈકીની એક વસ્તુ પણ મહાન્ અનર્થ ઉત્પન્ન કરે છે. તો એ ચારે એક સાથે હોય. ત્યાં શું ન કરે? બુદ્ધિમાન પણ આ વસ્તુઓના ચક્કરમાં ફસાઈ જાય છે તો અજ્ઞાની જીવની શી દશા?

—રાજા આગળ બોલ્યા—"ગુરુજી! તે પછીથી અમે બન્ને રોજ રોજ જંગલમાં મળતાં અને સ્વેચ્છાથી ફરતાં હતાં.

—ઘણા દિવસની વાત છે. હું ઘેરથી શિકાર ખેલવા નીકળ્યો. અને નિશ્ચિત સ્થાન પર આવી પહોંચ્યો, કોયલ પણ ત્યાં હાજર જ હતી. મેં સુવાસિત પુષ્પો તોડયાં અને કોયલના કેશનો શૃંગાર કર્યો. મારૂં મન આજે આનંદિત થઈ રહ્યું હતુ સુવાસિત પુષ્પોથી કોનુ દિલ પ્રસન્ન ન થાય?

—પરંતુ પ્રકૃતિદેવી અમારા એ આનંદને જોઈ ન શકી. એક ભયંકર આંધીનુ તોફાન ઉઠયુ—વાયુની સાથે સાથે વરસાદ પડવા લાગ્યો, ચારે બાજુ પાણી પાણી થઈ ગયુ અમે બન્ને એક વૃક્ષ પર ચઢી ગયા પરંતુ પાસેથી નીકળતી નદીના પૂરમાં એ વૃક્ષ તણાવા લાગ્યું.

—વૃક્ષ પર બેઠાં બેઠાં ભાંગ પાસેની મદિરા તો અમે બન્નેએ પીધી હતી જ. તોપણ અમારૂં શરીર ઠંડીથી ધ્રુજતું હતુ તણાતાં તણાતા અમે ક્યાં સુધી નીકળી ગયાં એનુ અમોને ભાન નહોતુ. બીજે દિવસ જ્યારે અમોને શુદ્ધિ આવી ત્યારે અમે એક શિવાલયના પ્રવેશદ્વાર પાસે પડેલાં હતાં. મદિરાનો 'નશો' ઉતરી ગયેલો હતો આખા દિવસમાં કાંઈ ભોજન મળ્યુ ન હતું એટલે કોયલને ત્યાં જ બેસાડીને હું ફળ લેવા ગયો અમે બન્નેએ મળીને થોડાં ફળ ખાધાં. મંદિરની અંદર ઘંટાનાદ સાથે સંધ્યા આરતી થઈ રહી હતી. એના તાલની સાથે અમે અમારૂં નૃત્ય શરૂ કર્યુ, અમે એટલાં તો આનંદમાં આવી ગયાં કે જેથી અમારા ઉપર પડેલું તમામ દુઃખ વીસરી ગયાં હતાં અમને સ્વપ્નમાં પણ ખબર ન હતી કે

તે દિવસે મહાશિવરાત્રી હતી. ભક્તજનો આખી રાત્રિ મંદિરમાં રહીને ધૂન કરતાં રહ્યાં અને ભાવાવેશમાં અમારું નૃત્ય પણ ચાલતુ જ રહ્યું સવાર થતાં જ રાજાના ક્રૂર સિપાઈઓએ કોણ જાણે કયા દોષથી અમારાં મસ્તક ધડથી જુદાં કરી નાખ્યાં! હું પહેલાં કહી ગયા કે અમે ખરેખર પાપી હતાં પરંતુ આ પ્રમાણે અજ્ઞાત ભક્તિને કારણે—અમારા પ્રાણ લેવા એ શિવના જ દૂત આવ્યા અને અમને શિવલોકમાં લઈ ગયા. ત્યાં ભગવાન સદાશિવના તાંડવનૃત્યને નિહાળીને અમને આનંદમાં રોમાંચ થઈ જતાં. કોઈ કોઈ વાર ભગવાન સદાશિવના ગણો દ્વારા ઉપદેશામૃત સાંભળવા મળતું, શિવ કૃપાથી. ત્યાં કેટલોક સમય વિતાવ્યા બાદ અમારાં પૂર્વ કર્મોને ભોગવવા માટે તથા અંત સમયે કરેલા વ્રત, ભજન તથા નૃત્યના પુણ્યનું ફળ મેળવવા માટે અમોને આ ઉત્તમ માનવ-દેહ મળ્યો છે એ વખતનો મલીન ભીલ તે જ હું! અને ભીલ કુમારી કોયલ તે જ આ મારી રાણી સત્યવતી છે. ભગવાન સદાશિવની કૃપાથી અમોને પૂર્વ જન્મનું આ જ્ઞાન વિસ્મૃત થયું નથી. હવે આપ લોકો જુઓ કે—

**हरिर्हरति पापानि दुष्ट चित्तैरपि स्मृत ।**
**अनिच्छयाऽपिसंस्पृष्टो दहत्येव हि पावक ॥**

અર્થાત્—દુષ્ટ ચિત્ત વડે પણ સ્મરણ કરાયેલું પ્રભુનું નામ બધાં પાપોને દૂર કરે છે. જેવી રીતે ઇચ્છા વિના પણ અગ્નિનો સ્પર્શ કરવામાં આવે તો તે બાળી દે છે એ શાસ્ત્ર વાક્ય શું ખોટું છે? અમે લોકો ભગવાનનો મહિમા જાણતાં ન હતાં કે અમોને કોઈ વ્રત–નિયમાદિનો પત્તો ન હતો અમે તો મસ્તીમાં જ નૃત્ય કરતાં હતાં, ભક્તિનું નામ પણ અમે કોઈ જાણતાં નહોતાં કે સાંભળ્યુ પણ નહોતું છતાં અમોને આ દિવ્ય લાભ મળ્યો.

જો આપ લોકો પણ પ્રેમપૂર્વક પ્રભુ ભજનમાં લીન થઈને નૃત્યનો આદર કરો તો કેટલો લાભ મળે? બંધુઓ! આ છે મારું પૂર્વ વૃત્તાંત! જ્યારે જ્યારે એ પતિતપાવન શિવશંકરનું હું ધ્યાન કરું છું ત્યારે ત્યારે મને પૂર્વજન્મની કથા યાદ આવી જાય છે. અને મારું હૃદય નાચી ઊઠે છે."

રાજા સુમતિનું આ વૃત્તાંત સાંભળી, સર્વ પ્રજાજનો તથા રાજ્યાધિકારીઓ બહુ જ પ્રસન્ન થયા. અને પોતે ભક્તિમાન રાજાની છાયા નીચે હોવાથી પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યા. બધાંના મુખમાંથી એકી સાથે અવાજ નીકળી પડ્યા—"

"સુમતિ મહારાજની જય." —સંપૂર્ણ

( પદ્મપુરાણના એક આખ્યાનના આધારે )



## કામની વાત

જે જેને ગમે તેવો અભિપ્રાય આપવા મથશે; બીજાના અભિપ્રાય ઉપર તમે કંઈ જ કરી શકશો નહિં, અન્યના અભિપ્રાય પર અવલંબન રાખનાર ઉચ્ચ શ્રેણીમાં જઈ શકશે નહિં, તમે જે કાર્ય કરો, તે સારું હોવું જરૂરી છે, પરન્તુ બીજા લોકો એને સારું કે નરસું કહે, તેના પર આધાર રાખશો નહિં. 'મંગલ'

# पूर्णब्रह्म परमात्मा

લેખક-શ્રીદત્તચરણ જ્યોતિર્વિદ શાસ્ત્રી શિવલાલ બહેચરલાલ મહેતા
જ્યોતિર્ધુરીણ, વિદ્યાર્ણવ-ઢાંક

### શ્રી મંગલાચરણ

**ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात् पूर्णमुदच्यते।**
**पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते॥**
**ॐ शान्तिः शान्तिः शान्तिः॥**

**पूर्णम्–अदः** બ્રહ્મ. **पूर्णम् इदम्**-આ જગત્, **पूर्णात्** પૂર્ણ બ્રહ્મમાંથી. **उदच्यते**-ઉત્પન્ન થાય છે. **पूर्णस्य**--આ પૂર્ણના–જગતને **पूर्णम्**–પૂર્ણબ્રહ્મ, **आदाय**–લઈને – પોતાનામાં લીન કરીને અંતે **पूर्णम्**–પૂર્ણ **एव**–જ **अवशिष्यते**–અવશેષ બાકી રહે છે.

**पूर्णम्**–સર્વવ્યાપી. **अदः** તે નિરૂપાધિક બ્રહ્મ. **पूर्णम्** સર્વવ્યાપી. **इदम्** આ સોપાધિક બ્રહ્મ (જગત્). **पूर्णात्** કારણોપાધિમાંથી. **पूर्णम्** કાર્યોપાધિ બ્રહ્મ (જગત્). **उदच्यते** ઉત્પન્ન થાય છે. **पूर्णस्य** કાર્યાત્મક બ્રહ્મની. **पूर्णम्** એકરસતાને. **आदाय** લેવા પછી. **पूर्णम्** પ્રજ્ઞાનઘન સ્વરૂપ. **एव** જ. **अवशिष्यते** બાકી રહે છે.

આ (જગત્) પૂર્ણ છે, તે (બ્રહ્મ) પૂર્ણ છે. પૂર્ણથી (બ્રહ્મથી) પૂર્ણ (જગત) વૃદ્ધિ પામે છે અર્થાત્ કે, પૂર્ણ (બ્રહ્મ)માંથી પૂર્ણના (જગતના) ઉદય થાય છે. પૂર્ણમાંથી પૂર્ણ કાઢી લઈએ તો પણ અવશેષ–બાકી પૂર્ણ જ રહે છે. આ જગતની દસ્ય અને અદસ્ય વસ્તુ માત્ર પૂર્ણબ્રહ્મ વડે પરિપૂર્ણ વા વ્યાપ્ત છે. તે પૂર્ણ પ્રકૃતિ બ્રહ્મની પૂર્ણતા દ્વારા આ જગત્ પ્રકાશિત થવા છતાં તેની પૂર્ણતાનો હ્રાસ થતો નથી.

ॐ–હે આદિ મધ્ય અને અંતમાં પૂર્ણ પરબ્રહ્મ! અમારાં **शान्तिः**–આધ્યાત્મિક દુઃખોની શાંતિ હો. **शान्ति**–અમારાં આધિદૈવિક દુઃખોની નિવૃત્તિ હો. **शान्तिः**–અમારાં આધિભૌતિક દુઃખોની નિવૃત્તિ હો!!!

પૂર્ણ એટલે અનંત. પૂર્ણ–અનંતમાંથી પૂર્ણ ઉત્પન્ન થાય છે. પૂર્ણની પૂર્ણતાને લેવાથી છેવટ પૂર્ણ બાકી રહે છે. તે અનંતરૂપ છે. આ અનંતરૂપ છે. **अदः** શબ્દ પરોક્ષ બ્રહ્મને લાગુ પડે છે. જે સંપૂર્ણ તથા આકાશની માફક સર્વત્ર વ્યાપ્ત છે તથા કોઈ પણ પ્રકારની ઉપાધિથી રહિત છે. **इदं** શબ્દ વિશેષયુક્ત કાર્યાત્મક બ્રહ્મને લાગુ પડે છે. પૂર્ણનો ખરો અર્થ ભરપૂર અર્થાત્ જે અંતથી રહિત–સર્વવ્યાપી છે. પૂર્ણમાંથી--કારણાત્મ બ્રહ્મમાંથી પૂર્ણ–કાર્યાત્મક બ્રહ્મ ઉદ્ભવે છે. જો કે કાર્યાત્માની ઉત્પત્તિ થાય છે, છતાં તેનું સ્વરૂપ પરમાત્મભાવનો ત્યાગ કરતું નથી.

ભગવાન્ શ્રી સનત્સુજાત મુનિ ધૃતરાષ્ટ્ર રાજાને ઉપદેશે છે કે.—

**पूर्णात् पूर्णमुद्धरन्ति पूर्णात् पूर्णं प्रचक्षते।**
**हरन्ति पूर्णात् पूर्णं च पूर्णमेवावशिष्यते॥**
**योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनम्॥ ३॥**
(સનત્સુજાતગીતા. ૪.૩)

પૂર્ણમાંથી પૂર્ણને ગ્રહણ કરે છે. પૂર્ણમાંથી લીધેલ છે માટે તેને પૂર્ણ કહે છે. પૂર્ણમાંથી પૂર્ણને લઈને પૂર્ણ જ બાકી રહે છે. તે સનાતન બ્રહ્મને યોગીઓ જ જાણે છે.

પૂર્ણ એટલે જેનો દેશથી. કાલથી કે વસ્તુથી પરિચ્છેદ--વિભાગ થતો નથી તે પરમાત્મા–તેમાંથી પૂર્ણ એટલે જીવરૂપે ગ્રહણ કરે છે. પૂર્ણમાંથી ઉધ્ધૃત કરેલ જીવ પણ પૂર્ણ છે, એમ વિદ્વાનો કહે છે. જીવાત્મામાં અવસ્થિત પૂર્ણરૂપ આત્મા જે દેહ, ઈંદ્રિયમાં પ્રવિષ્ટ છે તેને તેમાંથી સાક્ષીરૂપે ભિન્ન સમજી, દેહમાંથી ઉદ્ધાર કરે છે, ત્યારે તે પૂર્ણાનંદરૂપે અવશિષ્ટ રહે છે. '**पूर्णमेवावशिष्यते इति पाठः॥** શ્રુતિ પણ એજ અર્થ કહે છે." **पूर्णमदः पूर्णमिदं ......॥**" આ મંત્ર–તે પૂર્ણ છે, અર્થાત્ **तत्** શબ્દ વાચ્ય જગત્ કારણબ્રહ્મ પૂર્ણ છે. આ પૂર્ણ છે અર્થાત્ **त्वं** શબ્દ નિર્દિષ્ટ પ્રત્યગાત્મસ્વરૂપ પણ પૂર્ણ છે. આ તત્પદ અને ત્વંપદની કેવી રીતે પૂર્ણ છે તે બતાવે છે. પૂર્ણમાંથી–અનવચ્છિન્નમાંથી જીવ અને ઇશ્વર સ્વરૂપ થાય છે. માટે તે બન્ને પૂર્ણ છે.

પૂર્ણ આત્મતત્ત્વમાં સ્થિત પૂર્ણરૂપને લઈને—અર્થાત્ **तत्** પદ અને **त्वं** પદનું શોધન કરીને છેવટ બ્રહ્મ સ્વરૂપ જ રહે છે. એ પૂર્ણ સ્વરૂપ સનાતન ભગવાનને યોગીઓ જ જાણે છે. ( **शांकरभाष्य.** )

આ **पूर्णमद**. મૂલમંત્ર શુક્લ યજુર્વેદની શ્રુતિમાં ગ્રંથાયેલો છે અને શુક્લયજુર્વેદના બ્રાહ્મણગ્રંથ **शतपथ ब्राह्मण**ના પ્રારંભમા—આદિમાં મંગલાચરણમાં ભગવાન્ યાજ્ઞવલ્ક્ય મહર્ષિએ પ્રથમ ઉચ્ચાર્યો છે. અને એથી શુક્લ યજુની શ્રુતિના આદિ–અંતમાં પારંપર્ય પ્રણાલિકા મુજબ આ **पूर्ण मंत्र** મંગલાચરણરૂપે ભણાય છે. આ શાંતિપાઠ મંત્ર કહેવાય છે. અસ્તુ.

'**ओं**' (ૐ) આ એકાક્ષર ( અધિદૈવત સ્વરૂપથી ) પૂર્ણ છે. આ ( અધ્યાત્મ સ્વરૂપે ) પૂર્ણ છે. પૂર્ણમાંથી પૂર્ણ નીકળ્યું છે પૂર્ણના પૂર્ણને (પૂર્ણમાંથી પૂર્ણ) લઈએ તો પૂર્ણ જ શેષ રહે છે—આ છે મંત્રનો અક્ષરાર્થ.

સંપૂર્ણ કર્મ—પુરુષાર્થ, કૃતાર્થ ભેદથી બે ભાગોમાં વિભક્ત છે. કૃતાર્થ કર્મથી પુરુષાર્થ કર્મનું સ્વરૂપ નિષ્પન્ન થાય છે. પુરુષનો પરમ પુરુષાર્થ એ છે કે—તે ( પુરુષ ) જ પૂર્ણાક્ષરનો અંશ છે. તેની ( પૂર્ણાક્ષર—ૐ ) સાથે અભેદ ભાવને પ્રાપ્ત થઈ ભવપાશથી વિમુક્ત થઈ જાય ( થઈ જવું ). ઈશ્વર પૂર્ણાનંદ છે, પૂર્ણ પુરુષ છે. એવા આ પૂર્ણેશની ઉપનિષત્ '**ओं**' આ એકાક્ષર છે. તેનો વાચક આ **प्रणव** છે. અર્ધમાત્રા, **अ**કાર, **उ**કાર, **म**કાર—આ ચારનો ઓંકાર છે. અર્ધમાત્રા તુરીયપદ છે, આ જ પરાત્પર છે. અકાર અવ્યય પુરુષ છે. ઉકાર અક્ષર પુરુષ છે. મકાર ક્ષરપુરુષ છે, શબ્દસૃષ્ટિમાં સર્વનું મૂલ **अ**કાર જ છે. એક જ **अ**કાર સોમપ્રધાનસ્પર્શ—અગ્નિપ્રધાના ઉષ્માના તારતમ્યથી વર્ણરાશિના આરંભક બની જાય છે ( બને છે. ) સ્પર્શ સંકોચ છે—એ સોમનો ધર્મ છે. ઉષ્મા વિકાસ છે—એ અગ્નિનો ધર્મ છે. જેવી રીતે અર્થસૃષ્ટિનું મૂલ અગ્નિ સોમ છે, તેમ—તે પ્રકારે શબ્દસૃષ્ટિનું મૂલ પણ સ્પર્શ—ઉષ્મારૂપ અગ્નિ સોમ જ છે. **अ**કારની આ વિભૂતિનું નિરૂપણ કરતાં મહર્ષિ ઐતરેય કહે છે કે—

**अकारो वै सर्वा वाक्-सैषा स्पर्शोष्मभिर्व्यज्यमाना बह्वी नाना रूपा भवति।** (ઐતરેય આરણ્યક.)

એથી—એ માટે અવ્યય પુરુષની વિભૂતિઓના સંબંધમાં '**अक्षराणामकारोऽस्मि**' (ગીતા. ૧૦—૩૩) અક્ષરોમાં **अ**કાર હું છું એમ ભગવાનના સ્વમુખથી કહેવામાં આવ્યું છે.

શબ્દસૃષ્ટિમાં અકાર કંઠતાલ્વાદિના અભિઘાતથી રહિત છે. અસંગ છે, એવં અસંગ હોવા છતાં પણ વર્ણસૃષ્ટિનું ( ક, ખ, ગ આદિ વર્ણોનું ) આલંબન છે. આ જ સ્વરૂપ અવ્યય પુરુષનું છે. આવી રીતે સજાતીયતાને કારણે **अ**કારને અવ્યય પુરુષનો વાચક મનાય છે. **उ**કારના ઉચ્ચારણમાં મુખનો સંકોચ થાય છે. એથી એ સસંગાસંગ ( સસંગ-અસંગ ) છે. આ અવસ્થા મધ્યપતિત અક્ષરની છે આ ઉકાર અક્ષર પુરુષના વાચક માન્યા છે. '**कादयो मावसाना स्पर्शा।**' આ સિદ્ધાંત અનુસાર **म**કાર પર સ્પર્શભાવની સમાપ્તિ છે. એટલે કે 'મ'ના ઉચ્ચાર કરતાં બન્ને ઓષ્ઠ ( હોઠ ) મળી જાય છે. **म**કાર અંતિમ સ્પૃષ્ટ વર્ણ છે. **म**ના ઉચ્ચારમાં મુખનો સર્વથા સંકોચ થાય છે આ અવસ્થા ક્ષરપુરુષની છે. અતઃ **म**કાર ક્ષરનો વાચક માનવામાં આવે છે

**अ–उ–म**—વર્ણ ક્રમશઃ અવ્યય—અક્ષર—ક્ષર—છે. એથી પરાત્પર અર્ધમાત્રા છે. એ અગમ્યા છે, અનુચ્ચાર્યા છે. શાસ્ત્રાવધિ કૃતા છે '**ओम्**' આ એકાક્ષરસ્થ પરબ્રહ્મનું સ્વરૂપ યથાવત્ હૃદયંગમ થઈ જાય છે. એ માટે નચિકેતાના

**अन्यत्र धर्माद्–अन्यत्राधर्मात्–**
**अन्यास्मात्–कृताकृतात्।**
**अन्यत्र भूताच्च भव्याच्च यत्तत् पश्यसि तद् वद॥**

—ધર્મથી ભિન્ન, અધર્મથી ભિન્ન, આ કાર્યો તેમજ કારણોથી પણ ભિન્નરૂપે, તેમજ ભૂત તથા ભવિષ્યથી ભિન્નરૂપે જેને આપ જુઓ છો, તે આત્મતત્ત્વ મને કહો. (કઠોપનિષદ્ ૧—૨—૧૪)

આ પ્રશ્નનો ઉત્તર યમરાજ આપે છે કે—

**सर्वे वेदा यत् पदमामनन्ति तपांसि सर्वाणि च यद् वदन्ति । यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति तत्ते पदं संग्रहेण ब्रवीमि–'ओम्' इत्येतत् ॥** કઠ. ૧ । ૨ । ૧૫

હે નચિકેતા! સર્વ વેદો જે પદનું અર્થાત્ પરબ્રહ્મનું પ્રતિપાદન કરે છે, સર્વે કર્મો જે પરબ્રહ્મને ચિત્તશુદ્ધિદ્વારા મેળવાવે છે, પ્રાપ્ત કરાવે છે, જે બ્રહ્મને પ્રાપ્ત કરવાની ઈચ્છાવાળા મુમુક્ષુઓ બ્રહ્મચર્યનું પાલન કરે છે, તે પરબ્રહ્માત્મક પદને હું સંક્ષેપ કરી કહું છું કે, તે પદ આ શબ્દબ્રહ્મ **ओम्** છે.

**'ओम्'** શબ્દ **'अह्–अम्'**થી નિષ્પન્ન થયો છે. ઈશ્વર પૂર્ણપદ છે, એક સ્વતંત્રપદ છે. અતઃ આ પદ–વિવક્ષાથી **'अह्'**ના **ह**કાર પદાંતનો **ह**કાર થઈ જાય છે. અને એથી એનો **उ**ત્વ થઈ જાય છે. **अ–उ–अम्**–આ સ્થિતિ રહી જાય છે. ગુણ એવં પરરૂપથી **'ओम्'**ની સ્વરૂપનિષ્પત્તિ થઈ જાય છે. જે **ओम्** છે તે **अहम्** છે. અંતર કેવળ એટલું જ છે કે જીવાત્મા તે–એ પરમપદ **(ओम्)**નો અવયવ છે. સ્વતંત્રપદ નથી. અતઃ જીવવિવક્ષામાં **अह्**નો **ह**કાર પદાંતનો **ह**કાર નથી રહેતો. આથી એનો **उ**ત્વ નથી હોતો (થતો). **ह**કારનો અકારની સાથે સંબંધમાત્ર છે. **अह्–अम्**નું **अहम्** બની જાય છે. ઈશ્વરની ઉપનિષદ **'ओम'** છે. અને જીવાત્માની ઉપનિષદ **'अहम्'** છે.

પરમાર્થતઃ ઈશ્વર અને જીવ એક તત્ત્વ છે. અવિદ્યા ચતુષ્ટયીના કારણે આ (જીવ) **'अहम'** બની રહેલ છે. વસ્તુતઃ એ (જીવ) પણ **ओम्**કારજ છે. પૂર્ણમાંથી નીકળનાર આ (જીવ) ત્યાંસુધી અપૂર્ણ છે કે, જ્યાંસુધી એ (જીવ) પોતાના મૂળપુરુષની (ઈશ્વરની) પૂર્ણતાને નથી સમજતો. જ્યારે એ જીવ તે પૂર્ણની (ઈશ્વરની) પૂર્ણતાને જાણી લેશે–જ્ઞાન પ્રાપ્ત કરશે, ત્યારે અવશ્ય તે (જીવ) પૂર્ણ થઈ જશે.

જ્ઞાનદ્વારા પૂર્ણની (ઈશ્વરની) પ્રાપ્તિ કરી લેવા માટે તત્ સ્વરૂપ બનવા માટે જે સાધન માર્ગનું અવલંબન કરવામાં આવે છે તેનું જ નામ ભક્તિ–ઉપાસના.

ભક્તિથી પરમાત્માની પ્રાપ્તિ અને જ્ઞાનથી મુક્તિ.

જ્ઞાનવિનાની ભક્તિ લુલી છે–મિથ્યા છે–આડંબર છે. અને ભક્તિવિનાનું જ્ઞાન શુષ્ક છે.

પૂર્ણતામાં શાંતિ છે. અપૂર્ણતામાં ક્ષોભ છે. યદિ સર્વત્ર '**ओंकार**' સ્વરૂપ પૂર્ણેશની સત્તા જોઈએ–જોતા રહીએ, તો આપણો સાથે '**ओं शान्तिः ! शान्तिः !! शान्तिः !!!**' આ વાક્ય છે.

પોતાના આરાધ્ય ઈષ્ટ દેવ સર્વત્ર સર્વમાં વ્યાપક છે, સર્વ સ્વરૂપ છે એમ દૃઢ માનવું–જાણવું એનું નામ પૂર્ણતા. અને પોતાના ઈષ્ટદેવ મોટા ને બીજા દેવ નાના એમ માનવું તે અપૂર્ણતા એટલે અજ્ઞાન.

પરમાત્મા સર્વવ્યાપક સર્વસ્વરૂપ છે એમ માની ભક્તિ ઉપાસના કરવી એજ શ્રેષ્ઠ છે.

આ પ્રકારે મંગલપાઠની સાથે સાથે જ પરમ પુરુષાર્થનું સ્વરૂપ બતાવતો વેદપુરુષ આ ઉપનિષદમાં સમસ્ત નિષ્કર્ષ સ્વરૂપ આપણી આગળ રાખી દે છે. '**ओम**' આ અક્ષરની પૂર્ણતા જાણી લ્યો, પિછાનો, તેને પણ પૂર્ણ સમજો. અધ્યાત્મને પણ પૂર્ણ સમજો. તે પૂર્ણની પૂર્ણતા લઈ (સમજી) **अहम्** ભાવનો પરિત્યાગ કરી (કરતાં કરતાં) આપ પણ પૂર્ણ બની જાઓ. ઉપનિષદ્ બ્રહ્મવિદ્યાનો આ આદેશ છે. એ જ પુરુષનો પરમ પુરુષાર્થ છે. ઈશની ઉપનિષદ્ તેની પ્રાપ્તિનું સાધન છે. અસ્તુ.

પૂર્ણ બ્રહ્મપુરુષના રસાર્ણવમાં નિમગ્ન થઈ પૂર્ણ-પુરુષ પરમાત્માના ભક્તિરસમાં અવગાહન કરતા રહો પૂર્ણસ્વરૂપના અનાદિ અનંત વૈભવને અવલોકતા પૂર્ણસ્વરૂપે પ્રસન્ન રહેશો. **इति शिवोम् ।**



# ભક્તિમાર્ગના સુગમ પ્રકારો

લેખક : વૈદ્યરાજ શ્રી. સુંદરલાલ નાથાલાલ જોષી-વિદ્યાવારિધિ,
પ્રિન્સીપાલ-આયુર્વેદિક કૉલેજ-નડીઆદ

**परो दिवा पर एना पृथिव्या परो देवेभिरसुरैर्यदस्ति कंस्विद्गर्भं प्रथमं दध्र आपो यत्र देवाः समपश्यन्त विश्वे ॥**

**तमिद्गर्भं प्रथमं दध्र आपः**
**यत्र देवाःसमगच्छन्त विश्वे ।**
**अजस्य नाभावध्येकमर्पितं**
**यस्मिन्विश्वानि भुवनानि तस्थुः ॥**

**( ऋग्वेद मं० १० )**

'સ્વર્ગથી પર-પૃથ્વીથી પણ પર-એવું, દેવો અને અસુરો જેને પકડી શકે નહિ તેવું, જે કાંઈક તેજ કે વીર્ય છે, તેને પહેલું ગર્ભરૂપે આપો દેવીએ (જલ અથવા જગતની મૂલ વિદ્યુન્મય દ્રવરૂપ અવસ્થાને આપઃ તરિકે વર્ણવાયું છે) ધારણ કર્યું અને તેમાં સર્વ દેવોએ તે પરમતત્ત્વને મૂર્તિમંત જોયું. આપો દેવતાએ આ પ્રથમ ગર્ભને ધારણ કર્યો અને જેના પ્રતિ સર્વ દેવો પોતાના સાયુજ્યને જોવા લાગ્યા તે ગર્ભ અજન્મા દેવની નાભિમાંથી ઉત્પન્ન થએલા એક કમલમાં મૂકાએલો જણાયો અને તેમાં સઘળાં ભુવનો ગોઠવાએલાં દેખાયાં.''

આ મંત્રમાં વર્ણવાએલાં આપોદેવી એટલે મનુએ વર્ણવેલું "નારા" નામનું સૃષ્ટિનું આરંભક દ્રવદ્રવ્ય-જલ, જેને સાંખ્યાચાર્યો "મહદ્યોનિ" તરિકે વર્ણવે છે તે જ. "નારા"માં જે "અયન" કરનાર પરમ તત્ત્વ તે "નારાયણ."

ઋગ્વેદના આ નારાયણ તત્ત્વમાં સર્વ દેવોનો અને પ્રાણીમાત્રનો જન્મ અને લય છે એવી ભાવના બ્રાહ્મણોમાં અને આરણ્યકોમાં ખીલવા લાગી અને તે "નારાયણ" એ જ પરમાત્મા, એ જ પરબ્રહ્મ, એ જ પરમેશ્વર એવી એકવાકયતા જે શાસ્ત્રમાં થઇ તે શાસ્ત્રને "એકાયન" એવી સંજ્ઞા મળી.

મહાભારતમાં નારાયણીય આખ્યાન શાંતિપર્વમાં આવે છે. આ આખ્યાન વાંચતા સમજાય છે કે એકાયન માર્ગના ઉપાસકોને "ભાગવત" કહેવામાં આવતા. આ આખ્યાનની અંતર્ગત ઉપરિચરવસુની કથામાંથી નીચેના અગત્યના મુદ્દાઓ જાણવા મળે છે --

૧ ઉપરિચરવસુના યજ્ઞપ્રસંગમાં પશુવધ કરવામાં આવ્યો ન હતો.

૨ યજ્ઞવિધિ આરણ્યક ગ્રંથ-જેમાં ઉપનિષદો અંતર્ગત થાય છે તેમાં દર્શાવેલા માનસયાગવિધિ પ્રમાણે થયા હતા.

૩ અધિષ્ઠાતા દેવ વિષ્ણુ અથવા હરિ હતા.

૪ આ દેવના દર્શન કેવળ અધ્યયન કરનારને થતાં નથી પરંતુ રહસ્ય જાણનારને જ થાય છે. (આ યજ્ઞ કરાવનાર બૃહસ્પતિ હતા. તેઓ યજ્ઞનો વિધિ કરાવી જાણતા હતા પરંતુ તેના રહસ્યને જાણતા ન હતા. આથી પોતે યજ્ઞ કરાવ્યા છતાં યજ્ઞ કરાવનાર તરીકે તેમને દેવનાં દર્શન ન થયાં. પરંતુ રહસ્ય જાણનાર વસુરાજાને થયાં.) આ એક ચમત્કૃતિવાળો સાર છે.

૫ આ દેવતાનું દર્શન ભક્તિવડે થાય છે અને બીજા ઉપાયોથી થતું નથી. આ તેનું રહસ્ય છે.

આ રીતે યજ્ઞક્રિયામાં હિંસાનો નિષેધ ભગવાન ગૌતમબુદ્ધના પૂર્વકાળના આ ભાગવત સંપ્રદાયના હિંદુઓએ જ સૌથી પ્રથમ કર્યો હતો એ લક્ષ્યમાં લેવા જેવું છે.

૬ કર્મ અને તપની નિરુપયોગિતા પર જે ભાર ભગવાન્ બુદ્ધે મૂકયો હતો. પરંતુ આવી નિષેધાત્મક પ્રવૃત્તિ કરી તેઓ બેસી રહ્યા નહિ. તેમણે અપૂર્વ

એવો ભક્તિનો સિદ્ધાન્ત હિન્દુધર્મમાં દાખલ કર્યો. વેદોમાં ઉપાસના ઉપર ભાર મૂકાએલો હતો તેને અનુકુલ સ્વરૂપ ભાગવતોએ આપ્યુ અને વધુ વ્યાવહારિક બનાવ્યું.

વેદકાલીન નારાયણદેવ વસુરાજાના ઇષ્ટ હોવાથી વાસુદેવ થયા. તે દેવતાનું પૂજન સાત્વત અથવા વૃષ્ણિ અથવા યાદવકુલના રાજાઓમાં પ્રચલિત થયું. આ રીતે તે કુલધર્મ બન્યો.

મનુ–ઇલાના વંશમાં યયાતિ રાજા થયા. યયાતિ અને દેવયાનીથી યદુ થયા. આ વંશનો ઉલ્લેખ ઋગ્વેદ સંહિતા અને મહાભારતમાં આવે છે. પુરાણો ઉપરથી તારવવામા આવેલી વંશાવલિમાં યાદવવંશમાં સાત્વત રાજાને સૂર્ય વંશના દાશરથિ રામ, વિદેહવંશના સીરધ્વજ જનક અને અનુવંશના લોમપાદ લગભગ સમકાલીન હતા.

સાત્વતવંશમા ત્રીજી પેઢિએ વૃષ્ણિ અને પંદરમા પેઢિએ શ્રીકૃષ્ણ થયા. સાત્વતોના કુલધર્મને તેની પેઢીમાં થએલા વૃષ્ણિ અને પુનર્વસુએ અપનાવ્યો. તેમની કુલદેવતા નારાયણ–વાસુદેવ હતી. શ્રીકૃષ્ણનું નામ વાસુદેવ હતું અને કૃષ્ણ એ ગોત્ર સંજ્ઞા હતી. તેમણે આ વાસુદેવધર્મ સંપ્રદાયનો એટલે ભાગવતધર્મનો ઉદ્ધાર કર્યો. તેમાં વેદકાલીન વિષ્ણુદેવતાની ભાવના અંતર્ગત થઇ. તેથી આ એકાયન શાખાના ધર્મનાં સાત્વતતંત્ર, ભાગવતમત, વાસુદેવમત, નારાયણમત, વૈષ્ણવમત વિગેરે નામો પડયાં છે. પાછળથી વૈદિક કાળના વિષ્ણુ, આરણ્યક કાળના નારાયણ, હરિવંશના વાસુદેવ અને આભિર જાતિમાં પૂજાતા ગોપાલ નામના બાલદેવ એટલે કે બાલગોપાલ એ સર્વ દેવતાઓ શ્રીકૃષ્ણ વાસુદેવ નામની વ્યક્તિમાં પૂજ્યભાવથી અભેદભાવને પામ્યા. તેથી સર્વ વૈષ્ણવ સંપ્રદાયોમાં શ્રીકૃષ્ણ પ્રધાનપૂજ્યમૂર્તિ મનાવા લાગી. આ પ્રમાણે ભાગવત સંપ્રદાયમાં (૧) વિષ્ણુ વાસુદેવ (૨) નારાયણ વાસુદેવ, (૩) કૃષ્ણ વાસુદેવ, (૪) બાળગોપાલકૃષ્ણ આમ ચાર દૈવત ભાવના પ્રચાર પામી.

વિષ્ણુવાસુદેવની ભાવના શ્રીશંકરાચાર્યના સ્માર્ત મતમાં એટલે કેવલ અદ્વૈતમાં સ્વીકૃત બની છે.

નારાયણ વાસુદેવની ભાવના શ્રી રામાનુજાચાર્યના શ્રીવૈષ્ણવમાં વિશિષ્ઠ અદ્વૈતરૂપે પ્રવેશી છે.

કૃષ્ણવાસુદેવની ભાવના શ્રીમધ્વાચાર્યના દ્વૈતમતમાં પેઠી છે. બાલ ગોપાલ કૃષ્ણની ભાવના શ્રી વલ્લભાચાર્યના શુદ્ધદ્વૈતમાં પ્રચલિત બની છે.

આ પ્રમાણે વૈષ્ણવ સંપ્રદાય શ્રીકૃષ્ણ સંજ્ઞાવાળા ભગવાન વિષ્ણુના પૂર્ણાવતારમાં કેન્દ્રિત બન્યો છે.

મૂળ એકાયન વેદનો રહસ્ય આમ્નાય શાંડિલાદિ પાંચ યોગીશ્વરો પાંચ અહોરાત્રમાં શ્રી ભગવાન પાસે શીખ્યા તેથી આ શાસ્ત્રને "પાંચરાત્ર" કહે છે એવી આખ્યાયિકા છે. કેટલાકનું એમ માનવું છે કે વૈદિક પાંચરાત્ર સત્ર પાંચ દિવસ ચાલનારો "પુરુષ-નારાયણ"નો યજ્ઞ હતો. તે યજ્ઞદેવતા શ્રી નારાયણનાં પાંચ રૂપો (૧) પરવાસુદેવ (૨) વ્યૂહદેવતા (૩) વિભવ દેવતા (૪) અંતર્યામી દેવતા અને (૫) અર્ચાદેવતામાં ગુંથાએલા હોવાથી તે યજ્ઞવિદ્યાનું રહસ્ય પ્રતિપાદન કરનાર શાસ્ત્ર તે પાંચરાત્ર કહેવાયુ.

જીવાત્માનો પરમાત્મા સાથે અધ્યાત્મ સંબંધ હોવાથી તે સ્વભાવથી જ પરમાત્માના સ્વરૂપમા આકર્ષાઇ લીન થવા માગે છે. આત્મા પ્રેમરૂપ છે અથવા આનંદરૂપ છે તેથી તેને પ્રાણીઓ ઝંખે છે. શ્રીમદ્‌ભાગવતમાં આનંદરૂપ ઉપર ખુબ જ ભાર મૂકયો છે.

આ પૂર્ણ આનંદમય તત્ત્વ, ચૈતન્યવાળું અને સત્તામય છે. જ્ઞાનમાર્ગમાં જેવી રીતે તે તત્ત્વના ચૈતન્ય ઉપર ખુબ ભાર મૂકવામાં આવે છે, જેવી રીતે કર્મમાર્ગમાં તેની સત્તા ઉપર ભાર મૂકાય છે. તેવી રીતે ભાગવતો ભક્તિમાર્ગને અનુસરતા હોઇ તેના ભજનીય એવા પ્રેમ સ્વરૂપ ઉપર ખુબ ભાર મૂકે છે. "પરમપ્રેમ પરબ્રહ્મ" એ તેમનો ધ્યાનમંત્ર છે. પરમતત્ત્વ પ્રેમરૂપ છે. તેથી પૃથક્ થએલાં પ્રાણી પદાર્થોને પોતામય કરવા મથે છે. આ સ્વભાવભૂત પ્રેમની છાલકો જે ઝીલી શકે છે અને જેઓ સામો પ્રેમ દર્શાવી શકે છે તેઓ આનંદમય પરમાત્માને સત્વર પ્રાપ્ત કરી શકે છે. શ્રી ભાગવતનું પરિવિષ્ણુનું સ્વરૂપ ભજનીય છે, તે આપણી ઇચ્છાશક્તિની સંપૂર્ણ સફળતા લાવનાર તત્ત્વ છે. કલ્પવૃક્ષ સમાન-**વંદારુમંદાર**=વંદન કરનારને ઇચ્છિફળ આપનાર છે.

આ ભજનીય વિષ્ણુના મૂલસ્વરૂપ સાથે અથવા સાકાર સ્વરૂપ સાથે કે અવતાર સ્વરૂપ સાથે "ઉપાય પૂર્વક પ્રીતિસાથે મનની સ્થિતિ બાંધવી" તેને ભક્તિ કહે છે. **भक्तिः परानुरक्तिरीश्वरे** ઈશ્વરમાં નિઃસીમ

પ્રેમનું જોડાણ તેનું જ નામ ભક્તિ, એમ શાંડિલ્યાદિ ભાગવતો કહે છે.

આ ભક્તિ (૧) વિહિત અને (૨) અવિહિત એમ બે પ્રકારની છે. આ બન્ને પ્રકારની ભક્તિના અઢાર ભેદો છે.

વિષ્ણુમાં પ્રેમસંબંધ વડે ચિત્તની સ્થિતિ બાંધવાના ભક્તિયોગના ઓગણીસ પ્રકારના અન્યભેદો જણાવ્યા છે. તેમાં ત્રિવર્ગ–(૧) શ્રવણ કીર્તન અને (૩) સ્મરણ એ શિખરરૂપ છે.

અલંકારશાસ્ત્રના નવરસના આલંબનરૂપે ભગવાનને લઈ જે પોતાના ચિત્તને વિષ્ણુપદમાં સ્થાપે તે **भक्त** અને તેના ચિત્તમાં અભિવ્યક્ત થતો (શ્રવણ, કીર્તન અને સ્મરણાદિક વડે) જે પ્રભુપતિ પ્રેમજન્ય આનંદનો ચમત્કાર તે **भक्तिरस**

સામાન્યરીતે વૈરાગ્યપ્રધાન અંતઃકરણવાળા જ્ઞાનયોગના અધિકારી છે, સંસાર સુખની તીવ્ર કામનાવાળા કર્મયોગના અધિકારી છે અને અત્યંત વૈરાગ્ય નહિ તેમ રાગ પણ નહિ એવા વ્યવહાર–પરમાર્થને અથવા ભોગ–મોક્ષને મેળવવા ઇચ્છનારા ભક્તિમાર્ગના અધિકારી છે.

ભક્તિરસના ભોક્તાના ચાર વર્ગ પડે છેઃ–(૧) આર્ત એટલે દુઃખી (૨) જિજ્ઞાસુ (૩) અર્થાર્થી અને (૪) જ્ઞાની. તેમાં ભગવાનનાં સત્યસ્વરૂપને સર્વાંશ જાણી તે મનોહર પદાર્થ છે એવા સ્વાનુભવપૂર્વક ભક્તિ કરે છે તે જ્ઞાની ભક્ત છે. શ્રીકૃષ્ણ ભગવાન "આ ચારેય ઉદાર ભક્તો છે, પરંતુ જ્ઞાની તો મારો આત્મા છે" એવી ઉત્તમતાની મુદ્રા જ્ઞાની ભક્તને આપે છે. ભગવાન ભક્તિવડે વશ થાય છે. ભગવાન પ્રતિ નૈસર્ગિક પ્રેમથી તણાવવામા શું રહસ્ય છે તે જણાવતાં શ્રી પ્રહ્લાદ કહે છે કે–

**नैवात्मनः प्रभुरयं निजलाभपूर्णो**
**मानं जनादविदुषः करुणो वृणीते ।**
**यद्यज्जनो भगवते विदधीत मानं**
**तच्चात्मने प्रतिमुखस्य यथा मुखश्रीः ॥**



"પોતાના નિત્ય નિરતિશય આનંદરૂપ લાભથી પૂર્ણભગવાન્ પોતાના અર્થે અવિદ્વાન મનુષ્યના માનની લાલસા રાખતા નથી, પરંતુ કરુણ સ્વભાવવાળા હોવાથી તે તે પૂજાનો સત્કાર કરે છે. જે જે માન મનુષ્યો ભગવાન પ્રતિ દર્શાવે છે તે તે માન તેમના પોતાના આત્માને મળે છે, કારણ કે બિંબની શોભા પ્રતિબિંબમાં પાછી જણાય છે તેમ ભગવાન્ આપણા સત્યબિંબભૂત આત્મા હોવાથી આપણે કે જે પ્રતિબિમ્બ જેવા છીએ તે ભગવદ્ભક્તિથી (ભગવાનસમા) સુંદર દેખાઇએ છીએ."

અંતમાં ભક્તિના અઢાર પ્રકારોનો નિર્દેશ કરવો ઉચિત માનીએ છીએ:-

વિહિતા એ સ્વાભાવિક પ્રેમરૂપા હોઈ સાધ્યરૂપ અન્યસર્વ સાધનરૂપ છે. આ અઢાર પ્રકારામાંથી ૧-૯ માટે ગૃહસ્થો અધિકારી છે; ૧૦ થી ૧૨ ના અધિકારી વાનપ્રસ્થો છે. ૧૩મીના અધિકારી સંન્યાસીઓ છે અને ૧૪મીનો અધિકાર જાતિ વર્ણ, આશ્રમ. ગુણ, કર્મ વગેરેના ભેદ સિવાય સર્વ કોઇને છે. બાકીની ચાર સામાન્ય પ્રકારે અવિહિત છે.

આ રીતે ભકિતનું સ્વરૂપ સાર્વભૌમ—સાર્વજનિક છે.

પરમરૂપા ભકિતમાં પ્રેમના પાંચ મુખ્ય પ્રકારો છે-(૧) શાન્ત પ્રેમ-જ્ઞાની ભકતનો (૨) દાસ્ય—ભગવાન મોટા-હું નાનો, એવી ભાવના પર બંધાએલો ભાવ (૩) સખ્ય—મિત્રની ભાવનાદ્વારા સંબંધ. જેવા કે અર્જુન અને કૃષ્ણના સંબંધો (૪) વાત્સલ્ય—પિતાપુત્ર કે માતાપુત્રના સંબંધો ઉપર બંધાએલો પ્રેમ જેવા કે જશોદાનો, કૌશલ્યાનો, દશરથનો.

(૫) માધુર્ય—પતિપત્ની કે આશુક માશુક જેવો જેવો કે મીરાંનો, ગોપીનો, સ્રીભાવે ભજનાર ભક્તનો ભગવાનને પોતાની પત્નીરૂપે ભજનાર સુફી ભકતનો.

આ સર્વ ભાવોમાં શ્રીમદ્ભાગવતમાં માધુર્યભાવ સર્વોત્તમ માન્યો છે. આવો પ્રિયતમ-પરમપ્રેમ સ્વરૂપ—બ્રહ્મરૂપ આત્મા કેવલ મતિની સૂક્ષ્મતાથી પકડાતો નથી, પરંતુ ભાવવડે ગ્રાહ્ય થાય છે. તે સ્વયં રસ સ્વરૂપ છે. તેવા રસસ્વરૂપ પરમાત્માને મેળવી જીવ આનંદી થાય છે. તેવા અંતરતમ આકાશમાં રહેલા પરમાત્મામા આનંદ ન હોય તો પ્રાણ ધારણ પણ કોણ કરે? તે પ્રેમ કે ભાવથી બંધાય છે. તેને મેળવવાને જે મત્સ્યવેધ કરવાનો છે તેમાં પ્રણવને ધનુષ બનાવી, જીવાત્માને શર બનાવી, બ્રહ્મવસ્તુને લક્ષ્ય બનાવી, અપ્રમત્ત રહી, તન્મય થઇને, ચિત્તને **ભાવભીનુ** રાખી બ્રહ્મવસ્તુનો વેધ કરવાની પ્રક્રિયા છે. આ બ્રહ્માત્મા નામના દેવમાં જેઓ **પરાભક્તિ** રાખે. તેમને જ ઉપનિષદ્ના અર્થો પ્રકાશિત થાય છે.

**यस्य देवे पराभक्तिर्यथादेवे तथा गुरौ**
**तस्यैते कथिताह्यर्थाः प्रकाशन्ते महात्मनः ।**
**प्रकाशन्ते महात्मन इति ॥श्वेताश्वतर ६-२६**

× × ×

**कारणेन विना कार्यनोदेति । भक्त्या विना ब्रह्मज्ञानं कदापि नो जायते । तस्मात्त्वमपि सर्वोपायान्परित्यज्य भक्तिमाश्रय भक्तिनिष्ठो भव भक्त्यसाध्यं न किञ्चिदस्ति ॥ ३-४ ॥**

**( त्रिपाद्विभूति महानारायणोपनिषद् )**

× × ×

જેમની દેવ તથા ગુરુમાં પરાભકિત છે, તેમને જ ઉપનિષદમાં કહેલા અર્થો સ્ફુરે છે. તેજ મહાત્માઓના હૃદયમાં અર્થો સ્ફુરે છે.

× × ×

કારણ વિના કાર્ય પ્રગટતું નથી. ભકિતવિના બ્રહ્મજ્ઞાન કદાપિ થતું નથી. માટે તું પણ સર્વ ઉપાયોને છોડી ભકિતનો આશ્રય કર; ભકિતનિષ્ઠ બન ભકિતને કશુંય અસાધ્ય નથી. **ઇત્યોમ્**



# અધ્યાત્મ ભાગવત

લે. બ્રહ્મનિષ્ઠ સ્વામીશ્રી માધવતીર્થજી



માણસનું જીવન થોડો વખત ટકે છે છતાં તેનો હેતુ, તેનો ઉપયોગ, બરાબર સમજતાં આવડે તો અમૂલ્ય ફળ આપે છે. હાલના વિદ્યાર્થીઓને પૂછીએ કે તમારા જીવનનો હેતુ શો છે? તો તે સ્પષ્ટ અને સાચો જવાબ આપી શકશે નહિ. એ બાબત માણસની જીંદગીની શરૂઆતમાં સમજાવવાની જરૂર છે. સૌને સુખ ગમે છે પણ સુખ કેટલા પ્રકારનાં છે. તેના સાધન ક્યાં છે વગેરે બરાબર જાણ્યા ન હોય તો માણસનું આખું જીવન ખોટાં સુખમાં અને ખોટા સાધનમાં વહી જાય છે.

માણસના જીવનની અંદર ૪ પ્રકારનાં સુખ છે. ૧ શરીરનું સુખ, ૨, પ્રાણનું સુખ, ૩. મનનું સુખ અને ૪ આત્માનું સુખ. એ ચાર સુખ મેળવવાના પુરુષાર્થને અર્થ, કામ, ધર્મ અને મોક્ષ કહે છે. અર્થ અને કામ એટલે પૈસાનું સુખ અને સંસારનું સુખ. એ બન્ને સુખ જો ધર્મને રસ્તે અથવા નીતિને રસ્તે મેળવતાં ન આવડે તો માણસ પશુ જેવા બની જાય છે તેથી શાસ્ત્રોમા એમ કહેલ છે કે ધર્મ પ્રમાણે અર્થ અને કામનું સુખ મેળવવું. એ પ્રમાણે જે નિયમ રહે તો તેમાંથી આગળ વધતા મોક્ષનું ચોથું સુખ પણ પ્રાપ્ત કરી શકાય. હાલના વખતમાં ધર્મ પ્રમાણે અર્થ અને કામ પ્રાપ્ત કરાતાં નથી. કોઈપણ રીતે એટલે અનીતિથી. કોઈને છેતરીને કોઈપણ રીતે પૈસા મેળવવો અને એ રીતે શરીર અને પ્રાણનું સુખ લેવામાં હાલના ઘણા માણસોનું જીવન ઘસડાય છે અને તેથી માણસ પશુ જેવા થવા લાગે છે. તેને પશુ જેવો ન થવા દેવા માટે કેળવણી આપવામાં આવે છે પણ જ્યાં મોટા માણસો અનીતિથી રહેતા હોય ત્યાં નાના ઉપર સારી છાપ પડતી નથી. તે છતાં કોઈ કોઈ નીતિ પાળતા રહે છે અને બીજા ઉપર પોતાના જીવતની છાપ પાડી શકે છે. પણ આ ભારતભૂમિનો જીવન-સિદ્ધાંત એવો છે કે માણસને સુધારીને પ્રભુ બનાવવો. તે રીતે જો સંસ્કાર આપવા હોય તો ધર્મ પ્રમાણે અર્થ અને કામનું સુખ મેળવાય એવી કેળવણી શરૂઆતથી આપવી જોઈએ અને કેળવણી આપનાર રાજા, પ્રધાન અને અધિકારીઓએ પણ એવી રીતે જીવન ગાળીને પોતાના દૃષ્ટાંતથી ઉગતી પ્રજા ઉપર છાપ પાડવી જોઈએ. હાલ વેપારી રાજા થઈ ગયા છે અને રાજા વેપારી થઈ ગયા છે. વેપારીઓ માત્ર પોતાના સ્વાર્થ તરફ નજર રાખે છે, તેથી જ્યાંસુધી એવા સંસ્કાર ઉત્પન્ન કરનાર કેળવણી બધા દેશોમાથી દૂર નહિ થાય ત્યાં સુધી સારા જીવનની આશા રાખી શકાય તેમ નથી. જ્યારે જ્ઞાન બહુ વધે છે ત્યારે લડાઈ આવે છે. લડાઈ વગર સ્વાર્થી માણસોની આંખ ઉઘડતી નથી. જે કામ ઉપદેશ આદિ કરતાં ૧૦૦ વર્ષ લાગે તે લડાઈથી ૧૦ વર્ષમાં થઈ શકે છે. તમોગુણી માણસો બીકથી જ સુધરી શકે છે, રજોગુણીને સુધારવામાટે રોચક વાક્યો જોઈએ છે અને સત્વગુણીને યથાર્થ ઉપદેશ અસર કરી શકે છે.

આ ચાલુ લડાઈ પછી અથવા હજુ એક બે લડાઈ પછી ધર્મ અથવા નીતિનો જમાનો આ પૃથ્વી ઉપર આવવા સંભવ છે, તે પછી ધર્મ પ્રમાણે અર્થ અને કામનું સુખ માણસો મેળવી શકે એવી કેળવણી આપવામાં આવશે અને રાજ્યનું બંધારણ અને તેને ચલાવનાર ગવર્નરો પણ નીતિને માન આપશે. એવું જીવન સમાજમાં આવ્યા પછી ચોથું સુખ કે જે સાચું સુખ છે અને જેને મોક્ષ કહે છે તેનો રસ્તો સમાજ માટે ખુલ્લો થશે. મોક્ષનું મુખ્ય સાધન નીતિ અને સદાચાર છે. જેનામાં નીતિ કે સદાચાર નથી તે માણસ મોક્ષને લાયક થઈ શકતો નથી, મોક્ષ એટલે દુ:ખની આત્યન્તિક નિવૃત્તિ અને પરમ આનંદની પ્રાપ્તિ.

સમાજ માટે નીતિવાળું જીવન આવતાં હજુ કેટલાક વર્ષોની વાર લાગશે પણ વ્યક્તિમાટે જેની ઇચ્છા નીતિને રસ્તે ચાલી મોક્ષ મેળવવાની હોય તેમને માટે હમેશાં સત્યયુગ છે તેને સમાજ સુધરે ત્યાં સુધી રાહ જોઈને બેસી રહેવાની જરૂર નથી, તે

એને સમજવું હોય કે મોક્ષ તરત કેમ મળે તો તેમને માટે શ્રીમદ્‌ભાગવત જેવા ગ્રંથના સિદ્ધાંત બરાબર જાણીને તે પ્રમાણે જીવનની વ્યવસ્થા કરવી જોઇએ. શ્રીમદ્‌ભાગવત જોતાં જણાશે કે શુકદેવજીએ પરીક્ષિત રાજાને આત્મજ્ઞાન આપી ૭ દિવસમાં તેનું સ્વરૂપ સમજાવી મુક્તિ આપેલ છે. તે પુરાણનું રહસ્ય ઘણું ઉત્તમ છે, માણસના જીવનમાં બહુ ઉપયોગી થાય તેવું છે પણ તેમાં ત્રણ પ્રકારની ભાષા હોવાથી અને તે જો જુદી પાડતાં ન આવડે તો તેનું રહસ્ય બરાબર પકડી શકાતું નથી. તે ભાષાની વિગત નીચે પ્રમાણે છે —

૧. સમાધિભાષા
૨. પરમત ભાષા
૩, લૌકિક ભાષા

સમાધિ ભાષાના પ્રસંગ રૂપક દ્વારા (એટલે symbolsથી) સમજાવવામાં આવે છે, પરમતભાષા એટલે જ્યાં ઉપનિષદ્ વિગેરેના અથવા બીજા મતના ઉતારા આપવામાં આવેલ હોય તે લૌકિક ભાષા કથાનો રસ ઉત્પન્ન કરવા માટે વાર્તાઓ ઉત્પન્ન કરીને સાંભળનારાને તત્વમાં ચાલુ રુચિ રહે તેટલા માટે ઉપયોગમાં લીધેલી છે.

એ ત્રણભાષા જ્યાં જ્યાં વાપરવામાં આવેલ છે ત્યાં જો બરાબર ધ્યાન ન રહે તો વાંચનાર લૌકિક ભાષામાં ફક્ત વાર્તાઓ વાંચી જાય અને સમાધિ ભાષાનું રહસ્ય સમજી શકે નહિ અથવા સમજાવી શકે નહિ તો વાંચનારનો કે સાંભળનારનો કોઇનો મોક્ષ થાય નહિ અને મોક્ષ તરફ એક પગલું આગળ પણ વધી શકે નહિ. શ્રીમદ્‌ભાગવતની કથાની રચના એવા પ્રકારની છે કે તેમાં દરેક કથાની વચમાં વચમાં જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય, સદાચાર વિગેરે ચાલુ આવતાં જ રહે છે. લૌકિક ભાષા બહુ સહેલી હોવાથી ઘણા કથાકાર તે જાણે છે અને તેનો ઉપયોગ કરે છે. બાકી રહેલ સમાધિભાષા અને પરમત ભાષા સામાન્ય કોટીના માણસોને જાણવી બહુ મુશ્કેલ છે તેથી આ લેખમાં તે સમજાવવાનો પ્રયત્ન કરેલ છે. એ ત્રણ ભાષામાં સમાધિભાષા એ મુખ્ય ભાષા છે એમ ઘણા વિદ્વાનોનું માનવું છે અને તેથી જેમ રામાયણ અધ્યાત્મ ભાવે સમજી શકાય છે તેમ મહાભારત અને શ્રીમદ્‌ભાગવત પણ અધ્યાત્મ ભાવે સમજી શકાય છે. એવી રીતે સમજાવવામાં આવે તો જ જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય, સદાચાર વિગેરેનું રહસ્ય સમજાય અને મુક્તિ મેળવી શકાય. એ હેતુ લક્ષમાં રાખીને શ્રીમદ્‌ભાગવતનું આધ્યાત્મિક રહસ્ય આ લેખમાં જણાવવાનો પ્રયત્ન કરેલ છે. વળી એ રહસ્ય ભાગવતની અંદરથી જ કાઢવામાં આવે તો જ માણસોને શ્રદ્ધા બેસે તેથી તેની અંદરના શ્લોકોને આધારે જ એમાં જે દિવ્યસાહિત્ય ભરેલું છે તે ખુલ્લું કરવાનો આછો પ્રયત્ન થાય છે,

કોઇપણ શાસ્ત્રના તાત્પર્યનો નિર્ણય કરવામાટે નીચે પ્રમાણે છ લિંગનો ઉપયોગ કરવામાં આવે છે.

૧. ઉપક્રમ, ઉપસંહાર
૨. અભ્યાસ
૩. અપૂર્વતા
૪. ફળ
૫. અર્થવાદ
૬. ઉપપત્તિ

૧. ઉપક્રમ અને ઉપસંહાર એટલે જે આત્માનું વર્ણન જે ગ્રંથમાં આપવામા આવેલ હોય તેની શરૂઆતમાં અને છેવટે શું કહેલું છે તે જોવું શ્રીમદ્‌ભાગવતની શરૂઆતમા જે શ્લોક આપેલ છે તેમાં **सत्यं परं धीमहि** અને છેવટનાં અધ્યાયમા (૧૨ ૧૩ ૧૯) **सत्यं परं धीमहि** એમ કહેલ છે. એટલે તેમાં સત્ય શું છે તે જણાવીને તેનું ધ્યાન કરી તે રૂપ થઈ જવાનું કહેવામાં આવે છે.

મહાત્મા ગાંધીજી હજુ સત્યના પ્રયોગ કરે છે. શુકદેવજીએ પરીક્ષિતરાજાને ૭ દિવસમાં સત્ય સમજાવી દીધું હતું અને તેથી પરીક્ષિત રાજાનો મોક્ષ થયો હતો.

વળી શરૂઆતની ભાષા જોઇએ તો ભક્તિરૂપી મા અને તેના દિકરા જ્ઞાન અને વૈરાગ્ય માના કરતાં મોટી ઉમરના બતાવેલ છે. ખરી રીતે મા કરતાં દીકરા મોટા હોય નહિ તેથી આંહી જે ભાગવત સાંભળવા બેઠા હોય તેનાં જ્ઞાન અને વૈરાગ્ય ૭ દિવસમાં જુવાન થઈ જવાં જોઇએ એવો ભાવ છે વળી શરૂઆતમાં ૭ ગાંઠવાળો વાંસ છે તે સાચો વાંસ સમજવાનો નથી. ત્યાં મહાત્મ્યમાં આપેલ શ્લોકમાં એમ કહેલ છે કે જો જડની ગાંઠો ભાગવત

સાંભળવાથી છેદાઈ ગઇ તો ચેતનની ગાંઠો કેમ ન કપાય? એટલે ખરી રીતે ચેતનની ગાંઠો છેદવાની છે. ચેતનની ગાંઠો એટલે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, અને અવિદ્યા એ સાત ગાંઠ નીકળી જાય તો ચેતનનું શુદ્ધ સ્વરૂપ અનુભવમાં આવે છે. એ ગાંઠને આવરણ કહે છે. એ આવરણભંગ માટે બ્રહ્માકારવૃત્તિની જરૂર પડે છે અને તેવી વૃત્તિ શ્રવણ મનનથી થાય છે, તેવું શ્રવણ મનન શુકદેવજીએ ૭ દિવસમાં પરીક્ષિત રાજાને કરાવી આપ્યું હતું. છેવટનો અધ્યાય એટલે બારમા સ્કંધના ૧૩મા અધ્યાયમા એમ લખેલ છે કે જે પરીક્ષિત રાજાને સંસાર રૂપી સર્પ કરડતો હતો તેમાંથી જે શુકદેવજીએ તેમને બચાવ્યા તેમને અમે નમસ્કાર કરીએ છીએ. તે ઉપરથી જણાશે કે તક્ષક નાગ કરડવાની વાત એ લૌકિક ભાષા છે સમાધિભાષાથી જોતાં સંસારરૂપી સર્પ જેને કરડયો હોય એટલે કે સંસારની વાસના જેનામા રહેલી હોય તેને તેમાંથી છોડાવવા માટે શ્રીમદ્ભાગવતની કથા રચવામાં આવેલી છે. આવા અર્થ ભાગવતમાં જ આપેલ છે અને તે તરફ નજર રહે તો સમાધિભાષા સમજવાનું સહેલું થઈ પડે.

૨. શાસ્ત્ર સમજાવવાના બીજા લિંગને અભ્યાસ કહે છે. અભ્યાસ એટલે વારંવાર જે વાત કહેવાની હોય તે કહીને બરાબર સાંભળનારાના મનમાં ઠસાવવી. શ્રીમદ્ભાગવતમાં મુખ્ય સિદ્ધાંત તરીકે ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય છે અને તે દરેક સ્કંધમાં વારંવાર કહેવામાં આવેલ છે. એકાદશ સ્કંધમાં તે ત્રણે બહુ જોરથી કહેલ છે કારણ કે તે દિવસે પરીક્ષિત રાજાનો મોક્ષ થવાનો છે. પણ છેલ્લે દિવસે જ્યારે બહુ સારી કથા આવે છે તે વખતે કથા બેસાડનારને ઘેર વ્યવહાર બહુ વધી પડે છે તેથી કથા કહેનાર બરાબર કથા કરી શકતા નથી અને સાંભળનારા બરાબર સાંભળી શકતા નથી તેથી તે દિવસે કથા બરાબર પૂરી કરીને વ્યવહાર માટે ૮ મો દિવસ રાખ્યો હોય તો જ વધારે સારી રીતે કથાનો લાભ સૌને મળી શકે. એ કથાનું મુખ્ય તાત્પર્ય જીવ અને બ્રહ્મનો સંબંધ કરી આપવામાં છે તેથી જ પુષ્ટિમાર્ગમાં વૈષ્ણવોને અપાતી દીક્ષીનું નામ બ્રહ્મસંબંધ રાખવામાં આવેલ છે, શ્રીમદ્ભાગવતમાં જ્યાં જ્યાં સ્ત્રીઓ વાત આવે, ગોપીઓની વાત અને પટરાણીઓની વાત આવે ત્યાં ત્યાં પ્રકૃતિ અથવા પ્રકૃતિમાં રહેલો જીવ એવો અર્થ કરવાનો છે અને એવા જીવનો ભગવાન સાથે સંબંધ કરી આપવો તેને લૌકિક ભાષામાં વિવાહ કહે છે અને સમાધિભાષામાં બ્રહ્મસંબંધ કહે છે. એ સંબંધનું ખરૂં રહસ્ય રૂકિમણિના વિવાહનો પ્રસંગ પૂરો થયા પછી જ્યારે દશમ સ્કંધના ૬૦ મા અધ્યાયમાં ભગવાન રૂકિમણિનું હાસ્ય કરે છે અને તે વખતે રૂકિમણિ જે જવાબ આપે છે તે ઉપરથી ખુલ્લું જણાઇ આવે છે. ત્યાં ભગવાને રૂકિમણિને એમ પૂછેલ છે કે "હે રાજકુમારી, રૂપ ઉદારતા અને બળ વિગેરે ગુણમાં વધારે એવા શ્રીમાન્ અને લોકપાલની સમાન ઐશ્વર્યવાળા મોટા મોટા રાજાઓ તમારી સાથે વિવાહ કરવા માંગતા હતા અને તમારા પિતા અને ભાઇ પણ તેમની સાથે તમારા વિવાહ કરવા ઇચ્છતા હતા તો પણ તમે વિવાહ કરવા માટે આવેલા અને પોતાની કામના પૂરી કરવા તમારી ઇચ્છા કરનાર શિશુપાળ વગેરેને છોડી હું કે જે કોઇ પણ પ્રકારે તેમના સમાન નથી તેને તમે શા માટે પસંદ કર્યો? (૧૦-૬૦-૧૦) તેના જવાબમાં રૂકિમણિ કહે છે કે "હે અચ્યુત! હે શત્રુસૂદન! આપ કહેલા શિશુપાળ વિગેરે રાજાઓ તો ગધેડાની સમાન ઘરનો બોજો ઉઠાવવાવાળા, બળદની સમાન ગૃહસ્થાશ્રમના વેપારમાં જોડાયેલા કૂતરાની માફક તિરસ્કાર સહન કરવાવાળા છે. અને ચાકરની સમાન સ્ત્રીની સેવા કરવાવાળા છે એવા તો જે સ્ત્રીનું મંદભાગ્ય તેના પતી થાય. જે સ્ત્રીના કાનમાંથી મહાદેવ અને બ્રહ્મા પણ જેની કીર્તિ ગાય છે એવા આપના ગુણ પડયા નથી એવા અભાગણીના પતિ શિશુપાલ જેવા થાય છે (૧૦-૬૦-૪૩) હે પ્રભો! જે પુરુષનાં શરીર ચામડી, વાળ તથા નખથી ઢંકાયેલા છે અને અંદર માંસ, હાડકાં, રક્ત, કૃમિ, વિષ્ટા કફ, પિત અને વાત ભરેલાં છે, એવા જીવતા મરેલાની સમાન **શરીરને જે સ્ત્રી પતિ તરીકે ભજે છે તે સ્ત્રી અત્યંત મૂઢ છે** અને તેને આપના ચરણ કમળની સુગંધની બિલકુલ ખબર નથી. (૧૦-૬૦-૪૫)

આ જવાબ ઉપરથી જાણી શકાશે કે આંહી સામાન્ય સંસારના જેવા વિવાહની વાત નથી. શિશુપાલ એટલે જે છોકરાં માટે અથવા સંસારના સુખ માટે પરણવાની



**પ્રાચીનકાળમાં અપાતી બ્રહ્મસંબંધની વિદ્યા**

ઇચ્છા રાખે છે તે રુક્મિણિ પોતાને ગુણ–પ્રકૃતિ તરીકે ઓળખાવે છે તેથી આંહી પ્રકૃતિમાં રહેલ જીવનો બ્રહ્મ સાથે વિવાહ કરવાનો પ્રસંગ છે એટલે બ્રહ્મસંબંધ કરવાનો છે. દશમસ્કંધમાં જ્યાં કાત્યાયની વ્રતિવાળી ગોપીઓની વાત આવે છે, જ્યાં રાસ-લીલામાં ભેગી થયેલી ગોપીઓની વાત આવે છે, ૧૬૧૦૮ સ્ત્રીઓ ભગવાનને પરણી એવી વાત આવે ત્યાં બધી જગ્યાએ બધા પ્રસંગે બ્રહ્મસંબંધ સમજવાનો છે. એટલે જીવનો બ્રહ્મની સાથે સંબંધ કરી આપવાની એ વાતો છે અને ત્યાં જે પ્રકારનાં સાધન બતાવેલાં છે ત્યાં તેવી દશા રાખવાથી છેવટે સંબંધ થઈ શકે છે શ્રીમદ્‌ભાગવતમાં જેમ શરૂઆતમાં અને અંતમાં સમાધિ ભાષા છે તેમ વચમાં પણ ઘણે ઠેકાણે સમાધિ ભાષા છે અને તેનેજ અભ્યાસ કહે છે.

૩. અપૂર્વતાન એટલે જે બ્રહ્મ સંબંધની વાત શ્રીમદ્ ભાગવતમાં કહેલી છે તે લૌકિક પ્રમાણથી સમજી શકાય તેવી નથી.

તે બ્રહ્મસંબંધ કેવા પ્રકારનો છે તે માટે શ્રીમદ્‌ભાગવતનુ પ્રમાણ લેવાથી જાણી શકાશે. જે આત્મા સ્વપ્રકાશ છે અને અપ્રમેય છે તેમાં બીજાં પ્રમાણ કામ કરી શકે નહિ. એ બ્રહ્મસંબંધની અપૂર્વતા છે. ૭ દિવસમા મોક્ષ આપે એવી બીજી કથા મળવી મુશ્કેલ છે એ પણ ભાગવતની અપૂર્વતા છે. ત્યાં જે ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યનું જોર બતાવેલ તે પણ અપૂર્વ છે. આ કથાને પરમહંસની સંહિતા કહે છે તેથી જેને કહેવાવાળા શુકદેવજી જેવા પરમહંસ વૃત્તિવાળા હોય અને સાંભળવાળા પરીક્ષિત રાજા જેવા હોય તો જરૂર ૭ દિવસમા મોક્ષ મળે. આંહી કહેવાવાળા અપૂર્વ છે અને સાંભળવાવાળા પણ અપૂર્વ છે અને તેથી જ ૭ દિવસમાં મોક્ષ મળેલ છે.

૪. ફળ–આ કથાનું ફળ બ્રહ્મસંબંધ અથવા મુક્તિ છે. છેવટના ભાગમાં ( ૧૨–૧૩–૧૨ ) કહેલ છે કે–

**सर्व वेदान्तसारंचयद्ब्रह्मात्मैकलक्षणम् ।**
**वस्त्वद्वितीयं तन्निष्ठं कैवल्यैक प्रयोजनम्॥**

સંપૂર્ણ વેદાન્તના સાર રૂપ, બ્રહ્મ અને આત્માની એકતારૂપ અદ્વિતીય વસ્તુ ( પરબ્રહ્મ ) જેનો વિષય છે અને તેમાં જેની નિષ્ઠા થાય તેને કૈવલ્ય મોક્ષ અપાવવો એ શ્રીમદ્‌ભાગવતનું પ્રયોજન છે.

પરીક્ષિત રાજાને જ્ઞાન મળ્યું કે નહિ એવા શુકદેવજીના છેલ્લા પ્રશ્નના જવાબમાં પણ રાજા કહે

છે કે "હું સિદ્ધ થઇ ગયો, આપની કૃપાથી કૃતકૃત્ય થઇ ગયો, બ્રહ્મ નિર્વાણમાં પ્રવિષ્ટ થઇ ગયો તેથી હવે મને તક્ષક જેવા કોઇ મૃત્યુની બીક રહી નથી. મારૂં અજ્ઞાન નાશ પામી ગયું કારણ કે ભગવાનના અતિ મંગળમય સ્વરૂપનો આપે મને સાક્ષાત્કાર કરાવી આપ્યો."

૫. અર્થવાદ—જે અદ્વિતીય વસ્તુ ભાગવતમાં સમજાવેલી છે તેની સ્તુતિ અને દ્વૈતભાવની નિંદા એ બન્નેને પંડિતો અર્થવાદ કહે છે. શ્રીમદ્ભાગવતમા શરૂઆતમાં (૧–૨–૧૧) કહેલ છે કે "તત્ત્વવેત્તા પુરુષો અદ્વિતીય જ્ઞાનને તત્ત્વ કહે છે અને તેને જ બ્રહ્મ પરમાત્મા અને ભગવાન કહે છે." તે શ્રી કૃષ્ણનુ સાચું સ્વરૂપ છે તેથી તેની સ્તુતિ વારંવાર આવે છે. શ્રીમદ્ભાગવતમાં જે સ્તુતિઓ આવે છે તે મુમુક્ષુઓને અભ્યાસ કરવા જેવી હોવાથી ગોરખપુર ગીતાપ્રેસ તરફથી તેનું જુદું પુસ્તક પ્રસિદ્ધ થયલ છે. તેની સાથે દ્વૈતની નિંદા પણ ઘણું ઠેકાણે છે. ખાસ કરીને કંસ એ દ્વૈતનું સ્વરૂપ છે. જ્યાં એ જ્યોતિ ન હોય ત્યાં કંસ બે દેખતો હતો.

**असत्यपि द्वितीये च द्वैरूप्यं ज्योतिषां तथा।**

તેથી કંસની નિંદા અને તેની સેના પૂતના એટલે વાસના વિગેરેના નાશની કથા દશમસ્કંધમાં બહુ સારી રીતે સમજાવેલી છે.

૬. ઉપપત્તિઃ—જે અનંત વસ્તુ ભાગવતમાં સમજાવેલી છે તેના સમર્થન માટે જે યુક્તિઓ અને દૃષ્ટાંત વિગેરે આપવામાં આવેલ છે તેને ઉપપત્તિ કહે છે. આવી યુક્તિઓ અને દૃષ્ટાંતો એટલાં બધા છે કે તે બધાનો વિસ્તાર કરીએ તો બીજું ભાગવત લખવુ પડે. છેવટના ભાગમાં (૧૨–૩–૧૪ ૧૫) શુકદેવજી પરીક્ષિત રાજાને કહે છે કે "હે રાજા! જે મહાપુરુષો પોતાની કીર્તિનો વિસ્તાર કરી પંચત્વને પામી ગયા છે. તેની કથા મેં તને જ્ઞાન અને વૈરાગ્યનુ વર્ણન કરવાની ઇચ્છાથી કહી છે પરંતુ એ બધા વાણીનો વિલાસમાત્ર છે. પરમાર્થથી નથી. પરમાર્થદૃષ્ટિથી જોતાં ત્યાં જ્યાં શ્રી ઉત્તમશ્લોક ભગવાનના ગુણાનુવાદ ગવાય છે, એ જ સંપૂર્ણ અમંગળને નષ્ટ કરવાવાળા ગણાય છે. જે પુરુષને ભગવાન કૃષ્ણની નિર્મળ ભક્તિની ઇચ્છા હોય તેણે એ [illegible] જ [illegible] કરવો."

તેથી મુમુક્ષુઓએ અને ભક્તજનોએ ભાગવતમા જે જે ભાગમાં જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય વિગેરેની વાતો બહુ આવતી હોય તે ભાગ વારંવાર વાંચવા જોઈએ. દાખલા તરીકે, કપિલાખ્યાન, જડભરતનું આખ્યાન, અજામીલ, પ્રહ્લાદ, અંબરીષ, વૃત્રાસુર, ગજેન્દ્રમોક્ષ, દશમસ્કંધ, એકાદશસ્કંધ બારમાસ્કંધમાં અધ્યાય ૪–૫–૬–૧૩ વિગેરે ખાસ વારંવાર વાંચી ને મનન કરવા જેવા છે. —અપૂર્ણ.



## દુઃખોની દિવ્ય ઔષધિ

**જન્મ, જરા, વ્યાધિ અને મરણ એ શરીરના ધર્મો તો તો દરેક દેહધારી પ્રાણિઓની સાથે લાગેલા જ છે, પરન્તુ એ દુઃખરૂપ કેમ ન થાય એ જ વિચારવાનું રહે છે, ભગવાનનું પ્રેમપૂર્વક ભજન એ બધાં દુઃખો વિસરવાનું સરસ સાધન છે, ભગવન્નામ એ તમામ દુઃખોની દિવ્ય ઔષધિ છે, એ ઔષધિના સેવનથી શરીરનાં અને આત્માનાં તમામ દુઃખો નાશ પામી જાય છે.**

**'મંગલ'**




# ભક્તિરસનાં બિંદુઓ

અર્પનારઃ **શ્રી. કબીરસાહેબ**

સુમરન ઐસો કીજિયે ખરે નિશાને ચોટ,
સુમરન ઐસો કીજિયે, હલે નહીં જીભ હોઠ.—૧

જેમ કોઈ નિશાનબાજ માણસ બરાબર ધારેલા નિશાન પર જ તીર ચોંટાડી દે છે, તેમ તમે પણ પ્રભુ ઉપર તમારું ધ્યાન ચોંટાડો. જીભ કે હોઠ હલાવવાની જરૂર નથી. ધ્યાન કાંઈ શબ્દથી નહિ પણ મનથી થવાનું છે. ૧

અંતર 'હરિ હરિ' હોત હૈ, મુખકી હાજત નાહિ;
સહજે ધૂન લાગી રહે, સંતનકે ઘટમાંહિ. ૨

'સંત' અથવા 'હરિજન' કેવા હોય છે? તો કહે કે એમના—અંતરમાં હરિનું 'ભાન' સદૈવ હોય છે, તેથી મુખથી 'હરિ' એવો ઉચ્ચાર કરવાની એમને હાજત અથવા ભૂખ રહેતી નથી. સંતના ઘટમાં 'સહજ' અથવા સ્વાભાવિક રીતે જ ધૂન લાગી રહેતી હોય. ત્યાં બાહ્ય પોકારની શી જરૂર હોય? આ પદમાં 'સંત'ની વ્યાખ્યા બહુ સારી આપી છે 'સંત' એ સંસ્કૃત શબ્દ છે અને તે અસ્=હોવું એ ધાતુ ઉપરથી નીકળેલો છે જે હરિ-વાસમાં 'છે' અથવા જે અમરતાના ભાનમાં દાખલ થયો છે તેજ સંત વા હરિજન છે. બાહ્ય ક્રિયા ઉપરથી સંતની પરીક્ષા થાયજ નહિ. (૨)

માલા તો કરમાં ફીરે, જીભ ફીરે મુખ માંહિ;
મનુવા તો ચૌદિસ ફિરે, ઐસો સુમરન નાહિ. ૩

હાથમાં માળા ફરે, મુખમાં જીભ ફરે અને તેજ પ્રમાણે અને મન પણ વિશ્વમાં ફરે છે—ભટકે છે; તો એવી જાતના પ્રભુ સ્મરણથી શું દહાડો વળવાનો હતો ? (૩)

સુમરન સુરતિ લગાય દે, મુખસે કછૂ ન બોલ.
બાહરકે પટ દેયકે, અંતરકે પટ ખોલ. ૪

ભક્તિ કેમ કરવી તે બતાવે છે પ્રભુ સાથે એવી સુરતા લગાવ કે-મોઢેથી કાંઈ ન બોલવું પડે. બહારની સર્વ ક્રિયાઓ મોકુફ રાખ અંદરના પડદા ખોલ. દેહના બાહ્ય ધર્મોને વિચારી આત્માના આંતરીક ધર્મમાં લીન થા. જેમ કોઈ માણસ જગતથી કંટાળીને પોતાના ઘરમાં પેસી, બારણાં બંધ કરી, પોતાની પતિ પરાયણ—સ્ત્રી કે હસમુખાં બાળકોમાં સુખ શોધે, તેમજ હે ભક્ત! તું બાહ્ય પ્રવૃત્તિ છોડી, ઈન્દ્રિયોનાં દ્વાર બંધ કરી, અંદર પ્રવેશ કર ત્યાં સુમતિ રૂપી સ્ત્રી કે સાર્વત્રિક પ્રેમના વિચારો રૂપી બાળકો સાથે કલ્લોલ કર. (૪)

લૌ લાગી તબ જાનીયે, કબહુ છૂટ ન જાય;
જીવત હિ લાગી રહે, મૂવા માંહિ સમાય—૫

પરમાત્માનો ખરો પ્રેમ લાગ્યો છે એમ બોલ-નારા તો ઘણાયે હોય છે; પણ તેની કસોટી શી? જે માણસ જીવતાં સુધી તો પરમાત્માના પ્રેમમાં મસ્ત રહે એટલું જ નહિ પણ મૃત્યુ બાદ પણ એ પ્રેમનાં રાજ્યોમાં જ જાય એ જ માણસ ખરો પ્રેમી—સમજવો. મતલબકે ખરો પ્રેમ સમય, સ્થળ કે સંજોગોથી મર્યાદિત નથી હોતો. (૫)

બૂંદ સમાના સમુદ્રમેં, જાનત હૈ સબ કોય;
સમુદ્ર સમાના બૂંદમેં, જાને બિરલા કોય.—૬

પાણીનું એક બિંદુ સમુદ્રમાં સમાય એ તો સમજાય એવી વાત છે; પણ સમુદ્ર આખો એક બિંદુમાં સમાઇ જાય એ સમજાવું મુશ્કેલ છે. છતાં ધ્યાનમાં મસ્ત રહેનાર પુરુષ અને પરમાત્મા તે એની બાબતમાં ઉપર મુજબ જ બને છે. ધ્યાન ધરનાર મનુષ્યનું હૃદયાકાશ કે જે એક બિંદુ અથવા બુંદ સમાન છે તેમાં તે પરમાત્માને કે આખા વિશ્વને

ભાળી શકે છે. પવિત્ર થયેલા પ્રકાશિત હૃદયમાં આખા વિશ્વનું પ્રતિબિંબ ભળાય છે આ 'યોગ'નો વિષય અતિ ગહન છે, તેથી વિરલા-યોગીજનો જ તે સમજી શકે છે. (૬)

ભક્તિ દ્વાર હૈ સાંકડા, રાઈ દસમા ભાય,
મન જબ મ્હાવત હો રહા, કયો કર સકે સમાય?–૭

'ભક્તિ દ્વારા' એટલે જે દરવાજે થઈને ભક્તો પરમાત્મા પાસે જઈ શકે છે તે દરવાજો એવડો તો સાંકડો છે કે જાણે રાઈના દાણાનો દસમો ભાગ જોઈ લો! એવા સાંકડા દરવાજામાંથી થઈને જવાનુ છે છતાં મન તો કહે છે કે હુ હાથી ઉપર મહાવત બેસે છે તે જગ્યાએ બેસીને દરવાજામાં પેસું! આ વાત કેમ બને? માટે મન જો અભિમાનરૂપી હાથીથી નીચે ઉતરીને નાનું થઈ જાય-નમ્રતા શીખે તો જ તે સાંકડા દરવાજાથી પ્રવેશ કરી પરમાત્માની હજુરમાં આવી શકે 'નમે તે હરિને ગમે' અર્થાત નમ્રતા રાખે-અહંપદથી દૂર રહે તે માણસ પરમતત્ત્વની પ્રાપ્તિનો અધિકારી થાય. (૭)

રાઈ બાંટા બીસવાં, ફિર બિસનકા બીસ;
એસા મનુવા જો કરે, તાહિ મિલે જગદિશ–૮

વળી આગળ વધીને કબીરજી કહે છે કે, રાઈના દાણાના દસમા ભાગ જેટલો દરવાજો છે માટે તે દરવાજે થઈને જવાની ઇચ્છા રાખનાર મન તો રાઈના વીસમા ભાગના પણ વીસમા ભાગ જેવડું બનાવવું જોઇએ. (૮)

માલા જપુ ન કર જપું. મુખસે કહું ન રામ;
રામ હમારા હમકો જપે; (મૈં) બેઠ કરૂં વિશ્રામ.-૯

મારે લોકોની માફક હાથથી માળા જપવાની જરૂર નથી અને મુખથી પણ જપવાની જરૂર નથી હું તો શાંત બેઠો રહુ છું અને મારા રામ ઉલટો મને જપે છે, ધ્યાનારૂઢ થઈ પરમાત્મસ્વરૂપમાં લીન થવાથી આત્મ સ્વરૂપ જણાય છે. (૯) પૂર્ણ



## મુક્તિના પ્રકાર

ભગવદ્ ભક્તોને ચાર પ્રકારની મુકિત મળી શકે છે, એ ચારે ય મુક્તિના પ્રકારો નીચે મુજબ છે:—

૧ **સાલોકય મુક્તિ**—આ મુકિત પ્રભુની સેવાથી પ્રાપ્ત થાય છે જેમ રાજાના રાજયમાં રાજાના મિત્ર રાજ્યસુખ મેળવે છે તેમ એ ભક્તને પ્રભુધામમાં સુખ મળે છે.

૨ **સામીપ્ય મુક્તિ**—આ મુકિત નિષ્કામ કર્મ કરવાથી મળે છે, જેમ રાજાની રાણીઓ અને રાજકુમારોને રાજવૈભવ મળે છે, તેમજ એ ભકતને ભગવદ્ધામમાં અલૌકિક સુખ પ્રાપ્ત થાય છે.

૩ **સારૂપ્ય મુક્તિ**—યોગના આઠ પ્રકારોનું નિયમન કરવાથી પ્રાપ્ત થાય છે, જેમ રાજાની વતી પ્રધાન વિગેરે રાજસુખ ભોગવે છે તેમજ એ ભકતને દિવ્ય આનંદ પ્રાપ્ત થાય છે.

૪ **સાયુજ્ય મુક્તિ**—જ્ઞાનથી અને જીવ-બ્રહ્મની એકતાથી પ્રાપ્ત થાય છે, જેમ રાજાને પોતાને જ રાજ્યસુખ ભોગવવાની સત્તા છે તેમ ભકતને ભગવાનના જેવું અવર્ણનીય સુખ મળે છે.

**શ્રી હરિશંકર શર્મા, યાજ્ઞિક**

# અનન્ય ભક્તિ

અનુવાદક—શ્રી. નાગરદાસ જે. રાવળ

ગીતામાં કર્મ, ભક્તિ, જ્ઞાન—સર્વ વિષયોનું વિવેચન કરવામાં આવેલું છે. અને એ સર્વ માર્ગે ચાલનારને તેમાંથી યથેચ્છ સામગ્રી મળી શકે છે. પરન્તુ અર્જુન ભગવાનનો ભક્ત હતો, તેથી સર્વ વિષયોનું પ્રતિપાદન કરતાં જ્યાં અર્જુનને પોતાને આચરણ કરવાને માટે આજ્ઞા આપી છે, ત્યાં ભગવાને તેને ભક્તિપ્રધાન કર્મયોગનો જ ઉપદેશ આપેલો છે.

**'मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्म चेतसा।**
**निराशीर्निर्ममो भूत्वा युध्यस्व विगतज्वर, ॥३०॥**

'મારામાં અંતર્યામી પરમાત્મામાં—લાગેલા ચિત્ત વડે સમસ્ત કર્મોને મારામાં અર્પણ કરીને આશા-રહિત, મમતારહિત અને સંતાપ રહિત થઈને યુદ્ધ કર.'

**तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युद्धय च ।**
**मय्यर्पितमनो बुद्धिर्मामेवैष्यस्य संशयम् ॥८–७॥**

'તેટલા માટે હે અર્જુન! તું સર્વ સમયમાં નિરંતર મારૂં સ્મરણ કર. અને યુદ્ધ પણ કર. આ પ્રમાણે મારામાં અર્પણ કરેલાં મન—બુદ્ધિવાળો થઈને તું નિ:સંદેહ મને જ પામીશ.'

**मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ।**
**निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः॥१२–८॥**

'મારામાં મનને લગાડ, અને મારામાં જ બુદ્ધિને લગાડ, તેના ઉપરાંત તું મારામાં જ નિવાસ કરીશ, એમાં કાંઈ પણ સંશય નથી.

**चेतसा सर्व कर्माणि मयि संन्यस्त मत्परः ।**
**बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सततंभव ॥ १८–५७**

'સર્વ કર્મોને મનથી મારામાં અર્પણ કરીને તથા સમત્વ બુદ્ધિરૂપ યોગોનું અવલંબન કરીને મારે પરાયણ અને નિરંતર મારામાં ચિત્તવાળો થા.

**तमेव शरणं गच्छ सर्व भावेन भारत ।**
**तत्प्रसादात्परां शान्ति स्थानं प्राप्यसि शाश्वतम् ॥**

'હે ભારત! તું સર્વ પ્રકારથી તે પરમેશ્વરના શરણે જા. તે પરમાત્માની કૃપાથી જ તું પરમશાન્તિને તથા સનાતન પરમધામને પામીશ.

**मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।**
**मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोसि मे ॥**

'હે અર્જુન' તું મારામાં મનવાળો થા, મારો ભક્ત બન, મારૂં પૂજન કરનારો થા અને મને પ્રણામ કર. એમ કરવાથી તું મને જ પામીશ. આ હું તારી સાથે સત્ય પ્રતિજ્ઞા કરૂં છું કેમ કે તુ મને અત્યંત પ્રિય છે.

**सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।**
**अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥**

'સમસ્ત ધર્મોને એટલે કે સમ્પૂર્ણ કર્તવ્ય કર્મોને મારામાં ત્યાગ કરીને તું કેવળ મારા—સર્વ શક્તિમાન, સર્વાધાર પરમેશ્વરનાં જ શરણમાં આવી જા. હું તને સંપૂર્ણ પાપોથી મુક્ત કરી દઈશ.' તું શોક ન કર.

વળી ગીતાના ઉપક્રમ—ઉપસંહાર જોતાં પણ તે શરણાગતિમાં જ પરિણમે છે.

ઉપક્રમનું બીજ

**'शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम्'**

ઉપસંહાર

**सर्वधर्मान् परित्यज्य मामेकं शरणंव्रज ॥**

અને શરણાગતિ એ ભક્તિનું જ એક અંગ છે.

વળી ગીતાનો એવો કોઈ પણ અધ્યાય નથી કે જેમાં કાંઈ ને કાંઈ ભક્તિનો પ્રસંગ ન આવ્યો હોય. દષ્ટાંતને માટે બીજા અધ્યાયમાં ૬૧ મો 'તાનિ સર્વાણિ સંયમ્ય યુક્ત આસીત મત્પરઃ' 'તે સર્વ ઈંદ્રિયોને વશ કરીને સમાહિત ચિત્તવાળો થઈને મારા પરાયણ સ્થિર થાય. તેથી બુદ્ધિ સ્થિર થાય છે. ત્રીજા અધ્યાયમાં ૩૦ મો,

**मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्म चेतसा।**

ચોથા અધ્યાયમાં ૧૧ મો,

'યે યથા માં પ્રપદ્યંતે તાં સ્તથૈવ ભજામ્યહમ્'

(જે મને જેવી રીતે ભજે છે, હું પણ તેને તેવી રીતે જ ભજું છું.)

પાંચમા અધ્યાયમાં ૨૯ મો.

**भोक्तारं यज्ञ तपसां सर्वलोक महेश्वरम् ।**
**सुहृदं सर्व भूतानां ज्ञात्वा मां शान्ति मृच्छति ॥**

'મને યજ્ઞ અને તપોનો ભોગવનાર અને સમસ્ત લોકોના ઇશ્વરના પણ ઇશ્વર તથા સમસ્ત પ્રાણી માત્રનો સુહૃદ્ એટલે સ્વાર્થ રહિત પ્રેમી એવું તત્ત્વથી જાણીને શાન્તિને પામે છે.

છઠ્ઠા અધ્યાયમાં ૪૭ મો.

**योगिनामपि सर्वेषां मद्‌गतेनान्तरात्मना ।**
**श्रद्धावान्भजते यो मां स मे युक्ततमोमतः ॥**

'સમસ્ત યોગીઓમાં પણ જે શ્રદ્ધાવાન્ યોગી મારામાં લાગેલા અંતરાત્માથી મને નિરંતર ભજે છે તે યોગી મને પરમ શ્રેષ્ઠ માન્ય છે.

સાતમા અધ્યાયમાં ૧૪ મો '**मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते**' જે પુરુષ મને જ નિરંતર ભજે છે તે આ માયાને (સંસારને) તરી જાય છે.

આઠમા અધ્યાયમાં ૧૪ મો '**अनन्य चेताः सततं यो मां स्मरति नित्यश**' 'જે પુરુષ મારામાં અનન્ય ચિત્તથી સદાય નિરંતર મારું સ્મરણ કરે છે તે નિરંતર મારામાં જોડાએલ યોગીને માટે હું સુલભ છું.

નવમા અધ્યાયમાં ૩૪ મો '**मन्मना भव मद्‌भक्तो मद्याजी मां नमस्कुरु**'

દસમા અધ્યાયમાં ૯ મો '**मच्चित्ता मद्‌गत-प्राणा बोधयन्त परस्परम्**' (નિરંતર મારામાં મન લગાડનારા અને મારામા પ્રાણોને અર્પણ કરનારા ભક્તજન સદાય મારી ભક્તિની ચર્ચા વડે અરસપરસ મારા પ્રભાવને જણાવે છે.)

અગ્યારમા અધ્યાયમાં ૫૪ મો

**भक्त्या त्वनन्यया शक्य अहमेवं विधोऽर्जुन।**
**ज्ञातुं दृष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥**

'હે શ્રેષ્ઠ તપ વાળા અર્જુન! અનન્ય ભક્તિ કરવાથી તો આ પ્રમાણે ચતુર્ભુજ રૂપવાળો હું પ્રત્યક્ષ જોવાને માટે અને તત્ત્વથી જાણવાને માટે તથા પ્રવેશ કરવાને માટે શકય છું.'

બારમા અધ્યાયમાં ૨ જો '**मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते**' 'મારામાં મનને એકાગ્ર કરીને નિરંતર મારા ભજન-ધ્યાનમાં લાગેલા જે ભક્તજન અતિશય શ્રદ્ધાથી મને સગુણ પરમેશ્વરને ભજે છે, તે મને યોગીઓમાં પણ અતિ ઉત્તમ યોગી માન્ય છે.'

૧૩ મા અધ્યાયમાં ૧૦ મો

**मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी।**

'મારામાં-પરમેશ્વરમાં જ એક ભાવથી સ્થિતિ-રૂપ અનન્યયોગથી અવ્યભિચારિણી ભક્તિ.'

ચૌદમા અધ્યાયમાં ૨૬ મો

**मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते**

'જે પુરુષ અવ્યભિચારિણી ભક્તિયોગ વડે મને નિરંતર ભજે છે.

પાંચમા અધ્યાયમાં ૧૯ મો

**यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् ।**
**स सर्वविद्भजति मां सर्वभावेन भारत ॥**

'હે ભારત' આ પ્રમાણે તત્ત્વથી જે જ્ઞાની પુરુષ મને પુરુષોત્તમ જાણે છે તે સર્વજ્ઞ પુરુષ સર્વ પ્રકારે નિરંતર મને વાસુદેવને જ ભજે છે.

સોળમા અધ્યાયમાં પહેલા જેમાં '**જ્ઞાનયોગ વ્યવસ્થિતિ**' પરથી ભગવાનના ધ્યાનની વાત કહેલી છે,

સત્તરમા અધ્યાયમાં ૨૭ મો:—

**यज्ञे तपसि दाने च स्थितिः सदिति चोच्यते।**
**कर्म चैव तदर्थीय सदित्येवाभिधीयते ॥**

યજ્ઞ, તપ અને દાનમાં જે સ્થિતિ છે તે પણ સત્ છે અને તે પરમાત્માને અર્થે કરેલાં કર્મ નિશ્ચય પૂર્વક સત્ છે એમ કહેવામા આવે છે.

અઢારમા અધ્યાયમાં ૬૬ મો

'**सर्वधर्मान् परित्यज्य**'

આ પ્રમાણે પ્રત્યેક અધ્યાયમાં ભક્તિનો પ્રસંગ આવેલો છે. સાતમાથી બારમા અધ્યાય સુધીમાં તો ભક્તિયોગનું પ્રકરણ જ ભરેલું છે. એટલા માટે આ છ અધ્યાયને ભક્તિપ્રધાન માનવામાં આવેલા છે. અહીં દૃષ્ટાંત રૂપે દરેક અધ્યાયનો માત્ર એક એક શ્લોક જ બતાવેલ છે.

ગીતાનું પરમ તત્ત્વ ષડ્‌ગુણૈશ્વર્ય સમ્પન્ન શ્રી કૃષ્ણ ભગવાન જ છે.

શ્રી ભાગવતમાં શ્રી શુકદેવજી કહે છે કે—

**वदन्ति तत्त्वविदस्तत्त्वं यज्ज्ञानमद्वयम् ।**
**ब्रह्मेति परमात्मेति भगवानिति शब्द्यते ॥**

'તત્ત્વજ્ઞાની પુરુષ જે તત્ત્વને અદ્રય જ્ઞાન કહે છે, તે બ્રહ્મ, પરમાત્મા, ભગવાન વગેરે સંજ્ઞાઓથી અભિહિત થાય છે.'

તત્ત્વ શબ્દ તાત્પર્ય કે સાર વાચક છે અને તે પરમાત્મ વાચક પણ છે. '**तस्य भावः तत्त्वम्**' 'તત્' શબ્દ જ્યારે પરમાત્મ વાચી થાય છે, ત્યારે તેનો અર્થ 'સત્તા' થાય છે, અભિન્ન જગત્‌માં એક જ સત્તા છે તે ભગવાન છે. તે જ તત્ત્વ છે.

'**मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय**'

હે અર્જુન! મારા સિવાય બીજું કાંઈ પણ નથી.

'**बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम्**'

હે પાર્થ! મને પ્રાણી માત્રનું સનાતન બીજ જાણ.

'**अहं सर्वस्य प्रभवः**'

હું સર્વને ઉત્પન્ન કરૂં છું.

'**मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु**'

મારામાં મનવાળો થા. મારી પૂજા કર અને મને જ નમસ્કાર કર.

'**मामेकं शरणं व्रज.**'

મારા શરણે આવ.

'**अहं त्वा सर्व पापेभ्यो मोक्षयिष्यामि**'

હું તને બધા પાપોથી મુક્ત કરીશ.

આ ગીતાના પ્રમાણોથી એ જ સાર નીકળે છે કે ગીતાનું પરમ તત્ત્વ ભગવાન શ્રીકૃષ્ણ જ છે.

તત્ત્વ બે પ્રકારનાં હોય છે. ૧ સાધ્યતત્ત્વ, ૨ સાધનતત્ત્વ ગીતાનું સાધ્ય તત્ત્વ ભગવાન શ્રીકૃષ્ણ છે એ વાત ઉપર કહેલા 'અહમ્' 'મામ્' 'મમ' વગેરે શબ્દોથી સિદ્ધ થાય છે. અને સાધનતત્ત્વના રૂપમાં ગીતામાં કર્મ, જ્ઞાન, યજ્ઞ, ઉપાસના, યોગ તથા તપ, દાન, શ્રદ્ધા વગેરે ભિન્ન ભિન્ન સાધનોનો વિચાર વિસ્તાર પૂર્વક કરેલો છે. આ સાધન તત્ત્વોમાંથી ભક્તિતત્ત્વના વિષયમાં અહીં યથામતિ કાંઈક વિચાર કરીએ.

ગીતામાં જે રીતે કર્મયોગ–જ્ઞાનયોગ વગેરેનું વિસ્તારપૂર્વક વિવેચન કરેલું છે, તેનાથી અતિશય વધારે વિવેચન ભક્તિ યોગનું થયેલ છે. પ્રેમાવતાર ભગવાન શ્રીકૃષ્ણે પોતાના પ્રિયસખા અર્જુન આગળ ભક્તિ–પ્રેમનું પૂર્ણ મહાત્મ્ય અને સ્વરૂપને પ્રગટ કર્યું છે. તાત્વિક દૃષ્ટિથી વિચાર કરતાં જણાય છે કે ગીતામાં કર્મ, જ્ઞાન વગેરે યોગોનો અંતર્ભાવ ભક્તિ–તત્ત્વમાં જ થઈ જાય છે. અહંકારાદિ વિકારોનો નાશ અને ચિત્તશુદ્ધિ વિના ભક્તિની–નિર્વિકાર–તદ્રૂપ પ્રેમની ઉત્પત્તિ જ થઈ શકતી નથી. ગીતામાં સ્વધર્મનો વિચાર પણ તેજ ઉદ્દેશથી કરવામાં આવેલો છે. દેહ, ઇંદ્રિયો વગેરે સંઘાતથી તાદાત્મ્યને પામી શકાય છે તેથી મનુષ્ય કર્મશીલ બને છે. કર્મ બંધનનાં કારણરૂપ છે. 'લોકોયં કર્મબંધનઃ' તો પણ કર્મ કરવાની જરૂર છે. કર્મ વિના શરીરયાત્રા પણ મુશ્કેલ થઇ પડે છે. શ્રીભગવાન પણ આજ્ઞા કરે છે.

'**स्वधर्ममपि चावेक्ष्य न विकंपितुमर्हसि**'

પોતાના ધર્મને જોઈને પણ તું ભય પામવાને યોગ્ય નથી.

'**कर्मण्येवाधिकारस्ते**'

તારો કર્મ કરવાનો જ અધિકાર છે.

'**नियतं कुरु कर्म त्वम्**'

તું શાસ્ત્રે નક્કી કરેલાં કર્મો કર.

પરંતુ જે પદ્ધતિથી ભગવાન કર્મ કરવાની આજ્ઞા આપે છે, તે પદ્ધતિનું અનુસરણ અતિશય જરૂરનું છે. ધ્યાનમાં રાખવાની વાત એ છે કે કર્તાપણાનું અભિમાન, ફળની ઇચ્છા, અને આસક્તિને લીધે જ કર્મ બંધનકારક થાય છે.

'**अयुक्तः कामकारेण फले सक्तो निबध्यते**'

અયોગ્ય પુરુષ કામનાને લીધે ફળમાં આસક્ત થઈને બંધાય છે.

આ કારણથી ભગવાન ઉપદેશ કરે છે કે:

'**सुख दुःखे समेकृत्वा लाभालाभौ जयाजयौ।**

સુખ દુઃખ, લાભ હાની. જય પરાજયમાં

'**ततो युद्धाय युज्यस्य नैवं पापमवाप्स्यसि॥**

સમાન ભાવ રાખીને યુદ્ધ કરવાથી પાપ લાગતું નથી.

'**योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय**'

સમત્વયોગમાં સ્થિર થઈને આસક્તિ તજીને હે ધનંજય! કર્મ કર.

ભગવાનના આ ઉપદેશ પ્રમાણે કર્મ કરવાથી તે કર્મ બંધનકારક થતાં નથી.

**त्यक्त्वा कर्मफलासंगं नित्यतृप्तो निराश्रयः।**
**कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति सः॥**

ફળ અને આસક્તિ તજીને નિત્ય સંતોષી અને બીજાના આશ્રય રહિત પુરુષ કર્મ કરવા છતાં તે કાંઈ પણ કરતો નથી.

મતલબ કે જેમ વિષમાં સ્વાભાવિક રીતે મારવાની શક્તિ હોય છે પરન્તુ સિદ્ધહસ્ત વૈદ્યની ક્રિયા કુશળતાથી તે રસાયન બનીને મરવા પડેલાને જીવનદાન આપે છે. તેજ પ્રમાણે ઉપર કહેલી રીતે કર્તાપણાના અભિમાન અને ફળની આસક્તિનો ત્યાગ કરીને કરેલાં કર્મ બંધનકારક થતાં નથી. પરન્તુ બંધનથી છોડાવનારાં થાય છે.

અનાદિકાળથી ફલાસકત થઈને કર્મ કરવાનો જીવને અભ્યાસ છે. તેથી એકદમ કર્તાપણાનું અભિમાન નાશ પામવાનું સહેલું નથી. તેથી કમબંધનથી છુટકારો પામવાના ઉદ્દેશથી કર્મનો ભક્તિમાં અંતર્ભાવ કરવા ભગવાન કહે છે.

**' मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्म चेतसा '**
**' मदर्थमपि कर्माणि कुर्वन् सिद्धिमवाप्स्यसि '**
**' चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः '**
**यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।**
**यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥**

આધ્યાત્મ ચિન્તથી બધાં કર્મો મારામાં અર્પણ કર. મારા અર્થે કર્મ કરવાથી પણ સિદ્ધિને પામીશ મારા પરાયણ ચિત્તથી સર્વ કર્મો મારામાં અર્પણ કર.

જે કર, જે ખા, જે હોમ, જે આપ, જે તપ કર, તે હે અર્જુન! મને અર્પણ કર.

દેહ, ઇંદ્રિયો વગેરે સાધનોથી થતાં સર્વ કર્મ ભગવાનની સત્તાથી જ થાય છે જીવ કેવળ નિમિત્ત માત્ર છે. કર્મ કરનારાં દેહ, ઇંદ્રિય વગેરે સાધનો સ્વભાવથી જ જડ છે. તેમના પ્રેરક કેવળ ભગવાન જ છે. તેમની સત્તાથી જ બધી ક્રિયાઓ થાય છે.

**'भ्रामयन् सर्वभूतानि यंत्रारूढानि मायया'**

શરીરરૂપ યંત્રમાં આરૂઢ થયેલ ઇશ્વર સર્વ પ્રાણીઓને પોતાની માયાથી ચલાવે છે.

આ રીતે ભગવાન પોતેજ સર્વના પ્રેરક છે અને જીવ નિમિત્ત માત્ર કાષ્ઠની પુતળીની પેઠે પરાધીન છે. તેથી તેને (જીવને) કર્તાપણાનું અભિમાન રાખવાનો કોઈ અધિકાર નથી. તેથી બધાં કર્મો ભગવદર્પણ બુદ્ધિથી થવાં જોઇએ. આ કર્મસમર્પણ ભક્તિયોગનું એક પ્રધાન અંગ છે.

બધાં કર્મો ભગવદર્થે કરવાથી જીવ સંસારથી મુક્ત થઇ જાય છે. તથા ભગવાનની કૃપાથી શાશ્વત અને અવ્યયસ્વરૂપ પરમપદને પામે છે. તેથી ઐહિક કે પારલૌકિક ફળની ઇચ્છાથી કર્મ કરવામાં ગીતા સમ્મત નથી. પણ સર્વ કર્મો ભગવત્પ્રીત્યર્થ ભગવદ્ ભાવનાથી જ કરવાં. એ જ ગીતાનો કર્મયોગ છે. આ રીતે ભક્તિયોગમાં કર્મયોગનું પર્યવસાન થઈ જાય છે.

હવે જ્ઞાનતત્ત્વ (જ્ઞાનયોગ)ની આલોચના કરીએ.

ગીતામાં કહેલા જ્ઞાનનો મહિમા અગાધ છે સર્વ ઉપનિષદ્ રૂપ ગાયોને દોહીને ભગવાન શ્રીકૃષ્ણરૂપી ગોવાળે તેને રજુ કર્યું છે. જ્ઞાન અને વિજ્ઞાનના વિષયને ખાસ કરીને ભગવાને ગીતાના સાતમા અને નવમા અધ્યાયમાં સમજાવેલ છે. એ સિવાયઃ—

**'सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते'**
**'नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते'**
**'ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा'**

સર્વ પાપોનો નાશ કરનાર અને પવિત્ર બનાવનાર કેવળ જ્ઞાન જ છે. અનિષ્ટની નિવૃત્તિ, અને ઇષ્ટની પ્રાપ્તિ પણ કેવળ જ્ઞાનથી જ થાય છે.

ક્ષર–અક્ષર યોગ, ગુણવિચાર, ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ વિચાર, પુરાણપુરુષવિચાર વગેરે વિષયોનો સમાવેશ જ્ઞાનમાં જ થાય છે. શોક અને મોહની નિવૃત્તિ જ્ઞાન વિના થતી નથી. જ્ઞાન સાધનવાળા, શોક મોહને જીતેલા પુરુષનાં લક્ષણ સ્થિતપ્રજ્ઞ, ગુણાતીત, જ્ઞાની વગેરે શબ્દોવડે ગીતામાં અનેક સ્થળોએ વર્ણવેલાં છે. તેને ખાસ ફળને માટે કર્મ કરવાની જરૂર પડતી નથી. જેમકે–' नैव तस्य कृतेनार्थः ' તેને કાંઇ પણ કરવાની જરૂર નથી ' तस्य कार्यं न विद्यते ' તેને કાંઇ પણ કાર્ય કરવુ રહેતું નથી.

પરન્તુ હું કૃતકૃત્ય છું. હવે મારે કાંઈ કરવાનું રહ્યું નથી. એમ કહેનારા નિષ્ક્રિય અવસ્થાવાળા જ્ઞાની ભગવાનને પ્રિય નથી. પરન્તુ જ્ઞાનને ભક્તિમાં પર્યવસાન કરીને જ તે ભગવાનના પ્રિયપાત્ર બની શકે છે. ગીતાના સાતમા અધ્યાયમાં આર્ત, જીજ્ઞાસુ,

અર્થાર્થી અને જ્ઞાની–આ ચાર પ્રકારના ભક્તોના ભેદ બતાવીને શ્રી ભગવાને સ્પષ્ટ કહ્યું છે કે—

**तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।**
**प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥**

'તેમાં મારામાં નિત્ય એકી ભાવથી રહેલો અનન્ય પ્રેમ–ભક્તિવાળો જ્ઞાની ભક્ત અતિ ઉત્તમ છે. કેમકે મારું તત્ત્વ જાણનાર જ્ઞાનીને હું અત્યંત પ્રિય છું અને તે જ્ઞાની મને અત્યંત પ્રિય છે.

**ज्ञानी त्वात्मैव मे मतम्** જ્ઞાની તો સાક્ષાત્ મારું સ્વરૂપ છે એમ મારો મત છે.

ભક્તિવાળો હોવા છતાં જ્ઞાની ભગવાનને પ્રિય છે. તે ભગવાનનું અંગ જ છે. ભગવાનને જ સર્વત્ર જોનારા જ્ઞાની મહાત્મા તો દુર્લભ છે.

**'वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः'**

ગીતામાં અનેક સ્થળોએ જ્ઞાની પુરુષોનું વર્ણન મળે છે, પણ ત્યાં 'તે મને પ્રિય છે' એવી રીતના વાક્યનો પ્રયોગ કોઈ જગાએ મળતો નથી. જ્યારે બારમા અધ્યાયમાં જ્ઞાની ભક્તનાં લક્ષણ કહે છે ત્યારે વારંવાર કહે છે–'તે ભક્ત મને પ્રિય છે'

**अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।**
**निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥**

'સર્વ પ્રાણીઓમાં દ્વેષભાવરહિત, સ્વાર્થરહિત સર્વનો પ્રેમી અને હેતુરહિત દયાળુ છે તથા મમતા રહિત, અહંકારરહિત, સુખદુઃખમાં સમાનભાવ અને ક્ષમાવાન છે.

**संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।**
**मय्यर्पितमनोबुद्धिर्यो मद्भक्तः स मे प्रियः ॥**

જે યોગી નિરંતર લાભહાનિમાં સંતુષ્ટ છે તથા મન અને ઇંદ્રિયો સહિત શરીરને વશમાં કરેલું અને દૃઢ નિશ્ચયવાળો છે તે મારામાં અર્પણ કરેલાં મન બુદ્ધિવાળો મારો ભક્ત મને પ્રિય છે.

**तुल्यनिंदास्तुतिर्मौनी संतुष्टो येन केनचित् ।**
**अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः ॥**

'નિંદા સ્તુતિને સમાન સમજનાર અને મૌન–શીલ છે તેમજ ગમે તેવી રીતે શરીરનો નિર્વાહ થવામાં સદાય સંતુષ્ટ છે અને રહેવાના સ્થાનમાં મમતારહિત છે તે સ્થિરબુદ્ધિવાળો ભક્તિમાન્ પુરુષ મને પ્રિય છે.

ઉપરના વર્ણનથી એ સ્પષ્ટ થાય છે કે ભગવાને જ્ઞાનનાં લક્ષણોનો ભક્તિનાં લક્ષણોમાં સમાવેશ કરીને તેવા વિશિષ્ટ પુરુષને પોતાના પ્રિય બતાવેલ છે. ગીતામાં કહેલ ભક્તિયોગ જ્ઞાનની સાથે સહચાર રાખે છે જ્ઞાનવડે અજ્ઞાન કામ વગેરે વિકારોનો નાશ થાય પછી જ અનિર્વચનીય ભગવત્ પ્રેમનો ઉદય થાય છે. સાધનરૂપા ગૌણી ભક્તિનો જ્ઞાનમાં, અને જ્ઞાનનો 'પરાભક્તિ'માં સમાવેશ થાય છે.

**'भक्त्या त्वनन्यया शक्यः'**

અનન્ય ભક્તિવડે શક્ય છે.

તથા **'भक्त्या मामभिजानाति'**

ભક્તિવડે મને જાણી શકાય છે.

આ શ્લોકોનો એ જ અભિપ્રાય છે તથા–

**ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ।**
**समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥**

આ શ્લોકમાં સ્પષ્ટ બતાવ્યું છે કે પરાભક્તિનો અધિકારી બ્રહ્મભૂત પ્રસન્ન આત્મા જ્ઞાની જ થઈ શકે છે. જ્ઞાન વિના પરાભક્તિનો મનુષ્ય અધિકારી નથી. અને પરાભક્તિમાં લીન થયા વિના જ્ઞાનની પૂર્ણતા થતી નથી. પરમભક્ત ગોપીકાઓની મધુર ભક્તિમાં ભગવાનના મહાત્મ્યજ્ઞાનની વિસ્મૃતિ ન હતી તેટલા સોળ દેવર્ષિ નારદે કહ્યું છે–

**'न तु तत्र माहात्म्यज्ञानविस्मृत्यपवादः'**

'ત્યાં (ગોપીકાઓને) માહાત્મ્યજ્ઞાન વિસ્મૃતિનો અપવાદ ન હતો.'

આ રીતે પરાભક્તિમાં જ્ઞાનનો અંતર્ભાવ થવો જોઈએ. એ જ ગીતાનો પરમ સિદ્ધાંત છે.

**'मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु'**

તથા

**'सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज'**

આ ભક્તિતત્ત્વની પરમસીમા છે. સર્વ ધર્મોનો કર્મ યોગ તપ, જ્ઞાન વગેરે સાધનોનો ભક્તિયોગમાં સમાવેશ થવો એજ સર્વધર્મત્યાગનો અભિપ્રાય છે. શરણાગતિયોગ ગીતાનું પરમતત્ત્વ છે આ રીતે સિદ્ધ થાય છે. કે શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનું એક માત્ર પરમ તત્વ 'ભક્તિતત્વ' છે.

★

# કીર્તનભકિત અને તેનો પ્રત્યક્ષ પ્રભાવ

[ સને ૧૯૩૮ માં બંગાલમાં બનેલો કીર્તનભક્તિનો એક અપૂર્વ ચમત્કાર ભકિતમાર્ગના પ્રેમી પાઠકોની સેવામાં સમર્પિત કરવામાં આવે છે. ]

**બં**ગાલના ચોવીસ પરગણામાં આવેલા બસીરઘાટ નામના ગામમાં સદ્‌ગત આશુતોષ વસુ એક પરમ વૈષ્ણવ રહેતા હતા, તેઓએ "આનંદ બાઝાર-પત્રિકામાં આ અદ્‌ભૂત ઘટનાનો ઉલ્લેખ કર્યો હતો, આજે ભક્તિમાર્ગના પ્રેમી પાઠકો એને વાંચીને જો પોતાના જીવનમાં ઉતારવા પ્રયત્ન કરશે, તો લેખક પોતાનો શ્રમ સફલ થયેલો માનશે.

ચોવીસ પરગણાના હાદીપુર ગામમાં શ્રી. યતીન્દ્રનાથજી નામના એક સજ્જન રહેતા હતા, સને ૧૯૩૮ માં ચોમાસાના સમયમાં એક દિવસ તેઓને સમાચાર મળ્યા કે–એની બહેનની તબીઅત બહુ જ ખરાબ થઈ ગઇ છે, અને એના જીવનની આશા નથી.

ખબર મળતાં વાર જ યતીન્દ્રબાબુ બહેનના સસરાને ગામ-બસીરહાટ જવા નીકળ્યા, ત્યાં જઈને જોયું ત્યાં બહેનની હાલત બહુ જ ખરાબ હતી, બંગાલના પ્રસિદ્ધ વૈદ્ય-કવિરાજ તારાદાસજીના ઉપચાર નીચે હોવા છતાં એના જીવનનું કોઈ લક્ષણ જણાતુ ન હતું. બીમારીની શરૂઆતથી અગીઆરમે દિવસે તો એની તબીઅત એકદમ બગડી અને તે પછી ઈંજેકશનથી આરામ પહોંચાડવાનો પ્રયત્ન કરવામાં આવ્યો, છ દિવસના ઇલાજ બાદ પણ કાંઈ સફલતા મળી નહીં, સાતમે દિવસે એ પ્રસિદ્ધ વૈદ્યની દવા અટકાવીને ડાકટર યતીનબાબુની દવા શરૂ કરવામાં આવી, ડાકટરે બે કલાક સુધી દર્દીની તપાસ કર્યા બાદ એને શુદ્ધિમાં લાવવા માટે એક એવું તેજ પ્લાસ્ટર લગાવ્યુ કે જેથી ગમે તેવી ગભીર હાલત હોવા છતા દર્દી એકવાર બોલી ઉઠે. પરન્તુ આશ્ચર્યની સાથે આ દર્દીની હાલતમાં કાંઈ પણ સુધારો થયો નહિ! આથી નિરાશ થઈને ડાકટર પોતાને ઘેર ચાલ્યા ગયા!



તે દિવસથી દવા બંધ કરી દેવામાં આવી, યતીન્દ્રનાથ પણ અત્યન્ત શોક કરવા લાગ્યા, આમ શોકાકુલ દશામાં આખો દિવસ વીતી ગયો, યતીન્દ્રબાબુએ

પણ પોતાની બહેનની આશા છોડી દીધી !

રાત્રીના દશ વાગ્યાને શુમારે રોગીના પતિ ગામના કેટલાક ભક્તોને બોલાવી લાવ્યા, અને બધા સાથે મળીને:—

**હરે રામ હરે રામ રામ રામ હરે હરે**
**હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે**

નો કીર્તનધ્વનિ કરવા લાગ્યા. પાડોશીઓને પણ આ સાંભળીને બહુ જ આશ્ચર્ય થયું. બધાં દોડી-દોડીને ત્યાં એકઠાં થવા લાગ્યાં, પરન્તુ પ્રભુનામ અને સંસારને વિરોધ છે એટલે એ નીરસ હરિનામ સાંભળવા માટે ત્યાં કોણ ઉભું રહે ! જોઇ જોઇને સૌ ચાલ્યાં જતાં હતાં.

કેટલાક માણસો આ વર્તનને કૌતુક માનતાં હતાં, કેટલાંક દર્દીની આખર ઘડી સમજતાં હતાં, અને કેટલાક લોકો એ બાઈના પતિને પાખંડીનું બીરદ આપીને હાસ્ય કરતા જતા હતા.

યતીન્દ્રબાબુ (દર્દીના ભાઇ) અત્યાર સુધી ઘરમાં ન હતા, તેઓ બહારથી ફરીને જ્યારે ઘરમાં આવ્યા ત્યાં તો આ ભજનમંડળી ભજનની ધૂનમાં હતી, જાણે કે કોઈ મહાન નશામાં ચૂર હોય તેવી જ રીતે પરમ પ્રેમપૂર્વક નામસ્મરણ-ભજન ચાલતું હતું. યતીન્દ્રબાબુએ આવીને મોટા અવાજે કહ્યું:—

"અરે પાગલ લોકો ! તમે આ શું કરી રહ્યા છો, તમે મનુષ્ય છો કે જંગલી ? મને લાગે છે કે મારી બહેનની બીમારીનો તમને આનંદ આવી રહ્યો છે, શું આ આનંદનો સમય છે ? કેટલી નીચતા ? કેટલી અસભ્યતા ?"

પરન્તુ એનું સાંભળે કોણ ? એક કલાક સુધી બૂમો પાડી પાડીને યતીન્દ્રબાબુ થાક્યા, આખરે ભજન પૂરું થયું ને યતીન્દ્રબાબુએ ફરીવાર ઉપરના જ શબ્દો વડે એ બધાને હડધૂત કરી નાખ્યા !

યતીન્દ્રબાબુના અપશબ્દ યુક્ત અવાજને અટકાવીને એક સજ્જને કહ્યું કે:—"મહાશય ! અમે આ આનંદ નથી કરતા, આ તો સૌ મળીને ઇશ્વરભજન કરી રહ્યા છીએ."

"અરે તમારા ઇશ્વરભજનમાં અંગારા મૂકો, દર્દીને આજે ૨૦ દિવસથી ઉંઘ નથી આવી, આ ઘોંઘાટમાં એને બેચેની વધશે...અને-અને...હવે તમે લોકો આ પાખંડ છોડી દઇને સૌ સૌને ઘેર ચાલ્યા જાઓ, નહિ તો...તમોને અપમાન કરીને કાઢવા પડશે" યતીન્દ્રબાબુની આંખમાંથી અંગારા ઝરી રહ્યા હતા.

મંડલીમાંના એક ભકતે કહ્યું — "બાબુસાહેબ ! આ ભજન તો આપનાં બહેનના આરોગ્ય માટે થાય છે."

યતીન્દ્રબાબુના ક્રોધમાં ઉમેરો થયો, તેઓ બોલ્યા—"અરે પાગલો, આ બાજુ દર્દી મરણની છેલ્લી ઘડી ગણી રહેલ છે, ડોકટરે પણ હાથ ધોઈ નાખ્યા છે ને આ તમારી ઘેલછાથી દર્દીને આરામ થશે ? બંધ કરો આ તમાસો; નહિં તો તમને મારી-મારીને......"

"—અમે તમાસો નથી કરી રહ્યા મહાશય ! આપની બહેનને આરામ થઈ જવાનો છે, આપ વ્યાકુલ ન બનો, જરા શાન્ત થાઓ" એક ભકતે નમ્રતાપૂર્વક આજીજી કરી.

"અરે બેશરમ લોકો ! તમે આ બેહોશ દર્દીને કંટાળો ઉપજાવે તેવી અસભ્યતા કરીને એને આરામ કરી રહ્યા છો ?...અને આ અમારા બનેવીને પણ શરમ નથી પહોંચતી ?"

આ સાંભળીને યતીન્દ્રબાબુના બનેવી ત્યાં આવ્યા અને કહેવા લાગ્યા "યતીન્દ્રબાબૂ આપ ધીરજ

---

પ્રભુકીર્તન જ્યારે શરીરના ભયંકર રોગો મટાડી શકે છે. ત્યારે એ કીર્તનદ્વારા આત્માની ઉન્નતિ થાય. આત્માને-પરમ શાન્તિનો અનુભવ થાય એમાં આશ્ચર્ય શું છે ?

યતીન્દ્રબાબૂ શ્રદ્ધાહીન હતા, કીર્તન એ એને મન પાખંડ હતું, એ તમાસો એને ગમતો ન હતો પરન્તુ જ્યારે એને આ અદ્ભૂત ચમત્કાર જોવામાં આવ્યો ત્યારે એ શરતમાં હારી ગયા ?

**અને**

**પરમ વૈષ્ણવ બની ગયા !**

---

રાખો, પ્રભુભજન બધું કરી શકે છે, તો આ સાધારણ રોગને શાન્ત નહિ કરી શકે? ભાઈ! આપણા શરીરમાં કામ, ક્રોધ, મોહ, અભિમાન, તૃષ્ણા, લોભ વિગેરે મહાન્ ભયંકર રોગો વસી રહેલા છે, એ અદષ્ટ વ્યાધિઓ પણ જ્યારે ભજનદ્વારા દૂર થઇ શકે છે, ત્યારે આ પ્રત્યક્ષ રહેલો શરીરનો રોગ દૂર થાય એમાં શું શંકા છે?"

"પરંતુ એની ખાત્રી શી?" યતીન્દ્રબાબુ જરા શાન્ત થયા.

"પહેલી પ્રત્યક્ષ ખાત્રી એ કે આપનો ક્રોધરૂપી રોગ દૂર થઈ ગયો, અને બીજી પ્રત્યક્ષ ખાત્રી એ કે:-આજે રાત્રે બરાબર ત્રણ વાગ્યે આપની બહેન આપને 'ભાઇ' કહીને બોલાવી શકશે."

"જો એમ નહિ બને તો..."

"તો તમે કહો તે રીતે શરત કબૂલ છે."

"—તો તમારા ગળામાંની માળાને તોડી – ફેંકીને હું પગથી કચડી નાંખીશ" યતીન્દ્રબાબુએ શરત કરી.

"—અને જો તમને 'ભાઈ' કહીને બોલાવે તો હું આજે જ તમને વૈષ્ણવ બનાવીને તમારા ગળામાં તુલસીની માલા પહેરાવીશ" બનેવીએ પણ શરત રજુ કરી.

'કબૂલ' યતીન્દ્રબાબુએ શરતનો સ્વીકાર કર્યો.

થોડીવાર સુધી ફરીવાર ભક્તમંડળીએ ભજન ધૂન ચાલુ રાખી, અને ત્યાર પછી બધા શાન્તચિત્ત વડે નામસ્મરણ કરવા લાગ્યા, યતીન્દ્રબાબુ હાથમાં ઘડીઆળ લઇને સામે જ બેઠા! તેઓને હજી પણ એ શરતમાં વિશ્વાસ ન હતો, એવું તો એમ જ ધાર્યું હતું કે:-બહુ બહુ તો રાતના ત્રણ વાગ્યા સુધીનો ઉજાગરો કરવો પડશે. પરન્તુ આજે તો એનો ઢોંગ ખુલ્લોજ પડી જવાનો છે, ફરીવાર કદી આવાં પાખંડ નહિં કરે!

કોઈ કંઈ જ બોલતું ન હતું, બધા ભક્ત લોકો પરમ પ્રેમથી નામસ્મરણ કરી રહ્યા હતા.

રાત્રીના બે વાગ્યા સુધી સતત એ રીતે નામસ્મરણ થતું રહ્યું. લગભગ બે વાગ્યે યતીન્દ્રબાબુના બનેવી બોલી ઉઠયાઃ-

"ભાઇઓ! આટલી મોડી રાત્રે તુલસીમાલા કયાં મળશે?"

યતીન્દ્રબાબુ હસીને બોલ્યાઃ-"અરે પાગલ! તુલસી માળાનો તો તારા પાસે પાર જ કયાં છે, અને અત્યારે માળાનું કામ પણ શું છે?"

"કેમ! ત્રણ વાગ્યે તો તમોને ચેલા બનાવવાના છે, એટલે માળાનું કામ તો પડશે જ ને?" યતીન્દ્રબાબુના બનેવીએ જવાબ આપ્યો.

"એ તો હવે એક જ કલાક પછી જોવાનું છે ને, બાબુસાહેબ! તમારી માલા ને બરાબર સંભાળી રાખો. એ બીચારી, હવે એક જ કલાકની મેમાન છે." યતીન્દ્રબાબુએ કહ્યું.

"સારૂં જ છે, આજે તમારા જેવા શ્રદ્ધાહીન પુરુષને પરમ ભગવદ્‌ભક્ત વૈષ્ણવ બનાવીને હું કૃતકૃત્ય થઇશ" બનેવીએ કહ્યું.

"—અને તમારી માલા તોડવાથી મારા આનંદની તો સીમા જ નહિં રહે." યતીન્દ્રબાબુએ પ્રત્યુત્તર આપ્યો.

આમ સાળા બનેવી વચ્ચેના વાદ-વિવાદમાં બરાબર ત્રણના ટકોરા પડવા લાગ્યા, પરન્તુ એટલામાં જ ક્ષીણ સ્વરથી અવાજ આવ્યોઃ-"ભાઈ!"

સાત દિવસથી અનેક કોશીસ કરવા છતાં જે દર્દીને શરીરની શુદ્ધિ સહિત ન હતી, જેની આંખ જ ખુલી ન હતી, તે દર્દીનો અવાજ સાંભળીને યતીન્દ્રબાબુ ચમકી ઉઠયા!, તેઓ એકદમ પોતાની

---

બેભાન થયેલ દર્દી પોતાનાં સગાંઓનું રૂદન સાંભળી શકતો નથી, સંસારના અવાજને સાંભળવા જ્યારે એના કાન અશક્ત બની જાય છે ત્યારે એ માત્ર પ્રભુનામનું કીર્તન સાંભળી શકે છે, પ્રભુ નામ સ્મરણમાં એ અતુલ શકિત છે કે જેનાથી મુડદાં પણ બેઠાં થઈ શકે છે. યતીન્દ્રબાબુની બહેન કહે છે કે મને તમારો કોઇ અવાજ સંભળાતો ન હતો, એકાએક મને આજે પ્રભુકીર્તનનો અવાજ સંભળાયો અને મારો આત્મા આનંદથી નાચી ઉઠયો!

---

:બહેનની પાસે આવ્યા, અને પ્રેમભર્યા સ્વરથી બોલ્યા.

"બહેન! હું અહીં જ છું. બોલો, શું કામ છે?"

"મને પાણી...પીવું..."

યતીન્દ્રે ગલાસ ભરીને પાણી પાયું, અને ફરી-વાર પૂછ્યું:–

"બહેન! કંઇ ખાવું છે?"

"ભૂખ તો લાગી છે."

યતીન્દ્રે પોતાના જ હાથે ફલ સુધાર્યું અને બહેનને ખવડાવ્યું, ત્યાર પછીથી દરેક પળે રોગીની પ્રકૃતિ સ્વસ્થ થતી ગઇ, જ્યારે એ પોતાની પથારીમાં બેઠી, અને વાતચિત કરવાની ઇચ્છા કરવા લાગી એ વખતે ઘડીઆળમાં ટન...ટન...ટન...કરતા છના ટકોરા વાગ્યા.

યતીન્દ્રબાબુએ બહેનને પૂછ્યું:–"બહેનજી! આજે આઠ દિવસથી તમે બેહોશ હતાં, હું આવીને તમારી પાસે બેઠો, તમને બોલાવ્યાં, તમે જ્યારે કંઇ જવાબ ન આપ્યો ત્યારે હું રડી પડ્યો! તમને એ વાતની ખબર હતી?"

"ના મને કંઇ જ ખબર ન હતી."

"તમે કંઈ જોઈ કે સાંભળી શકતાં હતાં?" યતીન્દ્રબાબુએ ફરીવાર પ્રશ્ન કર્યો.

"ના, હું સૂર્યનું તેજ પણ જોઈ શકતી ન હતી, કોણ જાણે કયારથી? કંઈજ સાંભળવામાં આવ્યું ન હતુ, એકાએક આજે મને પ્રભુનામ સંકીર્તનનો અવાજ સંભળાયો, અને મારો આત્મા આનંદથી નાચી ઉઠયો!" બહેને જવાબ આપ્યો.

"તમને સ્વપ્ન જેવું કંઇ દેખાતું હતું?" યતીન્દ્રબાબુએ જિજ્ઞાસા કરી.

હા, સ્વપ્નમાં મારી મરી ગયેલી પુત્રી મારા પાસે ખાવાનું માગતી હતી, મેં ઘણા દિવસથી એને જોઇ ન હતી, તેથી મેં તેને બહુ જ વહાલથી બોલાવી પરન્તુ એ મારા પાસે આવી નહિં" બહેને જવાબ આપ્યો.

"પછી શું થયું?" યતીન્દ્રબાબુએ પ્રશ્ન કર્યો.

"પછી?"

પછી તો હું રડવા લાગી, ત્યાં તો એ મારી વહાલી પુત્રી અદશ્ય થઈ ગઈ! મેં મારી આંખો ખોલી, તો જગતમાંથી હું દૂર દૂર જતી હોઉં એમ મને લાગ્યું, એ વખતનો દિવ્ય આનંદ હું કહી શકતી નથી, અને એ આનંદ મેં કયાં સુધી અનુભવ્યો? એની મને ખબર પણ નથી. ત્યારબાદ તો મને સીધાં આ સંકીર્તન સંભળાયાં અને મેં 'ભાઈ'ને બોલાવ્યા!" બહેને પોતાની બધી હકીકત કહી સંભળાવી.

સવાર પડી ગયું, યતીન્દ્રબાબુને આજે બે વાતનો આનંદ હતો, એક તો બહેનજીના આરોગ્યનો અને બીજો પ્રભુના ભકત થવાનો!

દિવસ ઉગતાં જ ઘણા ભકતોની આજે ભીડ જામી હતી, યતીન્દ્રબાબુના બનેવીએ પોતાના હાથથી તુલસીની માળા બાબુસાહેબને પહેરાવી દીધી અને બધાએ મળીને પ્રેમપૂર્વક ભજન–ધૂન ચાલુ કરી.

ભજન–ધૂન થઈ રહ્યા બાદ પ્રભુનો પ્રસાદ વહેંચાયો, બહેનજીને પણ એ પ્રસાદ આપવામાં આવ્યો, અને બધાએ પણ લીધો.

બાબૂ યતીન્દ્રનાથજી આજે પોતાના બનેવીના પગમાં પડી ગયા, આજે તેઓએ જાણે નવો જ અવતાર ધારણ કર્યો હતો. બન્ને જણ ભેટી પડયા. સામે ઉભેલી ભગવાન્ બંસીધરની મૂર્તિ જાણે આ બન્ને જણાનો પ્રેમ જોઇને હસી રહી હતી.

સંગ્રાહક "વિજય" –સંપૂર્ણ



## અભક્ત

જેણે દંભને દૂર કર્યો નથી, જે અવિદ્યારૂપી અંધકારમાં ફસાયેલો છે, જેની ઐહિક આશાઓ મટી નથી, બધામાં જે બંધાઈ જાય છે, અને સત્સંગપ્રત્યે ઉપેક્ષાવૃત્તિ રાખે છે તેને જગત્ ભલે ભકત કહે પરંતુ એ ખરો ભકત નથી. "વિજય"




## આ વાક્યમાંના 'ધર્મ' શબ્દના ભિન્ન ભિન્ન અર્થો

અનુવાદક.–શ્રી નાગરદાસ જે. રાવળ

**सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज**
**अहं त्वा सर्व पापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥**

આ ગીતાનો પ્રસિદ્ધ શ્લોક છે. આ શ્લોકમાં સમસ્ત ગીતાનાં તાત્પર્યનો સંગ્રહ છે એમ વિદ્વાનો કહે છે. તેથી તેનું રહસ્ય ગૂઢ છે.

ભગવાને 'સ્વધર્મે નિધનં શ્રેયઃ' પોતાના ધર્મમાંજ મરવું એ શ્રેય છે. 'સ્વલ્પમપ્યસ્ય ધર્મસ્ય ત્રાયતે મહતો ભયાત્' આ ધર્મનું થોડું સાધન પણ મહાન ભયથી બચાવે છે. ઈત્યાદિ વચનોથી સ્વધર્મના પાલનનું મહત્વ અને ખાસ ફળ બતાવેલ છે. અને ધર્મસંસ્થાપનાર્થાય સંભવામિ યુગે યુગે' આ વચનોથી એમ સિદ્ધ કર્યું છે કે તેમનો અવતાર ધર્મની સ્થાપનાને માટે થાય છે. તો તે જ ભગવાન ઉપર કહેલા શ્લોકમાં ધર્મ પરિત્યાગનો ઉપદેશ કેમ કરે છે? ધર્મ પરિત્યાગનું શું રહસ્ય છે? ઈત્યાદિ શંકાઓ ગીતા સ્વાધ્યાયીના હૃદયમાં થઈ શકે છે. તેથી આ શંકાઓનું સમાધાન કરવાના હેતુથી ધર્મ પરિત્યાગના અનેક અર્થવાળું રહસ્ય અત્રે પ્રગટ કરવામાં આવે છે.

### ધર્મ શબ્દના અર્થ

'સર્વ ધર્માન્ પરિત્યજ્ય' આ શ્લોકમાં 'ધર્મ' શબ્દના અનેક અર્થ થઈ શકે છે. સિદ્ધાંત વિરુદ્ધ ન હોય એવા સર્વ અર્થ માનનીય હોય છે તેથી થોડા અર્થ બની શકે તેવા ક્રમસર બતાવવામાં આવે છે.

(૧)

'ધર્મ' શબ્દથી લોકોમાં પ્રસિદ્ધ સ્માર્ત-ધર્મ, વૈષ્ણવધર્મ. શૈવધર્મ, હિન્દુધર્મ, ક્રિશ્ચિયન ધર્મ વગેરે સમસ્ત ધર્મો સમજાય છે. ભગવાન કહે છે કે હે ભારત! આ સર્વ ધર્મોની જંજાળ (અંતર-વિભાગ) ને છોડી દઈને તું મારા એક અદ્વિતીય પરમાત્માના જ શરણમાં આવી જા. એટલે કે જ્યાં સુધી મનુષ્ય પોતાના ધર્મોમાં અવિવેક પૂર્વક રાગ-અભિનિવેશ, અને અન્ય ધર્મોમાં દ્વેષ અને તિરસ્કાર કરે છે ત્યાં સુધી તેને પરમતત્ત્વની પ્રાપ્તિ થતી નથી. એક અદ્વિતીય પ્રભુનું શરણ તે પામી શકતા નથી તેટલા માટે મુમુક્ષુ સાધકોએ કોઈપણ સંકુચિત ખાસ ધર્મ કે સંપ્રદાયમાં પેસવું નહિ 'યત્સત્યં' તદુપાસિતવ્યમ્' જે સત્ય તત્ત્વ છે તેની જ ઉપાસના કરવી. કોઈ એક ખાસ ધર્મની અંધ શ્રદ્ધાથી તત્ત્વદૃષ્ટિનો લોપ થઈ જાય છે, સાધક ઉદાર ભાવનાના વિશુદ્ધ પ્રદેશમાં પ્રવેશ કરી શકતો નથી. ઉલટું તિરસ્કાર, દ્વેષ અને ક્રોધથી તેનું હૃદય વિવેકશૂન્ય થઈ જાય છે તેથી 'સર્વ ધર્મોને છોડી દેવાનું એ તાત્પર્ય છે કે એક જ લક્ષ્યને સિદ્ધ કરવા માટે અનેક સાધક મુમુક્ષુ પોતપોતાની સગવડ તેમ જ રુચી પ્રમાણે પોતપોતાના સુગમ માર્ગથી ચાલે અને ધારેલા સ્થાને પહોંચી જાય. જે માર્ગથી હું જાઉં છું, તે માર્ગે જો બીજા કોઈ ન જાય તો તેમનો દ્વેષ કે તિરસ્કાર કરવાની કાંઈ જરૂર નથી. વસ્તુતઃ તત્ત્વ એક જ છે આપણો આત્મા જ ભગવાન છે. હું, તમે, કે સમસ્ત જગત્ તેનાથી ભિન્ન નથી. વિષ્ણુ પુરાણમાં કહ્યું છે–

**एकः समस्तं यदिहास्ति किंचित्**
**तदुच्यतो नास्ति परं ततोन्यत् ।**
**सोऽहं स च त्वं स च सर्वमेत-**
**दात्मस्वरूपं त्यज भेदमोहम् ॥**
**(૨-૧૬-૨૩)**

સમસ્ત ચરાચર પ્રાણીઓનાં હૃદય જ તેનું પવિત્ર મંદિર છે તે સર્વગત ઘટ-ઘટનિવાસી અંતર્યામી

પૂર્ણાત્મા પરમેશ્વરની સાથે આપણે અનન્ય-નિષ્કપટ પ્રેમ કરવો જોઈએ. સર્વ ધર્મોમાં એક જ તત્વ રૂપથી છૂપાએલું છે. તે તાત્વિક દૃષ્ટિમાં નિમગ્ન થવું એજ સર્વધર્મોનો સમન્વય છે. આ તાત્વિક દૃષ્ટિ કોઈ પણ ધર્મથી વિરુદ્ધ પડતી નથી. તેમાં લેશ માત્ર પણ વિવાદની વાત નથી.

ભેદદર્શી દ્વૈતવાદી લોકો પોતાની ભિન્નભિન્ન સંકુચિત સિદ્ધાંતોની વ્યવસ્થા કરવા માટે દૃઢ અભિનિવેશપૂર્વક એક બીજાના મતનું ખંડન કરીને રાગ-દ્વેષ આદિ કીચડમાં ફસાઈને પરસ્પર વિરોધી બની જાય છે. પરન્તુ આ તાત્વિક અદ્વૈત સિદ્ધાંત કોઈની પણ વિરુદ્ધ પડતો નથી. કેમકે તેનું સર્વ-અભિન્ન, સર્વાત્મ, એક, અદ્વિતીય, વિશાળ તત્ત્વ જ લક્ષ્ય છે. તેમાં ભેદભાવનું નામનિશાન પણ નથી. પરાયાપણાનો વિચાર જ નથી. મારા-તારાનો અત્યંત અભાવ છે. આ અદ્વૈતસિદ્ધાંત અસ્પર્શયોગ છે. તેમાં રાગ-દ્વેષનો સ્પર્શ નથી. આ સમસ્ત પ્રાણીઓને માટે સુખકારક તેમજ હિતકારક છે. તે કોઈની સાથે પણ વિવાદ કે વિરોધ કરતો નથી. એવો તાત્ત્વિક સિદ્ધાંતનો જે શાસ્ત્રે (ગીતાએ) કે જે ગુરુએ (શ્રીકૃષ્ણ ભગવાને) ઉપદેશ આપ્યો છે, તેમને હું શ્રદ્ધાપૂર્વક નમસ્કાર કરૂં છું.

તે ઉદાર ભાવનાના વિશાળ પ્રદેશમાં પ્રવેશ કરવાથી સાધકને તત્ત્વદૃષ્ટિ પ્રાપ્ત થાય છે. ત્યારે સંકુચિત ક્ષેત્રવાળા ધર્મથી તેની આસ્થા ઉડી જાય છે તે એક જ આત્મ સ્વરૂપની પ્રેમમયી દૃષ્ટિથી સર્વને જુએ છે. એજ ગીતાના કથન પ્રમાણે સર્વધર્મોને છોડી દેવારૂપ છે.

(૨)

ભગવાને સર્વ ધર્મ તજી દેવા કહ્યું તેમાં 'ધર્મ' શબ્દથી નિષિદ્ધ ધર્મો જ સમજવાં વિહિત ધર્મો નહિ. ગીતામાં ભગવાને કહ્યું છેઃ—

**यज्ञदान तपः कर्म न त्याज्यं कार्यमेव तत् ।**
**यज्ञोदानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥ १८-५**

'યજ્ઞ, દાન અને તપરૂપ વિહિત કર્મો ત્યાજ્ય નથી. પરન્તુ કર્તવ્ય છે. કેમકે યજ્ઞ, દાન અને તપ મહાન વિદ્વાનોને પણ પવિત્ર કરે છે.

તેટલા માટે 'સર્વ ધર્માન્ પરિત્યજ્ય'નો બીજો અર્થ એ થયો કે નિષિદ્ધ ધર્મોનો મન, વાણી, અને કર્મથી પરિત્યાગ કરીને એક માત્ર ભગવાનના શરણમાં થઈ જવું. શાસ્ત્રમાં માનસિક, વાચિક, અને કાયિક નિષિદ્ધ કર્મ સંક્ષેપમાં દસ પ્રકારનાં કહેલાં છે.

માનસિક નિષિદ્ધ કર્મ ત્રણ પ્રકારનાં છે.

૧ બુરી દાનતથી બીજાનું ધન લઈ લેવાનો વિચાર કરવો.

૨ મનથી બીજાનું અનિષ્ટ ઇચ્છવું.

૩ મિથ્યા-તુચ્છ વસ્તુઓમાં અત્યંત આસક્તિ કરવી.

વાચિક નિષિદ્ધકર્મ ચાર પ્રકારનાં છે.

૧ કઠોર વચન બોલવું.

૨ જૂઠું બોલવું.

૩ ચાડી ખાવી.

૪ ગાંડાની પેઠે જેમ તેમ બકવું (ગાળ દેવી વગેરે.)

કાયિક નિષિદ્ધ કર્મ ત્રણ પ્રકારનાં છે.

૧ બીજાના પદાર્થને અન્યાયથી લઈ લેવો.

૨ સ્વાદને માટે નિર્દોષ પ્રાણીઓનો વધ કરવો.

૩ પરસ્ત્રીનો ઉપભોગ કરવો.

જ્યાં સુધી મનુષ્યો આ નિષિદ્ધ કર્મોનો પરિત્યાગ ન કરે, ત્યાં સુધી તે ભગવત્ શરણાગતિનો અધિકારી થઇ શકતો નથી. નિષિદ્ધ કર્મોના ત્યાગથી જ મનુષ્ય શુદ્ધ બનીને ભગવાનને શરણ થવાનો અધિકારી થાય છે.

(૩)

'ધર્મ' શબ્દથી વર્ણધર્મ આશ્રમધર્મ, સાધારણ ધર્મ, અસાધરણ ધર્મ, ઇત્યાદિ નિત્ય-નૈમિત્તિક કામ્ય-પ્રાયશ્ચિતરૂપ વિહિત ધર્મો પણ લઈ શકાય છે. 'ત્યજ ધર્મમ્ અધર્મંચ' આ સ્મૃતિ વચન પ્રમાણે અધર્મની સાથે ધર્મને પણ લઇ શકાય છે. આથી એ તાત્પર્ય નીકળ્યું કે વિહિત-અવિહિત સર્વ ધર્મોને છોડી દઈ, સર્વ ધર્મના અધિષ્ટાતા એક માત્ર શુદ્ધાનંદ અદ્વિતીય પરમાત્માના શરણમાં જવું. 'આ સર્વ વિહિત ધર્મોનું અનુષ્ઠાન ઇશ્વર હોય કે ન હોય તેની ચિંતા નહિ. ભગવાનના એકમાત્ર અનુગ્રહથી કૃતાર્થ થઈ જઈશ. એવા 'સર્વતો ભાવેન' મન, વચન તેમજ કર્મ (દેહ) થી ઇશ્વરના શરણમાં થવું જ મારૂં પરમ કર્તવ્ય છે. ઇશ્વર શરણ

જ સર્વ ધર્મોનું મૂળ છે પ્રતિક્ષણ પરમાનંદ ઘન ભગવાનનું ચિંતન કરવું એ જ પરમ ધર્મ છે. તેનાથી વધારે બીજો કોઇ ધર્મ નથી.' એવો દૃઢ નિશ્ચય કરીને સંસારના સર્વ વર્ણાદિ ધર્મોની ચિંતા કે વર્ણાદિ ધર્મોના અભિમાનથી મુક્ત થવું જ સર્વ ધમ નો ત્યાગ કરવા રૂપ છે. આ આચાર્ય પ્રવર શ્રી મધુસૂદન સ્વામીનો સિદ્ધાંત છે.

અહીં એ પ્રશ્ન ઉઠે છે કે ભગવચ્છરણાર્થી જો વિહિત ધર્મોનો પરિત્યાગ કરે, તો તેને મહાન પ્રત્યવાય થાય, શાસ્ત્રોમાં પણ કહ્યું છેઃ—

**नानुतिष्ठति यः पूर्वां नोपास्ते यश्च पश्चिमाम् ।**
**स शुद्र वद्बहिष्कार्यः सर्वस्माद् द्विजकर्मणः ॥**
**अकुर्वन् विहितं कर्म निन्दितं च समाचरन् ।**
**प्रसज्जंश्चेन्द्रियार्थेषु नरः पतनमृच्छति ॥मनु०॥**

એટલે જે દ્વિજ (બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય) પ્રાતઃ તેમજ સાયં સંધ્યાની ઉપાસના કરતા નથી તે શૂદ્રના જેવા થાય છે. દ્વિજ જાતિના કર્મોમાં તેનો અધિકાર રહેતો નથી. જે વિહિત કર્મો કરતા નથી, ઇંદ્રિયોના વિષયોમાં અત્યંત આસક્ત થઈને નિષિદ્ધ કર્મો કરે છે, તે પાપની પોટલી બાંધીને નરકાદિ નીચ સ્થાનોમાં પડે છે. તેથી વિહિત કર્મોનો ત્યાગ શ્રેયસ્કર નથી.

તેનો ઉત્તર એ છે કે સંધ્યા આદિ નિત્ય-નૈમિત્તિક વિહિત ધર્મોનો ત્યાગ માત્રથી દોષ લાગતો નથી. કેમ કે વિહિત કર્મો ન કરવાં એ અભાવ છે. અભાવથી ભાવરૂપ પાપની ઉત્પત્તિ થતી નથી. એ પ્રત્યક્ષ સિદ્ધ છે પરન્તુ બહિર્મુખ મનુષ્ય વિહિત કર્મોનો પરિત્યાગ કરીને જરૂર કાંઇને કાંઇ કરશે જ, ભગવત્ ચિંતન તો બહિર્મુખ વ્યક્તિથી થઈ જ શકતું નથી જેમ ગીતામાં કહ્યું છે—

**न हि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।**

'કર્મ ન કરીને પણ કોઇ એક ક્ષણવાર પણ બેકાર રહી શકતું નથી' આ પ્રાણી માત્રનો સ્વાભાવિક નિયમ છે, એટલે વિહિત કર્મોને છોડી દેવાથી બહિર્મુખ મનુષ્ય નિષિદ્ધ કર્મોને જરૂર કરશે. અને પરિણામે નિષિદ્ધ કર્મના સેવનથી પાપની ઉત્પત્તિ અવશ્ય થશે. તેથી કહેવામાં આવે છે કે વિહિત કર્મો ન કરવાથી પાપ થાય છે. તેની મતલબ એ છે, કે વિહિત કર્મો ન કરવાં એ નિષિદ્ધ કર્મ કરવા રૂપ છે.

અહીં ભગવાનની શરણે જવાની ઇચ્છાવાળો વિહિત ધર્મોનો ત્યાગ કરીને એકાગ્રતા તેમ જ અનન્ય ભક્તિથી સકલ ધર્મશિરોમણી રૂપ ભગવાનના ચિંતનમાં તત્પર થાય છે. નિષિદ્ધકર્મ કદી કરતો જ નથી. તેને તો તે પહેલેથી જ છોડી દે છે. તેથી તેનાવડે પાપની ઉત્પત્તિ થતી નથી. બલ્કે ભગવાનના ચિંતનથી મહાન્ પુણ્યનો જ ઉદય થાય છે. જો તે ભગવાનનું ચિંતન છોડી દે, તો તે ભગવાનનો શરણાર્થી પણ ન રહે, બહિર્મુખ થઇ જાય અને બન્ને બાજુએથી ભ્રષ્ટ થયો કહેવાય. તેથી વિહિત કર્મો તજીને તેને બદલે ભગવત્ચિંતન કરનારો પુરુષ પ્રત્યવાયી (પાપી) થતો નથી, જો કે ભગવત્પ્રેમીને માટે યોગ્ય છે, કે તે જ્યાં સુધી બની શકે ત્યાં સુધી લોકસંગ્રહને માટે વિહિત કર્મો જરૂર કરતા રહે, પરન્તુ ભગવત્ ચિંતનમાં વિશેષ તન્મયતા થતાં પરવશતાની અવસ્થામાં વિહિત કર્મ આપોઆપ છૂટી જાય છે. કહ્યું છે—

**न कर्माणि त्यजेद्योगी कर्मभिस्त्यज्यते ह्यसौ ।**

યોગી કર્મોને ન તજે, જો કર્મ તેને તજી દે તો તેમાં કોઇ ચિંતાની વાત નથી.

(૪)

'ધર્મ' શબ્દથી ધર્મના કારણભૂત કર્મને પણ લઇ શકાય છે. એટલે અનન્ય ભક્તોએ લૌકિક, વૈદિક, સર્વ કર્મોનો ત્યાગ કરી દેવો જોઇએ. સંપૂર્ણ કર્મોનો ત્યાગ થયા સિવાય મનુષ્ય નિવૃત્તિપરાયણ કદી થતો નથી. તે ઈશ્વર ચિંતનમાં અહર્નિશ લાગી રહી શકતો નથી. તેથી લૌકિક અને વૈદિક સર્વ કર્મોના સંન્યાસની આવશ્યકતા છે સંપૂર્ણ કર્મોને તજીને—વિરક્ત, નિઃસ્પૃહ સંન્યાસી બનીને 'સર્વાત્મા અદ્વય અચ્યુત ભગવાન જ હું છું. મારા સિવાય બીજું કાંઇ પણ નથી.' આ પ્રકારે સદા—સર્વદા દૃઢ ધારણા કરવી એ જ સર્વધર્મોનો પરિત્યાગ છે. આ ભાષ્યકાર આચાર્ય શ્રી શંકરભગવત્પાદનો સિદ્ધાંત છે.

(૫)

'ધર્મ' પદથી દેહધર્મ, ઈંદ્રિયધર્મ, પ્રાણધર્મ, મનોધર્મ, બુદ્ધિધર્મ આદિ ધર્મોને પણ લઈ શકાય આ સર્વ ધર્મોનો પરિત્યાગ કરીને ભગવાનરૂપ આત્માના શરણમાં થવું જોઈએ. બ્રાહ્મણત્વ આદિ જાતિ, દેવદત્ત આદિ નામ પિતા—પુત્ર આદિ સંબંધ

કાળું-ગોરૂં આદિ રૂપ તેમજ જન્મ લેવો-મરવું. ચાલવું, ફરવું, બેસવું આદિ દેહના ધર્મ છે. જોવું, સૂંઘવુ, સાંભળવું, સ્વાદ લેવો; સ્પર્શ કરવો, લેવું-દેવું આદિ ઇંદ્રિયોના ધર્મ છે. ભૂખ-તરસ આદિ પ્રાણોના ધર્મ છે. સુખ દુઃખ, સંકલ્પ-વિકલ્પ આદિ મનના ધર્મ છે કર્તા-ભોક્તાપણુ, નિશ્ચય કરવો એ બુદ્ધિના ધર્મ છે. આ સર્વ દેહાદિના ધર્મ છે, દેહાદિ સિવાય સાક્ષીરૂપ ચિદાત્મારૂપ મારામાં આ ધર્મો નથી. હું ચિદાત્મા આ સર્વ ધર્મોથી રહિત છું, અસંગ છું, નિર્લેપ છું, નિર્વિકાર છું' એવો દઢ નિશ્ચય કરીને દેહાદિના ધર્મોની ઉપેક્ષા કરવી એજ સર્વ ધર્મોનો પરિત્યાગ છે. આચાર્ય શ્રી શંકર ભગવત્પાદે કહ્યું છે—

**न त्वं देहो नेन्द्रियाणि न प्राणो न मनो न धीः ।**
**विकारित्वाद्विनाशित्वाद् दृश्यत्वाच्च घटो यथा ॥**

**विशुद्धं केवलं ज्ञानं निर्विशेषं निरंजनम् ।**
**यदेकं परमानन्दं तत्त्वमस्यद्वयं परम् ॥**

( સદાચારાનુસંધાનમ્ )

હે મુમુક્ષુઓ! જેમ વિકારી, વિનાશી, તેમજ દ્રશ્ય હોવાથી ઘટરૂપ તું નથી તેવો વિકારી, વિનાશી તેમજ દૃશ્ય હોવાથી તું દેહ, ઇંદ્રિય, પ્રાણ, મન, તેમજ બુદ્ધિરૂપ પણ નથી. તું અવિકારી, અવિનાશી તેમજ દૃષ્ટા છે. જે વિશુદ્ધ, કેવળ, નિર્વિશેષ, નિરંજન, પરમાનંદ સ્વરૂપ, એક, અદ્વિતીય, વિજ્ઞાનઘન પરમ તત્ત્વ છે તેજ તું છે. એવો નિશ્ચય કરીને આ દેહાદિના તુચ્છ ધર્મોને પોતાનામાં માન નહિ,

(૬)

અથવા 'ધ્રિયતે આશ્રિતો ભવતિ-ઇતિ ધર્મઃ' આ વ્યુત્પત્તિથી 'ધર્મ' શબ્દ દશ્ય, પરિચ્છિન્ન, જડરૂપ, અજ્ઞાન અને અજ્ઞાનના કાર્ય સમસ્ત સંસારરૂપ અનાત્મવર્ગને બતાવે છે. ભગવાનરૂપ આત્મા સિવાયના સર્વ કલ્પિત પદાર્થ લેવાથી 'સર્વધર્માન્' આ વાક્યનો સર્વ શબ્દ અમર્યાદિત બની જાય છે. ગીતામાં ભગવાને કહ્યું છે-

**अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः ।१०-२०**
**क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत १३-२**
**'वासुदेवः सर्वमिति'**

એટલે 'હે ગુડાકેશ અર્જુન! સર્વ ચરાચર ભૂતોના હૃદયમાં સાક્ષીરૂપથી વર્તમાન આત્મા હું જ છું.' 'હે ભારત! શરીરરૂપી સર્વ ક્ષેત્રોમાં રહેનારો ક્ષેત્રજ્ઞ આત્મા હું જ છું' વાસુદેવ જ સર્વ છે.' બીજું કાંઈ નથી. એવો તમે નિશ્ચય કરો.

આત્મા સિવાય સંપૂર્ણ નામ-રૂપવાળી વસ્તુઓને મિથ્યા કલ્પિત રૂપથી નિશ્ચય કરવો એજ સર્વ ધર્મને છોડવારૂપ છે. આચાર્ય શ્રીશંકરસ્વામી પણ કહે છે.

**अनात्मचिन्तनं त्यक्त्वा कश्मलं दुःखकारणम्**
**चिन्तयात्मानमानंदरूपं यन्मुक्ति कारकम्**

( વિવેક ચૂડામણિ)

અર્થાત્ તમામ દુઃખોનું કારણ મહાન પાપમય અનાત્મચિંતનનો ત્યાગ કરો અને મુક્તિના કારણરૂપ આનંદસ્વરૂપ આત્માનું જ સર્વદા ચિંતન કરો.

આ પ્રમાણે ધર્મ શબ્દના બીજા પણ અનેક અર્થો થઇ શકે છે. ગીતાની સંસ્કૃત ટીકાઓમાં તથા મહાત્માઓના અનુભવમાં આ અર્થોનો સંગ્રહ છે. વિસ્તારભયથી એ સર્વનો ઉલ્લેખ અહીં કરતો નથી



## આધીનતા

ન કુછ હમ હંસકે સીખે હૈં ન કુછ હમ રોકે સીખે હૈં,
જો કુછ થોડા સા સીખા હૈ કીસીકે હોકે સીખે હૈ

**અર્થ: હું કોઇ જ્ઞાન હસીને શીખ્યો નથી, કે કોઈ જ્ઞાન રડીને પણ શીખ્યો નથી, પરંતુ જે કાંઇ શીખ્યો છું તે બધું બીજાનો બનીને શીખ્યો છું.**

કવિ 'અજીજ'

# પ્રેમપ્રભાવ

લે. શ્રી. નાનુભાઇ ભુરાભાઈ ઠાકોર, ધર્માલંકાર

**न साधयति मां योगो न सांख्यं धर्म उद्धव।**
**न स्वाध्याय स्तपस्त्यागो यथा भक्तिर्ममार्जिता॥**

સંત તુલસીદાસજી કહે છે કે —

" તુલસી વસીકરણ મંત્ર હે,
તજીએ વચન કઠોર;
મીઠી મીઠી વાત હે,
વશીકરણ નહિ ઓર."

ઇશ્વર પ્રત્યેની નિષ્કામ ભક્તિ એ જ પ્રેમ. શ્રીમદ્‌ભાગવત પણ કહે છે કે —

"શ્રી કૃષ્ણ કહે છે કે હે ઉદ્ધવ! મારા પ્રત્યેની વિશુદ્ધ ભક્તિ મને જે રીતે વશ કરી શકે છે, તે રીતે યોગ, સાંખ્ય, ધર્મ, વેદાધ્યયન, તપ કે ત્યાગ વશ કરી શકતાં નથી."

પ્રેમ વગરનું જીવન શુષ્ક છે. પ્રેમ જેવી શક્તિ બીજી એક પણ નથી. પ્રેમથી દરેક હૃદયને જીતી શકાય છે. શત્રુઓને પણ પ્રેમથી જીતી શકાય છે, વળી સરકસમાં જંગલી જાનવરોને પણ પ્રેમથી જ વશ કરેલાં હોય છે. પ્રેમ અજીત છે, તેનું મહાત્મ્ય અવર્ણનીય છે, તથા તેની શક્તિનું માપ અગાધ છે.

સાચા ધર્મનો સમાવેશ એકલા નહાવા, ધોવામાં અથવા તો યાત્રા અગર દેવમંદિરમાં જવાથી સંપૂર્ણ થતો નથી પણ દરેક પ્રાણી માત્ર ઉપર પૂરતો પ્રેમ રાખવો તે મુખ્ય ધ્યેય પણ તેમાં આવે છે. જેમ સૂર્યનો પ્રકાશ પડવાથી અંધકાર લય પામે છે તેમ શુદ્ધ પ્રેમ આગળ દરેક જાતના મતભેદ, ઇર્ષા, રસાકસી વગેરેનો પણ લય છે. પ્રેમથી અધિક એક પણ ધર્મ નથી. આની સત્યતા ભેદ તજવાથી આપોઆપ માલમ પડશે. આ દુનીઆ પ્રેમમાંથી પ્રગટ થએલી છે, પ્રેમમાં ચાલે છે અને આખરે લય પણ પ્રેમમાં જ થશે, ઇશ્વર એ પ્રેમની પ્રતિમા છે. માટે પ્રેમના રહસ્યને સમજી તેને પૂર્ણ રીતે કેળવો.

વિશ્વપ્રેમની વાતો કરવી ઘણી જ સહેલ છે પણ જ્યારે તે વાતો ખરેખરી કસોટીના રૂપમાં ફેરવાય છે ત્યારે નાસીપાસ થવાનું કારણ મળે છે. જો કોઈ વ્યક્તિ બે કડવા શબ્દ કહે તો તરત જ મગજનું સમતોલપણું ન રહેતાં, તેના તે શબ્દો, અગર તો તેથી અધિક, તેના સામો પડઘો પડે તેમ, પાછા પધરાવી દેવાય છે. માટે આ બાબતમાં ક્ષમા એ જ ભૂષણ છે. ભર્તૃહરિ મહારાજ કહે છે કે—**क्षमा प्रभवितु** કોઇ માણસ આપણને શારીરિક પીડા કરે અથવા સંતાપ આપે અને આપણામાં તેના સામનો કરવાનું સામર્થ્ય હોવા છતાં તેને ક્ષમા આપીએ તો તે જ ઉત્તમ ભૂષણ છે. નિર્જીવ વસ્તુમાં પણ આપણે જોઈશું કે આંબાનું ઝાડ હોય અને તેના ફળ મેળવવા સારૂ પત્થર મારીએ તો તે આપણા પત્થર માર્યા છતાં ફળ આપી ઉલટા શાન્તિ પહોંચાડે છે.

કોઇ વ્યક્તિને દુઃખી જોઈ આત્મભોગ પણ આપી શકવો મુશ્કેલ થઇ પડે છે. ઇશ્વરી પ્રેમ મેળવવા જ જો મથન હોય તો જરૂરીઆત સિવાય કોઈ પણ વધુ વસ્તુની જરૂરનો ત્યાગ કરવો જરૂરી છે. ખરો આત્મત્યાગી તો આવી પણ વસ્તુનો ભોગ જો કોઈને જરૂર જણાય તો તે આપવા તત્પર થઇ જાય છે અને સંતોષ માને છે કે ઈશ્વરે આવી તક તેને આપી. મહારાજ ભર્તૃહરિ એક સમય કેટલાક દિવસ સુધી અન્ન ન મળતાં ફરતા ફરતા સ્મશાન ભૂમિ પર આવી પહોંચ્યા. ત્યાં ચિતા ઉપર એક મડદું બળી રહ્યા પછી થોડા અંગાર તથા પિંડ પડેલા હતા. તે લઇ તે પિંડને તેઓએ અગ્નિમાં પરિપક્વ કરવા સારૂ મૂક્યા. એટલામાં શ્રી શંકર ભગવાન પાર્વતીજી સાથે ગગનમાર્ગે ગમન કરી રહ્યા હતા. તેમની નજર મહારાજ ભર્તૃહરિ ઉપર પડતાં તેમને મળવાની ઇચ્છા થઇ અને તેઓ નીચે ઉતર્યા. ભગવાન તો ભક્તોની કસોટી તો કરે જ છે તે રિવાજ મુજબ શંકરભગવાન મહારાજ ભર્તૃહરિની પાછળ જઈ "**भिक्षान्देहि**" કહી ઉભા રહ્યા. આ શબ્દો સાંભળતાં જ મહારાજ ભર્તૃહરિએ પરિપક્વ તપેલા પિંડ (બાટી) તેમને અર્પણ કરી.

આ પ્રસંગ ખરો કેટલાકીના વર્ણવેલ છે અને

આટલો આત્મત્યાગ કદાચ વહેપારી જીવનમાં એકદમ ન આવી શકે પણ તે ધીરે ધીરે અમલમાં મૂકવાથી હૃદય શુદ્ધિને બળે અમુક સમય જતાં જરૂર સંપૂર્ણ રીતે કેળવાશે. આપણે વિશ્વપ્રેમની વાતો કરીએ છીએ પણ તેને અમલમાં મૂકવાને શક્તિમાન થતા નથી. ફક્ત મ્હોંએથી કંઇક લાગણીદર્શક શબ્દો ઉચ્ચાર્યા એટલે પોતાનું કર્તવ્ય પૂરૂં થયું એમ માની બેસીએ છીએ. આને દંભ ન ગણી શકાય તો બીજું શું?

વિશ્વ પ્રેમની વાતો કરતાં પહેલાં આપણે સાત્વિક વૃત્તિ હંમેશાં રાખીને પ્રાણી માત્રની નિષ્કામ અને શુદ્ધ હૃદયથી સેવા ઉઠાવવી જોઇએ. આથી ઈશ્વરી પ્રેમ મેળવવાનો માર્ગ આપણી સમક્ષ ખુલ્લો થાય છે.

પ્રેમ એ જીવનનું ધ્યેય છે. એ સિદ્ધાંત ઘણા મહાત્માઓ પણ કહી ગયા છે. શ્રીકૃષ્ણે મોરલીથી દુનીઆને પ્રેમ શીખવ્યો, મહાત્મા બુદ્ધ તો પ્રેમનો દરીઓ જ હતા, પરમ ભક્તોમાં પણ જોઇએ તો મીરાંબાઈ, ભક્ત નરસીંહમ્હેતા, સંત તુલસીદાસ વગેરેનો પણ પ્રભુ પ્રત્યે અટલ પ્રેમ હતો અને તેઓ પરમ સિદ્ધિને તે પ્રેમથી જ પામી શકયા હતા. આ આત્મકથાઓમાંથી સારાંશ એ જ છે કે પ્રેમના જ માર્ગમાં પંથ કાપવાથી સિદ્ધિ છે.

તે પરમ કૃપાળુ પરમાત્માને હરવખત યાદ કરો, તેનાં ગુણગાન ગાઓ, તેના નામના મંત્રનો હંમેશ ગુંજારવ કરો. તે સઘળે દૃષ્ટિગોચર છે, તેને દરેક વસ્તુમાં નિહાળો અને આ પંથે પળવાથી તે પરમ કૃપાળુ પરમાત્મા તેના બાળકને વધુ પંથ કાપવાનો શ્રમ નહિ આપે તે નિર્વિવાદ વાત છે. સંપૂર્ણ



# એકાત્મભાવ

લેખકઃ–**શ્રી પ્રહ્‌લાદ શુકલ**

(ઇન્દ્રવજ્રા)

(૧)

સમસ્ત શાસ્ત્રો સુવિચાર દેખો,
એકાત્મતા ધર્મ રહસ્ય લેખો;
એકાત્મભાવે પરમેશ પેખો
એકાત્મભાવે સુખ શાંતિ લેખો.

(૨)

એકાત્મભાવે સુવિશાળ બુદ્ધિ,
એકાત્મભાવે સઘળા વિશુદ્ધિ;
એકાત્મભાવે નિરખે નિરોગ,
એકાત્મભાવે સુસધાય યોગ.

(૩)

એકાત્મતા કારણુ કર્મ–કાંડ,
એકાત્મતા ભાવ વિના મનાંત,
એકાંત એકાતમભાવ માટ,
એકાત્મભાવે ટળશે ઉચાટ.

(૪)

એકાત્મતાથી વખણાય ભુક્તિ,
એકાત્મતા હીન ન કામ ઉક્તિ;
એકાત્મતા દર્શન યોગ યુક્તિ,
એકાત્મતા દર્શનથી પ્રશસ્તિ.

(૫)

એકાત્મભાવે સુખ દે પ્રવૃત્તિ,
એકાત્મભાવે સુખ દે નિવૃત્તિ;
એકાત્મ સંદર્શન એ જ ભક્તિ.
એકાત્મ સંદર્શન એ જ મુક્તિ.

(૬)

એકાત્મતા દર્શન એજ જ્ઞાન,
એકાત્મતા દર્શન એજ ધ્યાન;
એકાત્મ સંદર્શન એજ દાન,
એકાત્મ સંદર્શન છે પ્રધાન.

(૭)

એકાત્મભાવે નિરખે મહંતો,
એકાત્મભાવે વખણાય સંતો;
એકાંતભાવે સઘળા પ્રબંધો,
એકાત્મદર્શી વિચરે વિમુકતો.

(૮)

એકાત્મ દૃષ્ટિ સુખની જ વૃષ્ટિ,
એકાત્મ દૃષ્ટિ વિણુ સર્વ ભ્રષ્ટિ,
એકાત્મભાવે ન કદાપિ કષ્ટિ,
એકાત્મ દૃષ્ટે સઉ થાય દૃષ્ટિ.







ભક્તિમૂર્તિ

# મીરાંબાઈ

લેખક : શ્રી. શાંતિલાલ ઠાકર એમ. એ.

ભારતવર્ષમાં મધ્યયુગમાં લગભગ બધા જ પ્રાન્તોમાં ભક્તિનું એક સુમધુર પ્રબળ આંદોલન ફરી વળ્યું હતું. તેના પતિતપાવન પ્રવાહમાં આબાલવૃદ્ધ સર્વે લોકોએ, નીચ વર્ણથી માંડી ઉચ્ચ જાતિના બ્રાહ્મણોએ ડૂબકી મારી ભક્તિરસાયનના અમૃતનો સ્વાદ ચાખ્યો હતો, મત્ત આનંદમાં તેમનાં હૈયાં થનગની ઉઠયાં હતાં, આધ્યાત્મિક જીવનની ભવ્ય સુષમા તેમના પ્રાણને સ્પર્શી ગઇ હતી. આ ભક્તોની જીવનસાધના કેવળ નિષ્કામ પ્રેમમાર્ગની વિકટ છતાં દિવ્ય આહ્‌લાદમય ભૂમિકાઓમાંથી પસાર થઇ હતી. સાંસારિક આસક્તિઓ અને વિષયકામનાઓનો ત્યાગ તેમને સાહજિક બની ગયો હતો, કારણ કે તેમના શ્રવણપુટ પર અનાહત મોરલીનો મધુર નાદ અથડાઈ ગયો હતો. તેમની દૃષ્ટિને જગત્‌-નટવર મુર-



**જગતનું ઝેર ભક્તોને પ્રસાદીરૂપ છે, એનું પાન કરીને ભક્ત સ્વસ્થ બને છે.**

લીધરની મોહક છબિની ઝાંખી થઈ હતી, તેમના શુદ્ધ નિર્વિકાર હૃદય સિંહાસન પર તેમના ઇષ્ટદેવની મૂર્તિ આપોઆપ આવી બિરાજી ગઇ હતી. પણ તેમને સાધનાના સમયમાં, સાધનભક્તિની અનેક ભૂમિકાઓ સિદ્ધ કરવાનું ઘણું સહન કરવું પડયું હતું. ભગવાન માટે પરમ પ્રેમસ્વરૂપા ભક્તિએ તેમને તિતિક્ષા અને હૃદયબળની અપૂર્વતા અર્પી હતી સંસારના માનવીઓએ ભક્તો માટે ગેરસમજણ કરવામાં બાકી રાખી નથી, એ તો સઘળા દેશોનો આધ્યાત્મિક ઇતિહાસ સાક્ષી પૂરે છે. તેમના પયગંબર કારુણ્યમૂર્તિ ઈશુ ખ્રિસ્તને તેમણે વધસ્તંભની શૂળીએ ચઢાવ્યા હતા. પ્રાર્થનાપ્રેમી નરશાર્દૂલ પયગંબર મહમ્મદ સાહેબને તેમના જીવનનાં અનેક વર્ષ ગિરિકંદરાઓમાં સંતાઇને રણની બળતી સૂકી રેતીમાં એકલદોકલ છૂપાતાં

લપાતાં ભટકાને પૂરાં કરવાં પડ્યાં હતાં. અને ગિરધારીની લાડીલી રાધિકાના પુનરવતાર સમા મીરાંબાઈને પણ નસીબમાં વિષના પ્યાલા અને વિષધર ફણીની ભેટ જ લખેલી હતી. પણ ભક્તો એવી સઘળી મુશ્કેલીઓ અને વિટંબણાઓ સામે સફળતાથી ઝઝૂમ્યા છે. તેમનો એક માત્ર આધાર હતો ભગવાન પર અચલ શ્રદ્ધા. ઇષ્ટદેવની આરાધનામાં તન્મયતા, લીનતા, એકાગ્રતા, તેમને મન તેમના ઇષ્ટદેવની મૂર્તિ જ સાચું જગત હતું; જ્યારે આપણને પ્રતીત થતો સંસાર તેમને ભાસતો હતો ઝાંઝવાનાં જળ જેવો. તેવી મિથ્યા–તુચ્છ વસ્તુ અને તેમાં બનતી ઘટનાઓ તેમને તેમના વાસ્તવિક નક્કર અનુભૂતિઓના જગતમાંથી કેવી રીતે ચલાયમાન કરી શકે?

અવિરત આંસુ–પ્રેમના દર્દનાં સતત વહેતાં આંસુ હતાં તેમની સાધન સામગ્રી અકિંચનતા તેમની બાદશાહત હતી. ઇષ્ટદેવમાં નિષ્ઠા તેમનું અડગ નિકેતન હતું. પ્રણયના નીસાસા તેમની મિલ્કત હતી. દિવ્ય તૃષાનો તલસાટ તેમનું એક માત્ર આશ્વાસન હતું. જગતના પદાર્થોની લાપરવાહી તેમનું એકમાત્ર બખ્તર હતું. કઈક ભીષણ અગ્નિભઠ્ઠીમાંથી તેઓ પસાર થયા છે. [illegible] તેમની સઘળી અશુદ્ધિઓ પ્રાણની, હૃદયની, બુદ્ધિની અને શરીરની બળીને ખાખ થઈ ગઈ. રહ્યું માત્ર એક, અદ્વિતીય, સુવર્ણમય, શુદ્ધ, નિષ્કામ પ્રેમનું તત્ત્વ. આ હતો તેમના ભક્તિરસાયનનો કીમિયો. આ હતો તેમની સાધનાનો ચમત્કાર. રાતની રાતો તેમણે ભક્તિના દિવ્યદર્દના તલસાટમાં, પ્રણયના ઉન્માદમાં, ઇષ્ટદેવ સાથે સુમધુર ગોષ્ઠિમાં, આંસુની પરમપાવની ગંગામાં ડૂબકીઓ મારવામાં ગાળી છે. પ્રાકૃતજનોને ન સમજાય તેવી રીતે, પાગલની પેઠે, જગતના વ્યવહારની તેમણે ઉપેક્ષા કરી છે. છતાં પોતાના ઇષ્ટદેવની મૂર્તિના મુખ પરના ભાવો સમજવામાં, વાંચવામાં, તેને યોગ્ય પ્રતિકાર્યો સ્વાભાવિક રીતે જ આપવામાં તેમણે આશ્ચર્યકારક સૂક્ષ્મતા અને બુદ્ધિવૈભવ બતાવ્યાં છે. કેવી રીતે સમજાય આ મહાનુભાવ ભક્તઆત્માઓની જીવનસરણી? અને તેમનું અટપટું, પ્રેમસાગરનાં અતલ તલ ખુંદતું વિસ્મયજનક ઊર્મિતંત્ર? આર્યશાસ્ત્રોમાં અનેક ભક્તિ–આચાર્યોનાં નામ નજરે પડે છે. સનત્કુમાર, વેદવ્યાસ, શુક, શાંડિલ્ય, ગર્ગ, વિષ્ણુ, કૌંડિન્ય, શેષ, ઉદ્ધવ, આરુણિ, બલિ, **હનુમાન,** વિભીષણ, નારદ, ભક્તિરસનો પરમ **મહાસાગર એ** શ્રીમદ્ ભાગવત. ભાગવત **એટલે** ભક્તિની **મહિમા**વંતી પરમ ગાથા. નારદનાં અને શાંડિલ્ય**નાં ભક્તિ**સૂત્રો એ ભક્તિમાર્ગના પ્રયોગકારોનાં **ચરમ અવ**લોકનો, સિદ્ધાંતો, મંતવ્યો. પણ આ **ભક્તિસંતોના** જીવન તો ભક્તિસૂત્રો અને ભાગવત **પર જીવંત** ભાષ્યસમાં છે. જે તત્ત્વો તે અમૂલ્ય **ગ્રંથોમાંથી ન** સમજાય, તે એમનાં જીવનચરિત્રો **અવલોકવાથી** સહેજે સુબોધ બને. માટે જ ભક્તોનાં જીવનનું આટઆટલું ગૌરવ ગવાય છે, અને મહત્તા પૂજાય છે.

મીરાંબાઈ હતી એવી એક પ્રેમની જોગણ, ભક્તિરસાગરની ધૂપસળી. તે ધૂપસળીનો સુગંધ ગુજરાતભરમાં પ્રસર્યો છે. તેની જ્વાળાઓની ઊર્ધ્વગામી રેખા સરીખડી, સનાતન કાળ માટે અંકિત થયેલી છે. મીરાંબાઈમાં આર્યનારીની લજ્જાળુતા **અને નિષ્ઠા** છે; સુરીનો ગરબો પ્રેમ અને મસ્તી છે, દિવ્ય **અના**હત ઝંકારીના નાદનો પ્રતિબિંબસમ **મધુર સંગીત** છે; ભક્તિ નદીના કલરવસમી ભજનાવલી **છે; પ્રણ**યીનું વિરહ-દર્દ છે; સુહાગણની સંયોગ–રાત્રિનો મદભર ઉન્માદ અને ચિરતમ શાન્તિ છે; સ્ત્રીજનોચિત સ્વાભાવિકતા છે, હૈયાનો આર્ત પુકાર છે; ગિરધારીનાં લાડ છે, પ્રેમનું અકૃત્રિમ મંગલકૂજન છે, પ્રેરણાની સચોટ સુમધુર પદાવલિ છે. કોઈ અગોચર ભૂમિકાની અનુભૂતિની અસરકારકતા છે; ત્યાગીને જ સુલભ એવાં ભંવર–ગુંજનનાં ગુણગાયન છે; કોઈ દિવ્ય અ**ભિસારિકાની** ઉદ્દંડ ઉદ્દામતા છે.

મીરાંબાઈ એટલે પ્રેમભક્તિની પરાકાષ્ઠા; **અંતિમ** સમર્પણની સિદ્ધિ; વિરહમાર્ગની વીજળી; દર્દના સૂર છેડતી વિજોગણ સિતાર, આંતર **ચૈતન્યની અખૂટ** જ્યોતિકા; આત્મમગ્ન અંતર્મુખતાની અગ્નિજ્વાળા; રાજવંશી ભેખધારી ભભૂત–લગાવેલ **વનવગડાની** જોગણ.

એવી કંઇક હતી ભક્ત–કવયિત્રી **મીરાંબાઈ!**×

×ભક્તિમૂર્તિ મીરાંબાઈનું આ લેખક **મહાશયનું** સંપૂર્ણ પુસ્તક થોડા જ સમયમાં ભક્તિ**માર્ગ કાર્યાલય** તરફથી પ્રકાશિત થનાર છે. **પ્રકાશક**






પૂજારી **શ્રી. છોટાલાલ ત્રિવેદી**

આપના પૂજન માટે, આપના પાદોમાં જીવન–પુષ્પ અર્પણ કરવા મારૂં હૃદય વ્યાકુળતા અનુભવી રહેલ છે. ભટકું હું અહીં તહીં ઉન્મત્ત પૂતળી બની.

× × ×

કુસુમવનમાં વિચરણ કરૂં છું. જળતરંગો પર નાચતાં કમળ પર મારાં નેત્રો સ્થિર બને છે, બાળ-દિવાકરના તેજઃ કિરણો પત્ર પર ક્રીડા કરે છે. સુવર્ણ સાજ સજી જળરાશિમાં ઉષાદેવી સ્વસૌન્દર્ય નિરખી રહી છે, ઉપવનનાં પુષ્પો પ્રફુલ્લ બની મંદમંદ હસી રહેલ છે......

કમળપત્રની સુપ્તતાને સૂર્યકિરણોનું પાન કરી પ્રફુલ્લતામાં પરિવર્તન કરતાં નિરખું છું.

કમળપત્ર પ્રતિ મ્હને ઈર્ષ્યા થાય છે......

"મારૂં હૃદય કમળ કેમ નહિ? કયમ નહિ તૂ બાળદિવાકર મમ પરમાત્મન્!"

તત્ક્ષણ અંતરમાં દુ:ખ–રશ્મિઓ ઉદય પામે છે. તેમાંથી જળબિન્દુ સદશ એક અશ્રુ કમળ પત્ર પર સરી પડે છે, હું અલ્પતાનો અનુભવ કરૂં છું, ઉપર નજર ફેંકતાં નિરખું છું.

**તેજઃ પૂર્ણ દિનકરમાં—**
**ઓ પ્રભુ!**
**પ્રફુલ્લ મુખ નિરખી રહેલ છું,**
**નીચે...મારાં હૃદયમાં નિરખું છું—**
તો—
**ત્યાં કમળની કળી જ કયાં નિરખું છુ?**

× × ×



વિચરણ કરી રહ્યો છું સમુદ્ર તટે, કુસુમી ચીર પહેરી સંધ્યા અસ્તાચળ શિખરે મંદ મંદ હાસ્ય હસતી માલુમ પડે છે. નિજ અલ્પાયુ તેજ સાગર-તરંગો સાથે ક્રીડા કહેલ છે.

સંધ્યાના ગર્ભમાંથી સ્મિત, મધુર, અમૃતકૂપ સમાન રોહિણીપતિ ઉદિત થયા, સાગર વ્યોમ તરફ કૂદી, ઉછળી દોડી રહેલ છે.

કલ્પનાના અશ્વપર આરૂઢ થાઉં છું ને,—

"હું સાગર બનું, મમનાથ શશિ બને તો?"

—ને, તેજ પૂર્ણ નયનોમાંથી અશ્રુ સરી પડે છે.

ચન્દ્ર પર દષ્ટિ સ્થિર કરૂં છું ને,—
અંતર્યામી! આપને,—

નિરાકાર છતાં–સાકાર દેખું છું.

છતાં મારાં હીન હૃદયમાં સાગર સમાન ઉલ્લાસ ક્યાં?

નેત્રોથી ઝરતી અશ્રુધારા મુક્ત માળના મોતિયોની તરલ ક્રમબદ્ધ સમુદ્રમાં લીન થાય છે!!

× × ×

વ્યોમના અનંત છત્ર નીચે હું ભૂમિશૈયામાં પોઢી રહ્યો છું. આંખ મિંચામણી કરતા નક્ષત્ર-મંડળ અદૃશ્ય બને છે, સ્વર્ગ–ઝરૂખામાં એકલ તારો ચમકી રહ્યો છે......

મધ્ય રાત્રિની નિસ્તબ્ધતા અનેક ભાવનાની પ્રેરક બને છે.

"મારું હૃદય પૃથ્વી કેમ નહિં? મારો પ્રભુ તારક કેમ નહિ?"

'અનન્ત કાળ સુધી રમ્ય રાત્રિમાં હું અને મારો નાથ વિશ્રામ કરીએ, એક લય બનીએ.'
અને આત્મા પ્રત્યુત્તર દે છે,—

'પ્રભુ તો તારક જ છે, પરંતુ મૃત્યુ લોકના મૂઢ માનવી! ત્હારામાં પૃથ્વી સમાન તલ્લીનતા છે???........

### એશિયાના સર્વશ્રેષ્ઠ કવિ.........

# ગોસ્વામી શ્રીતુલસીદાસ

આજ સુધી ભારતવર્ષમાં તુલસીદાસજીનો અક્ષુણ્ણ પ્રભાવ છે તે જોતાં એમ કહી શકાય છે કે એશિયાભરમાં પ્રમુખ પાંચ–છ ગણ્યા ગાંઠ્યા કવિઓમાં



ગોસ્વામીજીનું સ્થાન સર્વોપરી છે. યુરોપવાળાઓ એમને કેવળ રામચંદ્રના ચરિત–લેખકના રૂપમાં જ જાણે છે, પરંતુ વસ્તુતઃ તુલસીદાસજી માત્ર એવડા (એકલા જ—ચરિત લેખક પૂરતા) જ નથી. રામભક્તિનું આટલું સુંદર ગુણગાન કોઈએ કર્યું જ નથી. દોઆબમાં કૃષ્ણભક્ત કવિઓનો એક ખૂબ જ મોટો સમુદાય હતો પરંતુ ગોસ્વામીજીએ કાશીમાં જ પોતાનું સરળ સાત્ત્વિક જીવન વ્યતીત કર્યું. એમની ખ્યાતિ અને પ્રસિદ્ધિ સમાન કોઈ કવિ થયો જ

નહિ. શિષ્ય તો એમના અનેક થયા, આજે તો કરોડોની સંખ્યામાં છે, પરંતુ એમના માર્ગ પર ચાલીને, એમની સમાન કાર્ય કરનાર એક પણ થયો નહિ. સેંકડો વર્ષ વીતી ચૂક્યાં, પરંતુ સમયના આ પરદાને ચીરતી ચીરતી આપણી દૃષ્ટિ જ્યારે આ સંતકવિ પર જાય છે તો આપણે જોઈએ છીએ કે એક પ્રખર તેજ-પુંજની પાવન મૂર્તિ ઉભી છે અને ભારતવર્ષને સત્ય માર્ગદર્શન કરાવી રહી છે—સાચો રસ્તો બતાવી રહી છે. ગોસ્વામીજીનો પ્રભાવ કદિ પણ ઓછો નથી જ થયો, પ્રત્યુત તે સદૈવ અધિકાધિક વધતો જ જઈ રહ્યો છે. શાક્ત-સાધનાના નામ પર બંગાળમાં જે કાંઈ આજ થયું કે થઈ રહ્યું છે, કેટલાક વામ ધર્મોમાં ખુલ્લા શૃંગાર દ્વારા જે ભાવનાને પોષણ મળ્યું છે. તેની તરફ જ્યારે અમારૂં ધ્યાન જાય છે ત્યારે અમે ગોસ્વામીજીના ઉપકારોનું મહત્ત્વ સમજી શકીએ છીએ. સર્વ પ્રથમ ઉત્તર ભારતમાં ગોસ્વામીજીએ જ એ બતાવ્યુ કે આપણે ચાહે તેટલા પણ પતિત કેમ ન હોઈએ, પ્રભુ અનંત દયામય છે, કરુણા-વરુણાલય છે અને તે દયામય પ્રભુના ચરણોમાં સાચી પ્રાર્થના એમાં જ છે કે નાના-મોટા, મર-અમર તમામને અમે પ્રેમ કરીએ. સર્વને 'પોતાના' સમજીએ, પોતાના માનીએ.

તુલસીદાસજીએ ધર્મના આટલા સુંદર, ઉચ્ચ અને વ્યાપક 'સ્વરૂપનો કેવળ નિર્દેશ માત્ર જ ન કર્યો, પરંતુ એમના જીવનકાળમાં જ એ ઉદાર ધર્મનો લોકોએ ખૂબ જ ઉત્સાહ અને આદરથી સ્વીકાર કર્યો-અપનાવ્યો. ગોસ્વામીજીએ કોઇ પંથ, મત યા સંપ્રદાય-પરંપરાની સ્થાપના ન કરી, કોઈ નવો માર્ગ ન ચલાવ્યો; તો પણ એમની રામાયણ આજ કોટિ-કોટિ મનુષ્યોને માટે 'બાયબલ' બની ચૂકી છે. કહેવું તો એ જોઇએ કે આ લોકોનું એ પરમ સૌભાગ્ય છે કે ગોસ્વામીજી જેવા પારદર્શી મહાપુરુષ એમને માર્ગદર્શક મળ્યા. સંસારના સર્વોત્તમ ગ્રંથના મૂર્તિમાન આદર્શના રૂપમાં રામાયણનું સર્વત્ર શ્રદ્ધા-ભક્તિ સાથે સ્વાગત થયું અને એનો અપ્રતિમ પ્રભાવ કેવળ અભણ જનસમુદાય પર જ ન પડ્યો પરંતુ ગોસ્વામીજીના પરવર્તી પ્રાયઃ સર્વે કવિઓએ એમના ચરણચિહ્નો પર ચાલવામાં, એમનું અનુકરણ તથા અનુસરણ કરવામાં પોતાનું ગૌરવ માન્યુ છે. વિશેષતઃ ગત શતાબ્દીના આરંભમાં જ્યારથી મુદ્રણકલાનો વિકાસ થવા લાગ્યો છે, ગોસ્વામીજીના ભક્તોમાં જાણે એક પૂર આવી ગયું છે, જે નિત્ય નિત્ય વધતું જ જઈ રહ્યું છે.

—સર જ્યોર્જ ગ્રિયર્સન



## ભાવના ભૂખ્યા ભગવાન્

ભગવાન્ પ્રેમના કે ભાવના જ ભૂખ્યા છે, એને પૂજા કરાવવાની કોઇ અભિલાષા નથી, કેવળ ભકતોનું માન વધારવા માટે અને એને આનંદ આપવા માટે જ ભગવાન્ પૂજાનો સ્વીકાર કરે છે, ખરી રીતે તો જે લોકો ભગવાનની પૂજા કરે છે, તે પૂજા કરનારને જ મળે છે, જેમ દર્પણમાં પોતાના જ મુખની શોભા દેખાઈ આવે છે તેમ પૂજા કરનારને જ એ પૂજાનો વિશેષ દિવ્ય આનંદ પ્રાપ્ત થાય છે.

**શ્રી ભાગવત**




નિર્દેશક.-શ્રી છોટાલાલ ત્રિવેદી

(૧)

સળગી રહી વિશ્વમાં અમર જ્યોત,
છવાયો ગગન તળમાં પ્રકાશ;
મુજ માનવ! તૂં બન ઓતપ્રોત,
ના બન નિરાશ–ના બન ઉદાસ.

(૨)

ખિલી રહી કલી, હસી રહ્યાં ફૂલ,
જગે પ્રસરી અમ હિત વસન્ત:
વિહંગો, વિકસો માનવતા તરૂ–
ઉમડ નવજીવન દિગદિગન્ત!



(૩)

સત્ય ઉજ્જવળ આંગણુથી,
છુટે જ્ઞાનનાં સતત નીર,
આળસ, વિમૂઢતા તજ માનવ!
તૂ જાણુ, કર્મ–પથ સમીર.



(૪)

આગે ધપો, છો વહ્યા કંટક પદ તળે,
ના રોકી શકે એ ભિષણુ–કાળ;
વિશ્વ ભાલ પર ગમન કરીને–
નિરખો 'સત્ય-પ્રેમ-રવિ–બાળ'!

(૫)

જીવનમાં દુઃખ? ના, ના, છે સુખ!
માનવ તૂ ભૂલ રોગ ને શોક;
અમરજ્યોત એ સત્ય પ્રેમની,
પ્રગટશે અંતરગૃહે ભકિત થકી!!!







# પરાવિદ્યા અને પરાભકિત એકજ છે

ઉપનિષદ્‌માં પરા અને અપરા એ બે વિદ્યાનો ઉલ્લેખ છેઃ—

**द्वे विद्ये वेदितव्ये इति स्म यद् ब्रह्मविदो**
**वदन्ति परा चैवापरा च ।**
**तत्रापरा ऋग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्ववेदः**
**शिक्षाकल्पो व्याकरणं निरुक्तं छन्दो ज्योतिषमिति ।**
**अथ परा यया तदक्षर मधिगम्यते ॥**

(મુંડકોપનિષદ્)

બ્રહ્મજ્ઞાનીઓ કહે છે કે બે વિદ્યા જાણવા જેવી છે, પરા અને અપરા એ બેમાં અપરા વિદ્યા એટલે ઋગ્, યજુઃ સામ અને અથર્વવેદ, શિક્ષા (વેદ-ઉચ્ચાર પદ્ધતિનું શિક્ષણ,) કલ્પ (યજ્ઞ કરવાની રીત) વ્યાકરણ, નિરુક્ત (વૈદિક શબ્દોની ઉત્પતિ અને અર્થનો કોષ) છન્દ અને જ્યોતિષ અને જે દ્વારા અક્ષરબ્રહ્મને જાણી શકાય તે પરાવિદ્યા. પરાવિદ્યા અને બ્રહ્મજ્ઞાન એક જ છે. દેવી ભાગવતમાં પરાભક્તિ સંબંધી લખ્યું છે કે "જેવી રીતે તેલને એક ઠામમાંથી બીજા ઠામમાં નાખતી વખતે અવિચ્છિન્ન ધારા ચાલે છે તેવી જ રીતે મન જ્યારે એક ધારૂં ભગવાનનું સ્મરણ કર્યા કરે છે, ત્યારે જ પરાભક્તિનો ઉદય થાય છે."

બીજા બધા પ્રકારની ભક્તિ, એ પરા ભક્તિને પહોંચવાનાં પગથીઆં રૂપ છે. મનુષ્યોનો પ્રેમ જ્યાં પ્રતિદાન મળે છે, ત્યાં જ સાધારણ રીતે ઢળે છે, પ્રતિદાન મળે તો માણસ ઉદાસીન થઇ જાય છે. એવા બહુ જ થોડા જોવામાં આવે છે કે, જેઓ પ્રતિદાનની અપેક્ષા વિના જ પ્રેમનો પ્રવાહ ચલાવે છે આવા પ્રેમની તુલના પતંગના અગ્નિ પ્રત્યેના પ્રેમની સાથે સરખાવી શકાય. અગ્નિમાં આત્મસમર્પણ કરી પતંગ મરી જાય છે, કારણ એ એનો સ્વભાવ છે પતંગ એ સર્વોચ્ચ પ્રેમના દૃષ્ટાન્ત સ્વરૂપ છે જ્યારે આધ્યાત્મિક વિષયમાં આવો પ્રેમ જાગે, ત્યારે જ પરાભક્તિની પ્રાપ્તિ થાય છે.

પતંગીયું દીવા પ્રત્યેના પ્રેમથી સળગીને દીપક રૂપ—અગ્નિરૂપ બની જાય છે, બળવા છતાં એ દીપક પાસેથી દૂર ખસતું નથી તેમજ ભક્તો વિઘ્નોથી ડરીને ભકિતમાર્ગમાંથી દૂર હઠતા નથી.



દીપક કેરા પ્રેમમાં—સળગી મરે પતંગ

પ્રેમમાં લેવાદેવાનો ભાવ હોવો જોઇએ નહિ. જ્યાં આવી આશા રહે છે, ત્યાં યથાર્થ પ્રેમ ઉત્પન્ન

થઇ શકતો નથી; ત્યાં તો કેવળ પ્રેમની દુકાનદારી ચાલે છે, એમ કહી શકાય.

જ્યાં સુધી ભગવાન પાસેથી કંઇ મેળવવાની આશા રહે છે, ત્યાં સુધી ભક્તિ ભયમિશ્રિત હોય છે, અને જ્યાં ભય છે, ત્યાં પ્રકૃત પ્રેમનો વાસ નથી. આ પ્રેમપૂર્વક કરેલી ભક્તિ અને કંઈ મેળવવાની આશાથી કરેલ ભક્તિ વચ્ચેનો તફાવત નીચે આપેલા દૃષ્ટાંત પરથી સમજાશે.

એક વખત કોઇ બાદશાહને જંગલમાં ફરતાં ફરતાં એક સાચા સાધુની ભેટ થઇ. તે સાધુનું તેજ પવિત્રતા તથા તેનું પ્રકૃત જ્ઞાન જોઇને રાજા ઘણો ખુશી થયો, અને પોતાના રાજ્યમાં પધારવા માટે તેને ઘણો આગ્રહ કરવા લાગ્યો. પહેલાં તો તે સાધુ પુરુષે આવવાની ચોકખી ના કહી, પણ બાદશાહનો અતિશય આગ્રહ જોઇ થોડા દિવસ માટે તેઓ તેની રાજધાનીમાં ગયા. ત્યાં પહોંચ્યા પછી તે બાદશાહે આ સાધુ પુરુષને પોતાની પાસેથી દાન ગ્રહણ કરવાની વિનંતી કરી તેનો અતિશય આગ્રહ જોઇ તેમણે દાન સ્વીકારવાનું કબૂલ કર્યું; પણ બાદશાહ તે દાન આપતાં પહેલાં પ્રભુને પ્રાર્થના કરવા લાગ્યો કે, "પ્રભુ? મારી સંતતિમાં વધારો કર, મારી સંપત્તિમાં ઉમેરો કર, મારા રાજ્યનો વિસ્તાર વધારી આપ. અને મારૂં શરીર નીરોગી રાખ."

બાદશાહની આ પ્રાર્થના પૂરી થાય ત્યાર પહેલાં જ સાધુએ ઉઠીને ચાલવા માંડયું. આ જોઇને બાદશાહ તેની પાછળ દોડયો અને કહેવા લાગ્યો, "સાધુ મહારાજ? આપ દાનનો સ્વીકાર કર્યા વિના કેમ ચાલ્યા જાઓ છો?"

સાધુએ જવાબમાં કહ્યું. "ઓ ભિક્ષુક! હું ભિક્ષુકની પાસેથી ભિક્ષા લેતો નથી. તું સ્વયં ભીખ માગે છે, તો પછી મને શું આપી શકીશ? પાછો જા, અને મને મારે રસ્તે જવા દે."

આ દૃષ્ટાંતમાં ભિક્ષુક ભક્ત, અને ભગવાનના યથાર્થ પ્રેમી ભક્તની વચ્ચેનો તફાવત બતાવ્યો છે. મુક્તિ મેળવવાની ઇચ્છાથી કરેલી ભક્તિ પણ હલકા પ્રકારની જ છે પ્રેમના બદલામાં કંઇ પણ માગવું નહિ, પ્રેમ સમર્પી સામું કંઇપણ મેળવવાની ઇચ્છા રાખવી નહિ.

આગળ કહ્યું છે કે પ્રેમમાં કોઇપણ જાતનો ભય રહી શકતો નથી. ભયથી ભગવાન ઉપર પ્રેમ કરનારાઓ મનુષ્યત્વની નીચેની શ્રેણીમાં રહેનારા છે. ભગવાન સંબંધી તેમની ધારણા એવી હોય છે. કે એ એક મહાન પુરુષ છે, અને તેના એક હાથમાં ગદા, અને બીજા હાથમાં અભય છે, તેનો હુકમ નહિ માનવાથી તે સજા કરે છે આ જાતની ઉપાસના હલકા પ્રકારની છે, કેમ કે ખરા પ્રેમમાં ભય હોતો જ નથી. સંપૂર્ણ.



## જીવતાં મુડદાંઓ

જા ઘટ પ્રેમ ન સંચરે, સો ઘટ જાન મસાન;<br>
જૈસે ખાલ લુહારકી, સાંસ લેત બિન પ્રાન.

**અર્થ**: જે શરીરમાં પ્રભુપ્રેમ પ્રવેશ કરી શકતો નથી એ શરીરને સ્મશાન સમજવું જોઈએ. જેવી રીતે લુહારની ધમણ પ્રાણ વિનાની હોવા છતાં શ્વાસોચ્છ્વાસ લે છે તેવી જ રીતે એ **જીવતાં મુડદાંઓ હાલે-ચાલે, અને શ્વાસપ્રશ્વાસ લે છે.**

લેખક : શ્રી. કેશવલાલ જટાશંકર દ્વિવેદી.

# ભક્ત અને ભગવાન્



ભગવાન સુખરૂપ છે, અને શરીર દુઃખરૂપ છે. પ્રત્યેક શરીરધારી પ્રાણી પ્રભુને શરણે જઈ શકતા ન હોવાથી માનવદેહને મુક્તિનું દ્વાર કહેવામાં આવ્યું છે, માનવદેહ મળ્યા બાદ પ્રભુનું શરણ ન સ્વીકારનાર મનુષ્ય અવિદ્યામાં પડી જઈને અવશ્ય દુર્ગતિ પામે છે વેદ ભગવાન્ એની સાક્ષી આપે છેઃ—

**'अन्धं तमः प्रविशन्ति ये चाविद्यामुपासते'**

અર્થાત્ જે મનુષ્ય અવિદ્યાનો આશ્રય કરે છે, તે મહાન્ ઘોર અંધકારમાં—દુર્ગતિમાં પડે છે.

ગો. શ્રી. તુલસીદાસજી કહે છે કેઃ—ભગવદ્ ભક્તિ કરવી બહુજ કઠિન છે, જેવી રીતે રેતીમાં મળી ગયેલી ખાંડને કોઈ અલગ કરી શકતું નથી, પરન્તુ એ ખાંડના રસને જાણનારી કીડી એમાંથી ખાંડને શોધી કાઢે છે, એવી જ રીતે માનવ શરીરમાં પ્રત્યક્ષ રહેલા પરમાત્માને પણ સાધારણ મનુષ્યો ભજી શકતા નથી. પરન્તુ ભક્તિના પૂર્ણ રસિક મનુષ્યો જ ભગવત્ સ્વરૂપને જાણી શકે છે.



ભગવત્ સ્વરૂપને પૂર્ણ રીતે જાણ્યા બાદ કે—ભગવત્ શરણને સ્વીકાર્યા બાદ ભગવાન્ પોતે જ ભક્તનાં કોઈ કષ્ટો સહન કરી શકતા નથી, એટલે ભક્તનાં કષ્ટો તો ભગવાનને દૂર કરવાં જ પડે છે.

જો કે આ વસ્તુમાં પણ આધુનિક જનતાને વિશ્વાસ પડે તેમ નથી પરંતુ શાસ્ત્રો—પુરાણોની કથાઓને બાદ કરતાં ફક્ત બે—ચાર સૈકાઓમાં જ બની ગયેલા ભક્તોનાં થોડાં દૃષ્ટાન્તો પ્રેમી પાઠકો સમક્ષ રજુ કરું છું.—

[ ૧ ]

પોતાના જ હાથે ચમચક્ષુઓ ફોડી નાખ્યા પછી ભક્ત સૂરદાસને ભગવાન્ પ્રત્યે ભક્તિ અને સંસાર પ્રત્યે વૈરાગ્ય પ્રાપ્ત થયો હતો, એક વખત અંધ દશામાં તેઓ વૃંદાવનમાં ફરી રહ્યા હતા, રસ્તે ચાલતાં-ચાલતાં તેઓ ભૂલા પડ્યા, વારંવાર ઠોકરો ખાવી પડી, કોઈ કોઈ વખત તો તેઓ ગબડી પણ પડતા હતા, પરન્તુ આ મસ્ત ભક્તને શરીરનાં દુઃખોની ક્યાં પરવા હતી? એને તો પોતાના પ્રિયતમ

પ્રભુનાં દર્શનની જ તાલાવેલી લાગી હતી. અંતે જંગલમાં ભટકતાં ભટકતાં તેણે પ્રભુનું સ્મરણ કરવું શરૂ કર્યું, આંખોમાંથી ચોધાર અશ્રુઓ વહેવા લાગ્યાં.

અંતે ભક્તિપ્રિય માધવ ભગવાન્ બાલક સ્વરૂપે ત્યાં પધાર્યા અને પોતાના અનન્ય ભક્તની લાકડી પકડીને તેને અને સીધે માર્ગે મૂકી જઈને અંતર્ધ્યાન થઈ ગયા!

ભક્ત સૂરદાસનાં ચર્મચક્ષુઓ બંધ થઈ ગયાં હતાં પરંતુ એનાં અન્તશ્ચક્ષુઓ તો ખુલ્લાં જ હતાં, તેઓએ એ બાલક સ્વરૂપ ભગવાનને ઓળખી લીધા હતા, અંતર્ધ્યાન થઈ ગયા બાદ તેઓએ પ્રભુને કહ્યું -

**बांह छुडाये जातहो, निर्बल जानिके मोहिं।**
**हृदयसे जब जाहुगे मर्द बदोंगा तोहिं**

અર્થાત્ હે પ્રભુ! આપ મને નિર્બલ ગણીને મારો હાથ છોડીને તો જાઓ છો, પરન્તુ જ્યારે મારું હૃદય તજીને જાઓ ત્યારે જ હું આપને સાચા મર્દ માનું.

પરન્તુ એ નટવર-લીલાવિહારી પ્રભુ ભક્તના હૃદયથી દૂર જઈ શકે જ કેમ? ભક્તોનું હૃદય જ એનું નિવાસસ્થાન છે. અંતે પ્રભુને દર્શન આપવાં પડયાં અને ભક્ત સુરદાસજીના શરીર સહિત આત્માનાં તમામ દુઃખો નિવૃત્ત થયાં.

[૨]

થોડા સમય પહેલાં સદાશિવેન્દ્રસરસ્વતી નામના એક મહાત્મા દક્ષિણ દેશમાં થઈ ગયા. તેઓએ યોગસૂત્ર અને બ્રહ્મસૂત્ર ઉપર એવી સુન્દર અને સરલ વૃત્તિ લખેલી છે કે જેમાંથી વિદ્વાનોને સારો માર્ગ મળી શકે છે, એકવાર એના શહેરની બહાર એક મુસલમાન સરદારે ઉતારો કર્યો હતો, એનો જનાનો પણ સાથે હતો. સરદાર પોતાના જનાના સાથે એકાન્તમાં બેઠો હતો. એટલામાં શ્રી સદાશિવેન્દ્ર સરસ્વતી એ રસ્તેથી દિગમ્બર વેષમાં નિકળ્યા. પોતાની સામે જ આવો અવિવેક જોઈને સરદારને બહુ જ ક્રોધ ચઢયો, અને પોતાના નોકરોને તેણે હુકમ કર્યો:– "આ બદતમીજ બાવાને મારીને પાછો કાઢી મૂકો."

બધા નોકરો લાકડી લઈને એ મહાત્માને મારવા દોડયા, અને જેવી લાકડીઓ ઉગામી કે એ લાકડીઓ ત્યાંની ત્યાં જ રહી ગઈ! કોઈ નોકર લાકડી ઉઠાવવા સમર્થ થયો નહિં! જ્યારે સરદારને એ વાતની ખબર પડી ત્યાર એ પોતે મ્યાનમાંથી તલવાર કાઢીને એના સામે દોડયો, પરન્તુ એનો હાથ પણ ઉંચોને ઉંચો રહી ગયો!

જે ભક્તરક્ષક ભગવાને વિભીષણ પર રાવણે ફેંકેલી અમોઘ શક્તિ પોતાની છાતી પર ઝીલી હતી, એવા ભગવાનના ભક્ત પર ભલા કોઈ હાથ ઉઠાવી શકે ખરો? પહાડ પર ક્રોધ કરનારની ફૂંકથી કોઈ દિવસ પહાડ ઉડી શકે ખરો?

લક્ષ્મણજી ઉપર પરશુરામની ક્રોધ ભરેલી ફરશી ક્યાં ચાલી શકી હતી? તેત્રીસ કરોડ દેવતાઓ પોતપોતાનાં અસ્ત્રશસ્ત્ર સહિત ભગવદ્ભક્તોનું રક્ષણ કર્યા કરે છે. કારણ કે–

**જાકો રાખે સાંઈયાં, મારિ સકે નહિં કોય;**
**બાલ ન બાંકા કરિ સકે જો જગ વૈરી હોય**

ભગવાન્ જેનું રક્ષણ કરતા હોય એના વાળ વાંકો કોણ કરી શકે? સરદારને લાગ્યું કે આ કોઈ કરામતી સાધુ છે, અથવા ખુદાનો ફકીર છે,

સરદારને ખૂબ જ પશ્ચાત્તાપ થયો, અને તેણે મહાત્માજીના ચરણમાં પડીને માફી માગી!

[ ૩ ]

થોડા જ સમય પહેલાં ઉત્તર હિંદુસ્તાનમાં ચેતા નામનો એક માળી રહેતો હતો, પોતાની પત્ની સાથે એ ફૂલોની દુકાનપર બેસતો, એને ત્યાં સંતાનમાં કંઈ જ ન હતું, તે એટલો બધો સંતોષી હતો કે– રોજ આઠ આનાથી વધારે વેપાર જ કરતો નહિં, કોઈ દિવસ આઠ આનાથી પણ ઓછો વેપાર થાય તો એને ચિંતા પણ ન થતી, બધા લોકો એના સ્વભાવને જાણી ગયા હતા, એટલે ચેતા ભગત જેવી દુકાન ખોલે કે તરત જ એનાં ફૂલો ખપી જતાં, આઠ આનાનાં ફૂલો વેચીને બાકીનાં ફૂલ પોતે જુદાં જુદાં દેવાલયોમાં જઈને ચડાવી દેવાનું કામ કરતો. મંદિરની બાજુમાં જ એની દુકાન હતી, અને દુકાનનું ભાડું હતું રોજનો એક પુષ્પહાર!

એક દિવસ પૂર્ણિમાની રાત્રે ચેતા ભગત દાઉજીનાં દર્શન કરવા નિકળ્યા, દાઉજીનું મંદિર ૧૨ કોસ દૂર હતું, ચેતા ભગત દરેક પૂનમે ત્યાં જઈને દાઉજીના ચરણમાં પડતા અને પોતાની કાલી ઘેલી ભાષામાં પ્રાર્થના કરતા.

ચેતા ભગત મંદિરમાં આવ્યા અને બે હાથ જોડીને ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા, એની વૃત્તિ એટલી બધી તદાકાર બની ગઇ કે તેને પોતાના શરીરનું ભાન ન રહ્યું. દૈવયોગથી ઉપર બળતી એક બત્તીની ચિનગારી એની પાઘડીને લાગી ગઈ, અને પાઘડી બળવા લાગી ! લગભગ અર્ધો કલાક સુધીમાં તો એ પાઘડી લગભગ બળી ગઈ! ત્યાં તો મંદિરના પૂજારીની નજર ચેતા ભગત ઉપર પડી, એણે ચેતા ભગતને ધ્યાનમાંથી જાગ્રત કર્યા અને એના ઉપર બળતી આગને ઓલાવી નાખી; પરંતુ બધાને એક જ આશ્ચર્ય થયું કે ચેતા ભગતનો એક પણ વાળ બળ્યો ન હતો! ચેતા ભગતને બધાએ મળીને પૂછયું કે તમને આ આગ લાગી તેની ખબર છે? ત્યારે તેણે જવાબ આપ્યો કે "મને કંઇ જ ખબર નથી, હું તો ધ્યાનમાં ઠાકોરજી સાથે વાતો કરતો હતો."

[ ૪ ]

ગુજરાતના આદિકવિ ભક્તરાજ નરસિંહ મહેતાનો પ્રસંગ તો પ્રત્યેક મનુષ્યોને ખ્યાલમાં જ હશે કે:– ભગવાન સદાશિવની કૃપાથી ગોલોકમાં જઇને રાસ-દર્શનના આવેશમાં પોતાના હાથમાંની મશાલ બળતાં બળતાં એનો હાથ પણ મશાલની માફક બળતો હોવા છતાં તેઓને ભાન ન હતું, છતાં ભગવત્ કૃપા-સ્પર્શથી એના હાથને આંચ આવી ન હતી,

અને એવા જ એના જીવનના અનેક પ્રસંગોમાં ભક્તરાજ નરસિંહ મહેતાને ×અનેકવાર મરણભય ઉભા થયા છતાં ભગવાનની કૃપાથી તેઓને કોઈપણ વિઘ્ન બાધ કરી શકયાં ન હતાં. આ છે તન્મયતાની પરાકાષ્ટા અને ભગવાનની શરણાગત વત્સલતા!

× ભક્તરાજ નરસિંહ મહેતાનું સરલ વિસ્તૃત જીવનચરિત્ર ભક્તિમાર્ગ કાર્યાલય તરફથી થોડા જ સમયમાં પ્રકાશિત થનાર છે.



## 'પ્રતિકૂળતામાં છે પરમેશ્વર'

( સવૈયા )

પ્રતિકૂળતામાં છે પરમેશ્વર, એવું સુજ્ઞો જાણે છે,
જેથી દુ:ખ આવે છે ત્યારે હર્ષ ઘણેરો માણે છે–ટેક૦
પ્રગતિ પંથે પગલાં ભરતાં, આ નિશ્ચય જાણી લેવા.
વિપરીત પ્રસંગ આવે ત્યારે, પ્રસન્ન મનથી તે સહેવા;
રોગ કષ્ટ પોતાનાં કોઈને, મોં કરમાવી ના કહેવાં.
પોતાની હાનિનાં સંગો, બીજાને ન થવા દેવાં:
આવા વ્રતથી વર્તનાર પ્રભુને નિજ નિકટે આણે છે.–જેથી૦
સુખના અધિકારી જન જગના, ભય-કલેશોથી ના ડરતા,
સૌમાં શુભ જોવાના કૃત નિશ્ચયથી, કદીએ ના ફરતા,
મરણ ઉભું રહે સન્મુખ આવી, પણ તે જોઈ ન થરથરતા,
અનુકૂળ સઘળું વિમુખ થાય પણ, તે સમાહિત ચિત્તે ધરતા;
જીવનને વિજયી કરતા જે, સમવત્ સર્વ પ્રમાણે છે;–જેથી૦
વિપત્તિ આદિ સહેવું તેને, કંઈક જનો અઘરૂં સમજે,
કાજે તેના ગર્ભિત શુભનો અંશ જોઈ શકતા નર જે;
તાપત્રયથી પછી ન તપતા, સદા સર્વદા સાવધ જે,
સાવધ ! શુભ ઈચ્છે તો સતત, સર્વ પ્રસંગે વીર થજે;
પ્રભુપ્રાપ્તિનો એજ માર્ગ છે, તેથી શાસ્ર વખાણે છે.–જેથી૦



શ્રી જીવરામ ખુશાલદાસ ઠકર





# ભક્તિ અને ભક્તિશૃંગાર



લે. પ્રો. શ્રી. ગજેન્દ્રશંકર લાલશંકર પંડ્યા
એમ. એ. બી. ટી.



રસશાસ્ત્રાનુસાર ભક્તિને રસમાં ગણતા નથી, છતાં તે રસ છે એમ સિદ્ધ કરી શકાય છે શૃંગાર રસ અને ભક્તિરસ ભિન્ન નથી એવું કેટલાક માને છે પરન્તુ તાત્વિક દૃષ્ટિએ જોતાં શૃંગારરસમાં સ્થાયીભાવ સ્નેહ છે. સ્નેહ અથવા પ્રેમ અને ભક્તિ રસનો સ્થાયી-ભાવ સ્નેહ અથવા પ્રેમ બંને જૂદા દેખાય છે. જયાજયન્તમાંના જેવી પ્રેમભાવના વિકારરહિત છે એવા પ્રેમને દિવ્ય પ્રેમ કહી શકાય છે. જેને શૃંગાર-રસ માન્યો છે તે રસમાંની પ્રેમભાવના દેહસંબંધ અપેક્ષે છે જ્યારે દિવ્ય પ્રેમ ભાવનામાં ને સંબંધને સ્થાન નથી. ભક્તિ પ્રભુની તેમ જ માનવની હોઈ શકે પરન્તુ એ શબ્દનો અર્થ આપણે શબ્દોચ્ચાર કરતાં જ પ્રભુ પ્રત્યેના પ્રેમભાવની આપણા હૃદયમાં સ્ફૂરણા કરે અથવા તે અર્થની સંભાવના જાગૃત કરે છે. જ્યારે શૃંગારરસનાં નાટકો અને કાવ્યોમાં વિશેષે માનવ પ્રતિ જ પ્રેમભાવના વ્યક્ત થાય છે અને તે દેહસંબંધ, ઇન્દ્રિયસુખ આદિ ધ્વનિત કરે છે. આથી ભક્તિરસને શૃંગારરસથી ભિન્ન માનવો જરૂરનો છે. વત્સલરસ શૃંગારનો એક પ્રકાર કહી શકાય કેમ કે તેમાં પણ ઇન્દ્રિયસુખ સંભવે છે. ભક્તિરસ પ્રભુ-પ્રત્યેની પ્રેમભાવના વ્યક્ત કરતો ઇન્દ્રિયોથી પર છે.

આ ન્યાયે ગૂજરાતી કવિઓનાં કાવ્યો તપાસીએ તો તે કેવળ ભક્તિનાં કાવ્યો છે કે ભક્તિશૃંગારનાં? એ પ્રશ્ન ઉદ્ભવે છે. ભક્તિનું કાવ્ય હોય તો તેમાંથી ભક્તિથી થતો નિર્મલ આનંદ નિષ્પન્ન થવો જોઇએ. કેમકે ભક્તિ કદાપિ શુષ્ક નથી. શૃંગારની જે ભાવના ઉપર આલેખી તે ધ્યાનમાં લેતા ભક્તિ અને શૃંગા-રનું મિશ્રણ કેવી રીતે કવિઓ કરે છે તે જોવાનું રહ્યું.

આ પ્રકારનાં ભક્તિકાવ્યોમાં પ્રેમાનંદનું સુદા-માચરિત્ર, કાળિદાસનું પ્રહ્‌લાદાખ્યાન, વિગેરે સળંગ કાવ્યો મૂકી શકાય. મામેરાંને રામનારાયણ પાઠકે મર્મહાસ્યનું કાવ્ય ગણાવ્યું છે. પરન્તુ મૂળ પાયો તો ભક્તિનો જ છે. આથી હાસ્યરસ ભક્તિરસનો એ કાવ્યમાં પોષક માત્ર છે. નરસિંહે પણ સુદામાચરિત્ર લખ્યું છે. તે ભક્તિનું કાવ્ય ખરૂં પણ કવિ તરીકેની એમાં સફળતા નથી. કેમકે શાસ્ત્રીય રીતે ભક્તિરસ સંપૂર્ણ નિષ્પન્ન થતો નથી. જ્યારે જયદેવ કવિનું ગીતગોવિંદ ભક્તિ તથા શૃંગાર બંનેની છાયાથી ઓતપ્રોત હોવાથી તે ભક્તિશૃંગારનું કાવ્ય બને છે. એવી રીતે નરસિંહની ચાતુરી, છત્રીશી ને ષોડશી મૂકી શકાય.

હવે નાનકડાં પદો યા કાવ્યો લઈએ. જેમ કે મીરાંબાઈનું જાણીતું કાવ્યઃ—

**મુજ અબળાને મોટી મિરાંત બાઇ,**
**શામળો ઘરેણું મારે સાચું રે.**
**વાળી ઘડાવું વિઠ્ઠલવર કેરી,**
**હાર હરિનો મારે હૃદયે રે;**
**ચિત્ત માળા ચતુરભુજ ચૂડલો,**
**શીદ સોની ઘેર જઈએ રે. મુજ૦**
**ઝાંઝરીઆં જગજીવન કેરાં,**
**કૃષ્ણજી કલ્લાં ને કાંબી રે,**

વિંછુવા ઘુઘરા રામ નારાયણના,
આવરણ અંતરજામી છે. મુજ૦
× × ×
સાસરવાસો સજિને બેઠી,
હવે નથી કાંઇ કાચું રે,
મીરાંબાઈ કહે પ્રભુ ગિરિધર નાગર,
હરિને ચરણે જાચું રે. મુજ૦

એમ જ—

બોલમાં, બોલમાં, બોલમાં રે,
રાધાકૃષ્ણ વિના બીજું બોલમાં.
સાકર શેરડીનો સ્વાદ તજીને,
કડવો લીમડો ઘોળમાં રે. રાધા૦
× × ×




મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર,
શરીર આપ્યું સમતોલમાં રે. રાધા૦

આ કાવ્યમાં પ્રથમ કાવ્ય જોતાં મીરાંબાઈને સર્વત્ર શ્રીકૃષ્ણ વિના અન્ય કાંઇ દષ્ટિગોચર થતું નથી. પાર્થિવ વસ્તુઓ શ્રીકૃષ્ણસ્વરૂપ લાગે છે. પાર્થિવતામાં લેશ માત્ર પણ એને આનંદ યા મમતા નથી. આથી શ્રીપરમાત્માના ચરણની યાચના કરતી, એના સ્વરૂપમાં તલ્લીન બનતી શ્રી પરમાત્મામય બનેલી દષ્ટિવાળી મીરાંબાઈનો અંતર આનંદ સંપૂર્ણ ધ્વનિત થાય એવું આ ભક્તિરસનું ધ્વનિત કાવ્ય છે.

બીજા કાવ્યમાં પણ રાધાકૃષ્ણ વિના અન્ય કાંઈ પણ બોલવાની જીભને તે મના કરે છે. એનો ભાવાર્થ સર્વ ઇન્દ્રિયો રાધાકૃષ્ણમાં મશગુલ બની તે મય બની જાય એ છે. એ અર્થ ધ્વનિત છે. કાવ્યની ખૂબી સ્પષ્ટાર્થમાં નથી પણ ધ્વનિમાં છે. જે દૃષ્ટાંતો એક પછી એક આવે છે તે પણ એ જ ધ્વનિનું પ્રતિપાદન કરે છે એમાં પણ પાર્થિવપણાનો ત્યાગ કરે છે અને રાધાકૃષ્ણ પરત્વે જ તલ્લીન બનતા ઘનસ્નેહાનંદનો અનુભવ કરે છે એ ધ્વનિ કાયમ રહે છે.

એવું એનું બીજું કાવ્ય—

હાં રે કોઇ માધવ લ્યો, માધવ લ્યો,
વેચંતી વ્રજનારીરે.
માધવને મટુકીમાં ઘાલી,
ગોપી લટકે મટકે ચાલીરે.

અને એ અર્થનું—નરસિંહનું કાવ્ય—

ભોળી રે ભરવાડણ, હરિને વેચવા ચાલી,
સોળસહસ્ર ગોપીનો વ્હાલો.
મટુકીમાં ઘાલી. ભોળી૦
અનાથના નાથને વેચે, આહિરની નારી,
શેરીએ શેરીએ સાદ પાડે,
લ્યો કોઇ મોરારી. ભોળી૦
× × ×

વળી મીરાંબાઈનું બીજું કાવ્ય—

**રામ રમકડું જડિયું રે રાણાજી,**
**મને રામ રમકડું જડિયું.**
× × ×
**સૂત શિખરના ઘાટથી ઉપર**
**અગમ અગોચર નામ પડિયું રે.રાણા૦**
**બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર**
**મારૂં મન શામળીઆ શું જડિયું રે.**

આ કાવ્યોમાં સ્નેહથી થતો ઉન્માદ છે. એમાં કોઈ પણ પ્રકારની વિષયવાસના કે ઇન્દ્રિય લોલુપતાની ઝાંખી પણ નથી. આથી આવાં કાવ્યો ભક્તિરસનાં શુદ્ધ કાવ્યો છે. શિવાનંદ કવિનું શ્રી શંકરની ભક્તિના પૂર્ણ આહ્‌લાદનાં કેટલાક કાવ્યમાંનું નીચેનું કાવ્ય–પદ એ જ અર્થની સાખ પૂરે છે.

**હાં રે આવો તો રુદ્ર દેખાડું**
**અદ્‌ભૂતરૂપ ત્રિપુરારિ રે.**
**જૂટ જટામાં ગંગા ઝલકે,**
**અંગે શૈલકુમારી રે. હાં રે૦**

તાત્પર્ય કે ઘન ભક્તિથી વિચરતો આન . ધ્વનિત રહે છે.

હવે ભક્તિશૃંગારના કાવ્યો–બે–પદો તપાસીએ —

દયારામ કવિનું જાણીતું કાવ્ય. —

**શ્યામરંગ સમીપે ન જાવું, મારે આજથકી,**
**શ્યામરંગ સમીપ ન જાવું–**
**જેમાં કાળાશ છે તે તો સહુ સરખું,**
**સર્વમાં કપટ હશે આવું. મારે૦**
× × ×
**મરકતમણિ ને મેઘ દૃષ્ટે ન જોવા,**
**જાંબુ વંત્યાક નવ ખાવું.**
**દયાના પ્રીતમ સાથે મુખે જાપ લીધો.**
**પણ મન કહે પલક ન નિભાવું.મારે૦**

આ કાવ્યમાં રિસામણી રાધાનો ઘનસ્નેહ વ્યંગ્ય છે. જિહ્‌વા કાંઈ ઉચ્ચારે છે. દિલ કાંઈ કહે છે. સુંદર ભાષા અને સુંદર ભાવનાથી આ કાવ્ય કાંઈક અનેરૂં જ ભાસે છે. શબ્દે શબ્દમાં રસ ઝરે છે. મૂળ ભાવ સ્નેહ જ છે. પ્રભુ પ્રત્યે એ સ્નેહ છે માટે તે ભક્તિકાવ્ય છે પરન્તુ એમાં માનવ સ્ત્રીજાતિની મનચ્છા, લાગણી, રિસામણાની રીત માનવ ઢબે વ્યક્ત થઈ છે એથી તે માનવ શૃંગારની ઝાંખી કરાવે છે તેથી તેમાં લૌકિક શૃંગાર છેઃ માટે આ કાવ્ય ભક્તિ શૃંગારનું છે. રાધાનો પ્રેમ ગાઢ, અવિભક્ત છે. આનંદભર છે પણ છેવટે કવિએ તેને માનુષિક ભાવનાથી રંગ્યો છે.

મીરાંબાઈનું એક કાવ્ય લઈએ—

**લેહ લાગી મને તારી અલ્યાજી,**
**લેહ લાગી મને તારી**
**કામકાજ મૂકયું ને ધામ જ મૂકયું,**
**મનમાં ચાહું છું મોરારી. અલ્યાજી.**
**ખભે છે કામળીને હાથમાં છે વાંસળી,**
**ગોકુળમાં ગૌ ચારી.**
**સોળ સહસ્ર ગોપીને તમો વરિયા,**
**તોય તમે બાળબ્રહ્મચારી. અલ્યાજી.**
**મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર,**
**ચરણ કમળ બલિહારી. અલ્યાજી.**

આ બે કાવ્યમાં માનવભાવનાનો આરોપ કર્યા છે ને ત્યાં નથી એ મૂળ વાચકને સમજાવવું સહેલ છે.

નરસિંહનાં જાણીતાં કાવ્યમાં

**જસોદા તારા કાનુડાને સાદ કરીને વાર રે**
ઇત્યાદિ…

ગોપીઓની શ્રીકૃષ્ણનાં મન પ્રત્યે જસોદાને ફરિયાદ છે પણ ધ્વનિ શો છે ? હૃદયમાંથી નિર્ઝરતો પ્રેમ અને તેમાં પણ ધ્વનિત થતો આનંદ, એ સુંદર ધ્વનિકાવ્ય છે. પણ એમાં વત્સલતા છે યા તો શૃંગાર ધ્વનિત છે. પ્રભુ જાણીને તે પ્રતિનો અલૌકિક ઇન્દ્રિય પર અનુરાગ જેમ શૃંગારમાળાનાં, વસંતનાં વિગેરે અનેક પદોમાં ભક્તિશૃંગાર જ વ્યક્ત થાય છે. ભાલણના પણ કેટલાક માટે ભાગે આવાં પદોમાં ભક્તિશૃંગાર છે. દયારામે તો ભાષાનાં લાલિત્યે અને ઉર્મિએ એ ભક્તિશૃંગારને અતિસુંદર દીપાવ્યો છે. પ્રેમાનંદે પણ દશમસ્કંધમાં અમુક અમુક સ્થળે એને સ્થાન આપ્યું છે. " **ધુતારી ધ્રમટાવાળી રે આંજ્યા વિના આંખડી કાળી રે** " એ કાવ્ય જાણીતું છે. ભાલણ અને દયારામ એ બન્નેનું મળતું આવતું " સજની કયાં રમીઆવી " કાવ્ય આ ભક્તિશૃંગારની ખાસ સાક્ષી પૂરે છે. નાગિદાસ આદિ કવિઓએ પણ એ માર્ગ ગ્રહણ કર્યો છે. '**જુઠડાને કયાં ઝાલું. જુવોને, સખિ, જુઠડાને કયાં ઝાલું**" "**કાનુડો કાળજાની કોર છે, બેની મારે કાનુડો કાળજાની કોર છે.**" ઇત્યાદિ કાવ્યો જાણીતાં છે.

આમ જેનાં મીરાંબાઈ, શિવાનંદ વિગેરે કવિઓનાં કાવ્ય, ભક્તિરસનાં છે અને દયારામ, નરસિંહ વિગેરેનાં કાવ્યો ભક્તિશૃંગારનાં છે. શાસ્ત્રીય રીતે આ વિભાગ ઘણાને ખૂંચે, પરન્તુ આ વિભાગ પાડવામાં તથ્ય છે એ સ્પષ્ટ જ છે.



# અભક્તોના લક્ષણ

અને

# એમની દુર્ગતિ

ભગવાન શ્રીકૃષ્ણે ગીતામાં અર્જુનને આસુરી સ્વભાવવાળા અસંતોનાં લક્ષણ નીચે પ્રમાણે બતાવ્યાં છે:—

(૧) જે કરવા યોગ્ય કામને ન કરવુ તથા ન કરવા યોગ્ય કામને તજવા ઇચ્છતો નથી, જે બહાર અને અંદરથી શુદ્ધ નથી, તથા જેમનાં આચરણ સારાં નથી, જે સત્ય નથી બોલતા.

(૨) જે જગતને આશ્રયહીન, અસત્ય, ઇશ્વર વિનાનું, કેવળ સ્ત્રી પુરુષના સંયોગથી જ બનેલું માને છે.

(૩) જે બીજાઓનું અહિત કરવા માટે મોટાં મોટાં ઉગ્ર કર્મ (પાપ) કરે છે, જગતનું અહિત કરવું તે જ જેમનું કામ છે.

(૪) જેમનામાં દંભ, માન અને મદ છે, જેમની મનોકામના કદિ પૂરી થતી નથી અને જેઓ મોહ-વશ દુરાગ્રહોને પકડી રહીને ભ્રષ્ટ આચરણ કરે છે.

(૫) જે મૃત્યુકાળ પર્યંત અનેક ચિંતાઓમાં ડૂબેલા રહે છે અને કેવળ વિષયોના સંગ્રહ અને ઉપભોગમાં જ આનંદ માને છે.

(૬) જે સેંકડો આશાની ફાંસીમાં બંધાયેલા છે, કામ-ક્રોધ જ જેમનો આધાર છે, જે કામોપ-ભોગ માટે અન્યાયપૂર્વક ધન આદિ પદાર્થોનો સંગ્રહ કરવાની ચેષ્ટા કરે છે.

(૭) જે એ જ વિચારોમાં રહે છે કે 'આજે આ મળ્યું, કાલે તે મળશે; આટલું ધન થયું છે, આટલું બીજું થઇ જશે; ફલાણા શત્રુને મારી નાખ્યો છે, બાકીના હું હવે પૂરા કરીશ, હું જ તો ઇશ્વર છું, ઐશ્વર્યો ભોગવનાર છું. સર્વ સિદ્ધિઓનો સ્વામી છું, બળવાન છું, સુખી છું, ધનવાન છું, મોટા વિચારવાળો છું. મારા સમાન બીજો કોણ છે? હું યજ્ઞ કરીશ, દાન કરીશ. બીજા સર્વે મારી સમક્ષ તુચ્છ થઈ જશે. મને ત્યારે જ મહાન સુખ થશે.

(૮) જેમના ચિત્તમાં હલકા પ્રકારના વિચારો ભર્યા છે, જે મોહજાળથી ઢંકાયેલાં છે, જે વિષય-ભોગોમાં અત્યંત આસક્ત છે.

(૯) જે પોતાને બહુ જ ઊંચા (શ્રેષ્ઠ) માને છે, ઘમંડી છે, ધન અને માનના નશામાં ચકચૂર છે. કોઈ શાસ્ત્રવિધિને ન માનતાં કેવળ નામને માટે યજ્ઞાદિ પાખંડ કરે છે.

(૧૦) જે અહંકાર, શરીર, ધન કે શાસ્ત્રના બળનો ઘમંડ, ગર્વ, કામના અને ક્રોધ પરાયણ છે, બીજાઓની નિંદા કરે છે અને એમને હેરાન કરે છે તે પોતાના અને બીજાઓમાં સ્થિત ભગવાનનો જ દ્વેષ કરે છે.

'એવા લોકો અશુચિ નરકોમાં પડે છે, હું (ભગવાન) આ દ્વેષ કરવાવાળા, અશુભ કર્મ (પાપ) કરનારા, નિર્દયી નરાધમોને સંસારમાં વારંવાર આસુરી યોનિઓમાં નાંખું છું.'

એ મૂઢ પુરુષો જન્મોજન્મ આસુરી યોનિને પ્રાપ્ત કરે છે. મને (ભગવાનને) પામતા નથી. અને તેથી પણ નીચ ગતિને (ભયંકર નરક) પામે છે.

(શ્રી ભગવદ્‌ગીતા અ. ૧૬)





# શ્રોતા થવું સહેલું નથી.

સદ્ગત **શ્રી વાડીલાલ શાહ**

। જુઓ ભાઇ! સાંભળવું એ પણ મોટી કળા છે. હજારમાં એકાદ બે માણસો જ સાંભળતાં શીખ્યા હોય છે, બાકીના બધા બહેરા હોય છે! સાંભળનારે બોલનારની દૃષ્ટિ સાથે પોતાની દૃષ્ટિ જોડી જ રાખવી કે જેથી બોલનારનો આશય સાંભળનારમાં ખેંચાઇ આવે. બોલનાર અને સાંભળનારની દુનિયાં તે વખતને માટે જાણે કે હયાતી જ ધરાવતી નથી એવું એકાંત મનથી જ ઉપજાવવું જોઇએ. એટલું જ નહિ પણ પોતાના બધા ભાવો અને વિચારોને પછી તે ગમે તેવા. સારા, સુંદર કે ઉંચા હોય તો પણ તે વખતને માટે દાબી રાખવા જોઈએ. પૂર્વના અનુભવો, શ્રવણો, મનનો, ખ્યાલો પૈકી કોઈને શ્રવણ દરમીયાન અવાજ કરવા માટે કોઇને સ્વતંત્ર રાખવા નહિ.



**બ્રહ્મજ્ઞાની સદ્ગુરુની ઉત્તમ શ્રોતાઓને મળતી તાલીમ**

અને એટલેથી પણ બસ થાય તેમ નથી. શ્રવણ કરાયેલી વાતમાં કોઇ એવી ઘટના કે સિદ્ધાંત કે દલીલ આવે કે જે શ્રોતાની લાગણીને આઘાત પહોંચાડે તો તેવે વખતે તે લાગણીને પણ દાબી દેવી જોઈએ. પછી ભલે તેની ચિકિત્સા પાછળથી કરવામાં આવે. અને પોતાને અનુકૂળ ન થઈ શકે તેવું તમામ ભલે બહાર ધકેલવામાં આવે આનું નામ છે ખરું શ્રવણ.

શ્રવણ એ મનુષ્યવિકાસનું અનિવાર્ય સાધન છે સ્થિરતા વગરના, તિવ્ર પિપાસા વગરના અહંભાવમાં નાચકૂદ કરનારા, આકર્ષવા, ઝીલવા અને સંગ્રહવાની તાકાત વગરના લોકો પાસે ઉપદેશ દેવા કે તેનાથી વાતો કરવા કોઈ જ જાણી તૈયાર ન જ થાય, **સંગ્રહવા બાદ સંગ્રહાયેલા તત્ત્વની સાથે કુસ્તી કરી. અનુકૂળને હજમ કરવાનું અને પ્રતિકૂળને ધકેલી કાઢવાનું જેનામાં સામર્થ્ય ખીલ્યું હોય, એવાની પાસે જ જ્ઞાનીઓ તત્ત્વજ્ઞાનની વાત કહે છે. તત્ત્વજ્ઞાન સહેલું નથી, તત્ત્વજ્ઞાન માટે તો ખાસ કાન જોઈએ.**

# પ્રેમ ★ ★લે. શ્રી. અનિરુદ્ધ જ. પરીખ

—"પ્રેમ...પ્રેમ" ના ટાયલાં શું કર્યાં કરો છો? પ્રેમ શું છે એ સમજો છો?

×

—'પ્રેમ' નું જ્વલંત દૃષ્ટાંત જોવું હોય તો જોઇ લેજો...કદિક દીપક પર આત્મબલિદાન આપનાર પતંગને...કે કમળના ફૂલમાં સમાઇ જનાર—એક એકને પ્રેમથી ભેટનાર—અજબ આત્મકથા સાધનાર ભ્રમર અને કમળને! કેવા પ્રેમથી ભ્રમર તેની પર બેસે છે? અને કમળ પણ કેવા પ્રેમથી તેને પોતાનામાં સમેટી લે છે? એ જોયું છે? એનું જ નામ પ્રેમ! નાહક 'પ્રેમ...પ્રેમ' ની બૂમો પાડી 'પ્રેમ'ને કલંકિત ન કરશો.

×

પ્રેમ, એ તો પ્રભુની મહાન પ્રસાદી છે. એ દિવ્ય અમૃત કાંઇ સામાન્ય માનવીને નથી મળતું. એને પામવા માટે તો ભવ્ય બલિદાનો આપવાં પડે છે.

તેરી મસ્તીમેં મસ્ત બના, મસ્ત બના હે;
દિવાના બના, મુઝકો તેરે પ્રેમમેં ડુબો હે.

×

'પ્રેમ' પોતે તો હંમેશાં શુદ્ધ જ છે. માત્ર વાસનાપ્રિય મનુષ્યોએ જ પોતાના ચાળાને ઢાંકવા માટે પોતાની વાસનાવૃત્તિને 'પ્રેમ' કહીને એને વિકૃત બનાવી દીધો છે.

×

જ્યાં લેશમાત્ર પણ વાસનાની—સ્વાર્થની છાયા હોય છે, ત્યાં પ્રેમ સંભવી જ શકતો નથી. પ્રેમ અને વાસનાને લેશમાત્ર સંબંધ નથી.

×

પ્રેમ...વાસના માટે નથી. વાસના માટે કરવામાં આવતો પ્રેમ, એ પ્રેમ જ નથી; પ્રેમને માટે જ પ્રેમ હોઇ શકે—થઇ શકે...'પ્રેમને માટે જ પ્રેમ'...એ સિદ્ધાંત જ સાચો છે. એમાં જ સાચો પ્રેમ છે.

×

પ્રેમનો સંબંધ શરીર સાથે નહિ, પણ આત્મા સાથે હોય છે. એક આત્માને (બંને શરીરધારી) બીજા આત્મા પ્રત્યે આવો આત્મપ્રેમ જવલ્લે જ હોય. શરીરનો સંબંધ નાશવંત છે, પણ આત્માનો સંબંધ—પ્રેમ નાશવંત નથી." ભલેને એક આત્મા શરીરથી વિમુખ થઇ જાય—મૃત્યુ પામે—તો પણ એનો પ્રેમસંબંધ ચાલુ રહી શકે છે.



## નકામો શ્રમ

**"जहां काम आवे सुई क्या करे तलवार"**

મનુષ્યો નકામી મહેનત કરે છે, જ્યાં સોયથી કામ પતી જતું હોય ત્યાં પણ તલવારનો ઉપયોગ થઇ રહ્યો છે, ધન, ધરા, ધામ વિગેરે માયિક વસ્તુઓ માટે આટલી માથાકૂટ શા માટે?

**સર જેમ્સ એલન**

મનુષ્યની આયુષ ૧૦૦ વર્ષની ગણાય છે, એમાંનો અર્ધો ભાગ તો રાત્રીમાં—ઉંઘમાં ચાલ્યો જાય છે, બાકીનો અર્ધો બાલપણુ અને વૃદ્ધાવસ્થામાં ચાલ્યો જાય છે, બાકી રોગ, વ્યાધિ, વિયોગ, આદિ દુ:ખમાં વીતી જાય છે, આવા મોટા જીવનમાં એક ક્ષણવાર પણ મનુષ્ય ભક્તિ કરી શકતો નથી. **શ્રીમદ્‌ભાગવત.**

# પ્રેમ અને બ્રહ્મ

લે-શ્રી. મણીભાઈ ભુલાભાઈ પટેલ. બી. એ. બી. ટી.

## પ્રેમ એટલે ?

પ્રેમ એટલે વિશ્વની સનાતન ભાવના, અલૌકિક ચૈતન્યના ભંડાર, દેહ અને આત્મા તેમ જ આત્મા અને પરમાત્માની ઐક્યની રસગ્રંથી, ચૈતનમયી સાંકળ, એના વિના ઐક્ય થવું અશક્ય, અલભ્ય. પ્રેમ એટલે જીવનનો પ્રકાશ ને આત્માનો વિકાસ.

## પ્રેમના પ્રકાર

પ્રેમના અનેક પ્રકાર છે જેવા કે માતૃપ્રેમ, પિતૃપ્રેમ, સંતતિપ્રેમ, દમ્પતિપ્રેમ, પરંતુ એ સર્વ પ્રેમમાં પરમપ્રેમ પરબ્રહ્મનો છે. એ પરબ્રહ્મનો પરમ પ્રેમ જ સંસારનો સાર છે ને સત્યરતનો આધાર છે. દયા, દાન, ભક્તિ અને જ્ઞાન એ પરમપ્રેમનાં જ સુખાવહ સાધન છે. એક રીતે દશ્ય અને અદશ્ય, સ્થૂલ અને સૂક્ષ્મનો સઘળો પારાવાર એ પ્રેમનો જ પારાવાર છે.

## પ્રેમ-વિશ્વનું પરમ-તત્ત્વ

પ્રેમ એ વિશ્વનું પરમતત્વ છે. એમાંજ માવન-જાતિનું શ્રેષ્ટમાં શ્રેષ્ટ સુખ વસે છે. અમેરીકન તત્વજ્ઞાની વોલ્ડો ટ્રાઈન કહે છે કે Not to love, is not to live, or it is to live a living death. પ્રેમ વગરનું જીવન એ જીવન નથી, પણ જીવતું મરણ છે. પ્રેમ એ આલમને અજબ જાદુઇ મંત્રથી આકર્ષનારૂં અલૌકિક તત્ત્વ છે. મહાનકવિ વડ્‌ઝર્વર્થ કહે છે કે:- We live by Admiration, Hope and Love. આપણે પૂજ્યભાવ (શ્રદ્ધા) આશા અને પ્રેમથી જીવીએ છીએ. પ્રેમ એ શ્રદ્ધા અને આશાને દોરવે છે.



## પ્રેમ-સઘળા સદ્દગુણોનું મૂળતત્ત્વ

પ્રેમ સઘળા સદ્દગુણોનું મૂળતત્ત્વ છે. પ્રેમ નવ સદ્દગુણોનો બનેલો છે (૧) સહનશીલતા, (૨) દયા, (૩) ઉદારતા, (૪) નમ્રતા, (૫) વિનય, (૬) નિઃસ્વાર્થતા, (૭) આનંદી સ્વભાવ (૮) ગુણદષ્ટિ અને (૯) સત્ય. જેનામાં નવે સદ્દગુણો ભરપૂર ભર્યા હોય છે તેને સંત કહે છે. સંત સમાગમ નીચને ઉચ્ચ બનાવે છે, ઇર્ષ્યા ને તૃષ્ણા ટાળી માન ને મદનો મેદ ઉતારી જીવનને સત્ત્વોથી ભરી દે છે. સંતસમાગમ કર્તવ્ય-પ્રાપ્તવ્યનો સરળ, સાચો અને પરમ સુખદાયક માર્ગ

બતાવે છે. શ્રી. તુલસીદાસજી સંત સમાગમનો મહીમા ગાય છે કેઃ—

**तनकरि मनकरि वचनकरि, काहु दूषन नाहिं।**
**तुलसी पेसे संतजन, रामरूप जगमांहिं ॥**
**जाके मनते उठि गइ, तिल तिल तृप्ना चाहि।**
**मनसा वाचा कर्मणा, तुलसी वंदत ताहि ॥**
**कंचन काँच हि सम गनै, कामिनी काष्ठपपान।**
**तुलसी पेसे संतजन, पृथिवी ब्रह्मसमान ॥**

કેવળ પ્રભુમાં જ સર્વ સદ્‌ગુણો સંપૂર્ણપણે વસે છે, કારણ કે પ્રભુ પ્રેમસ્વરૂપી છે, પ્રભુ પ્રેમ છે અને પ્રેમ તે પ્રભુ છે, જ્યાં પ્રેમ છે ત્યાં પ્રભુ છે—જ્યાં પ્રેમ નથી ત્યાં પ્રભુ પણ નથી.

**દ્વેષ–સઘળા દુર્ગુણોનું મૂળતત્ત્વ**

જેમ પ્રેમ સઘળા સદ્‌ગુણોનું મૂળતત્ત્વ છે, તેમ દ્વેષ સઘળા દુર્ગુણોનું મૂળતત્ત્વ છે. તેનાથી સાવધ રહેવાની ખાસ જરૂર છે. દ્વેષનો અવગુણ બીજાની મહત્તા આપણને જોવા દેતો નથી. દ્વેષનો અવગુણ નવ દુર્ગુણો ઉત્પન્ન કરે છે. (૧) ઇર્ષ્યા (૨) ક્રોધ, (૩) અભિમાન, (૪) અનુદારતા, (૫) ધાતકીપણું, (૬) મારા જેવો કોઈ પવિત્ર કે હોંશિઆર નથી એવી લાગણી, (૭) નાની નાની બાબતોમાં લાગી જાય તેવો સ્વભાવ, (૮) હઠીલાઇ અને (૯) મુજીપણું.

દ્વેષી મનુષ્યનું બાહ્ય રૂપાન્તર ચીડીઆપણામાં પરીણમે છે. ચીડીઆ સ્વભાવવાળો પુરુષ હૃદયનો રોગી હોય છે. તેનું હૃદય અંદરખાનેથી સડેલું હોય છે ને પ્રેમ વગરનું હોય છે. ચીડીઆ સ્વભાવથી જીવન ખારૂં થઈ જાય છે. એવા સ્વભાવથી જીવનની મીઠાશ ચાલી જાય છે, સ્ત્રી અને પુરુષનો સંબંધ શુષ્ક થઇ જાય છે, કુટુંબ અને મૈત્રીના પવિત્ર સંબંધો ઉપર છીણી મૂકાય છે અને જ્ઞાતિઓ અને સંસ્થાઓ તૂટી જાય છે. ચીડીયા સ્વભાવવાળા મનુષ્યને સ્વર્ગ કદાપિ મળે નહિ. જો તે સ્વર્ગમાં જાય તો તે સ્વર્ગપણ બીજા માણસોને વસવા લાયક રહે નહિ. ચીડીયા સ્વભાવવાળા મનુષ્ય જાતે દુઃખી થાય છે તેમ પોતાની સાથે સંબંધમાં આવનાર જીવોને પણ દુઃખનું કારણ થઇ પડે છે કારણ કે સહેજ પણ પ્રતિકૂળ પ્રસંગ જોતાં હૃદયનો ઉભરો ખીજાજ રૂપે બહાર નીકળે છે. ચીડીયા સ્વભાવવાળો મનુષ્ય પારકાના દોષો જ જુએ છે. તે આખા શરીરની સુંદરતા નહિ જોતાં ચાંદા ઉપર બેસનારી માખી જેવો છે. તેવો મનુષ્ય પારકાના દોષોને હોય તેથી વધારે વધારીને તેમાંથી પોતાનો લાભ મેળવવા મથે છે. તે વસ્તુસ્થિતિને અવળા સ્વરૂપમાં જ જુએ છે તેથી તેને જગત્‌માં કાંઈ સારૂં દેખાતું નથી. દ્વેષનો દુર્ગુણ દૂર કરવો ને પ્રેમનો સદ્‌ગુણ તેના સ્થળે સ્થાપવો જોઈએ.

**પ્રેમની ખીલવણીનો માર્ગ**

પ્રેમની ખીલવણીનો માર્ગ સહનશીલતા, સંયમ અને સેવામાં રહેલો છે. અથાગ દુઃખ અને અપાર ચિંતામાં પ્રેમની કસોટી થાય છે. બુદ્ધિ એકાન્તમાં ખીલે છે પણ ચારિત્ર્ય–પ્રેમભર્યું મીઠું ચારિત્ર્ય–જીવનપ્રવાહની મધ્યમાં ખીલે છે. ક્રાઇસ્ટ મહાત્માએ કહ્યું છે કે "તમારામાં સૌથી મહાન થવા માગતો હોય, તેણે સૌથી વિશેષ સેવા કરવી જોઈએ" સેવા લેવા કરતાં સેવા આપવામાં આત્માની વધારે સમીપ જવાય છે. પ્રેમ વગર સેવા થઈ શકતી નથી અને સેવા વિના સિદ્ધિ મળી શકતી નથી. ભાવ સિવાય પ્રેમ ઉત્પન્ન થતો નથી. આશા સિવાય ભાવ ઉત્પન્ન થતો નથી અને શ્રદ્ધા સિવાય આશા ટકતી નથી. શ્રદ્ધા, આશા અને પ્રેમની ત્રિપુટીથી જગત્‌માં મહાન કર્તવ્યો થઈ શકે છે. પ્રાર્થના એ પ્રેમનું સ્વરૂપજ છે. Lord Tennyson પ્રાર્થનાનું સ્વરૂપ નીચે પ્રમાણે વર્ણવે છે.—

He prayeth Well, who loveth well Both men and bird and beast; He prayeth best, who loveth best Both things great and small. For the dear God who loveth us ;He made and loveth all.

**પ્રેમનું અમરપણું**

પ્રેમ અમર છે, સ્થાયી છે, બધી વસ્તુઓ નાશ પામે તો પણ તે ટકે છે. ધન ચાલ્યું જાય છે, કીર્તિ નાશ પામે છે અને સંયોગો પ્રતિકૂળ બની જાય છે પણ પ્રેમનો પ્રકાશ અદ્‌ભુત અને સ્થાયી રહે છે. પ્રેમને કાળ સ્પર્શી શકતો નથી. પ્રેમ અનંત છે. પ્રેમ જ પરમાત્મા છે. પરમાત્મા પ્રેમના સાગરરૂપ છે. પ્રેમના સાગરમાં પ્રેમથી ભળવું એ આપણું કર્તવ્ય છે. પરમાત્માની સાથે એકતાના સંબંધમાં

આવતાની સાથે જ આપણે અન્ય સર્વ પ્રાણી પદાર્થોની સાથે એકતાના સંબંધમાં આવીએ છીએ કારણ કે પરમાત્મા સર્વના મૂળરૂપ છે અને આપણે તેના અંશ છીએ. આથી જ પરમાત્માના મહાન-ભક્તો પ્રેમલક્ષણા ભક્તિથી જ પરમાત્માની પ્રાપ્તિ કરવાની આશા રાખે છે.

**પ્રેમનું તાન**

પ્રેમનું તાન એટલું બધું ગાઢ હોય છે કે તેનાથી તન, મન અને ધનની શુદ્ધિ વિસરી જવાય છે ને સમયનું પણ ભાન રહેતું નથી. પ્રેમ અંકુશ સહન કરી શકતો નથી. રાજમાન્ય કાન્ત તેમના ચક્રવાક મિથુન નામના કાવ્યમાં પ્રેમના તાનનું યથાર્થ વર્ણન કરે છે કેઃ—

પ્રણયની પણ તૃપ્તિ થતી નથી,
પ્રણયનો અભિલાષ જતી નથી.
સમયનું લવભાન રહે નહિ
અવધિ અંકુશ સ્નેહ સહે નહિ.

**પ્રેમના તાનનો અધિકારી —**

પ્રેમના તાનવાળા અધિકારી મળવા દુર્લભ છે. રાજમાન્ય મણીલાલ નભૂભાઇ તેમના અભેદોર્મિ ગ્રન્થમાં આવા અધિકારી વિષે આલેખે છે કે.—

પૂરો પ્રેમી અંશ પ્રેમનું જ અંગ,
સદા ઝીલતો પ્રીતિતણા તરંગ,
મળે સાથ કદી લાખમાંથી એક,
ગહન પ્રેમ અકલ યોજના અભેદ.

**પ્રેમનો આનંદ**

પ્રેમનો આનંદ અપૂર્વ છે. રાજમાન્ય મણીલાલ નભૂભાઇ તેમના અભેદોર્મિ ગ્રન્થમાં તેનું યથાર્થ વર્ણન કરે છે કેઃ—

શકે અમૃતતણું પાન કર્યું છેક,
શીતલ શેક રોમ રોમમાં અનેક,
અદ્ભુત પ્રીતિ પાનનો કર્યો વિવેક,
ગહન પ્રેમ! તારી યોજના અનેક.

મનુષ્ય માત્રે પોતાના મનને એક સંતના શબ્દોમાં પૂછવું જોઇએ કેઃ—

મન તું મારા રે, બન તું પ્રેમના પરવાના,
હરિના નામથી કામ ક્રોધાદિક દુર્ગુણ ત્યાગી,
પ્રભુ પ્રેમે બન બનતું રાગી,
એ વિણ અન્ય ન કામના, હરિના નામના—

**પ્રેમની મહત્તા**

Giles Fletcher પ્રેમની મહત્તા વર્ણવે છે કે —

Love is the blossom where there blows Everything that livesor grows Love doth mare the Heavens to move, And the sun doth burn is love Love the strong and the weak doth yoke And makes the Ivy climb the oak

**બ્રહ્મ અને પ્રેમ**

બ્રહ્મ અને પ્રેમનું સર્વ વાતે ઐક્ય પ્રતિપાદન થાય છે. ઉભય સ્વરૂપે એક છે પણ ઉપાધિ વડે અનેક ભાસે છે. ઉભયની પ્રાપ્તિ અભેદ જ્ઞાનથી થાય છે, ઉભયનો આનંદ સમાન છે–ઉભય નિર્લેપ છે–ઉભય પ્રેમ અને બ્રહ્મ શબ્દ જ જુદા છે પણ વસ્તુ એક જ છે. ઉભયની કૃતિ, રીતિ, ગતિ જુદી નથી. મનુષ્ય માત્રની ફરજ તે જ પ્રેમ બ્રહ્મને પીછાણી તેની સાથે એક થવાની છે. ॐ तत्सत् ।



## સંતોનાં સુવાકયો

**જ્ઞાનગરીબી, હરિભજન, કોમલ વચન અદોષ;**
**તુલસી કબહુ ન છોડીએ ક્ષમા શીલ–સન્તોષ.**

**અર્થઃ**–જ્ઞાનમાં ગરીબી (નિરભિમાનીપણું) પ્રભુનું ભજન મધુરવાણી, દોષ રહિત કર્મ, ક્ષમા, સારો સ્વભાવ અને સન્તોષ આટલા સદ્ગુણોનો કદાપિ ત્યાગ કરવો ન જોઈએ.

—**સંત તુલસીદાસજી**

# શ્રીમદ્ વલ્લભાચાર્ય અને એમનો ભક્તિમાર્ગ

લે. ડુંગરસી ધરમસી સંપટ

શ્રીમદ્ વલ્લભાચાર્ય આંધ્ર દેશના બ્રાહ્મણશ્રેષ્ઠ લક્ષ્મણભટ્ટજીના પુત્ર હતા. એમની માતુશ્રીનુ નામ યલ્લમાગારૂ હતું. શ્રીલક્ષ્મણભટ્ટને એક પુત્ર અને બે પુત્રિઓ થઇ હતી. એને વૈરાગ્ય ઉત્પન્ન થયો. કુટુંબને છોડીને એ ગૃહત્યાગ કરીને ચાલી નીકળ્યા. શ્રીકાશીમાં પ્રેમાકાર નામે બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુનું શરણ એમણે શોધ્યું દરમ્યાન શ્રીયલ્લમાગારૂ પોતાના શ્વસુર સાથે પતિની શોધમાં નીકળ્યાં. મહાન ગુરુ તરીકે આ કુટુંબ કાશી પ્રેમાકારજીનાં દર્શને ગયાં. યલ્લમાગારૂએ સ્વામિજીનું ભાવપૂર્વક પૂજન કર્યું. સ્વામીજીએ પ્રસન્ન મુખથી તું પુત્રવતી થા એવો આશિર્વાદ આપ્યો. એટલે સસરાજીએ એનો પતિ અને પોતાનો પુત્ર દેશત્યાગ કરીને આવ્યા જ્યાની વાત કરી. એટલામાં બહાર ગયેલા શ્રીલક્ષ્મણભટ્ટ આવ્યા. પોતાનું કુટુંબ જોઇ આશ્ચર્ય પામ્યા. ગુરુના આગ્રહ અને આજ્ઞાથી તેઓ પોતાના કુટુંબ સાથે ઘેર ગયા. થોડા માસો પછી શ્રી લક્ષ્મણભટ્ટ સકુટુંબ યાત્રાએ નીકળ્યા, કાશી છોડયા પછી પ્રવાસમાં શ્રીવલ્લભનો જન્મ થયો હતો. વલ્લભ ચોથા સંતાન હતા. તે પછી પણ લક્ષ્મણભટ્ટને ત્યાં બીજાં બે સંતાનો જન્મ્યા હતા. શ્રીવલ્લભ સંવત ૧૫૩૫ના વૈશાખમાં જન્મ્યા હતા.

શ્રીવલ્લભનું શિક્ષણ એના પિતાએ આઠમા વર્ષથી શરૂ કર્યું. શ્રીવલ્લભ બુદ્ધિમાન બાળક હતા. અગીઆરમા વર્ષે એમના પિતાશ્રીનો સ્વર્ગવાસ થયો. તેઓશ્રી કાશીમાં સ્થિરવાસ કરીને રહ્યા હતા. શ્રી વલ્લભનું કુટુંબ લક્ષ્મણભટ્ટના સ્વર્ગવાસ પછી આંધ્રદેશમાં રહેવા ગયું. પરંતુ શ્રી વલ્લભે પંદર વરસો સુધી હિંદની ત્રણ પરિક્રમાઓ કરી. વિજયાનગરમાં એમનો કનકાભિષેક થયો એવી વાત પ્રચલિત છે. વિજયાનગરમાં એમણે પોતાના જ્ઞાનવિકાસ માટે પ્રયત્નો કર્યા હોય એ સંભવિત છે. સં. ૧૫૫૬ માં એમનો વિવાહ શ્રી દેવદત્તની પુત્રી સાથે થયો. એજ વરસમા એમણે શ્રીગોવર્ધનનાથજીનું મંદિર બંધાવ્યુ. અને આ પછી તરત જ એમના હૃદયમાં ભક્તિમાર્ગ સ્થાપવાની પ્રેરણા થઇ તેઓ સિદ્ધાન્તરહસ્ય નામના પોતાના ગ્રંથમાં શ્રાવણ સુદ ૧૧ને દિવસે મધ્યરાત્રે લોકોને ભક્તિમાર્ગ તરફ લાવવા એમને અંતરાત્માનો આદેશ મળ્યો એમ જણાવે છે. દામોદરદાસ હરસાણી એમના સંપ્રદાયના પહેલા શિષ્ય હતા. શ્રીવલ્લભે પોતાની પહેલી નાની પુસ્તિકા "સિદ્ધાન્ત રહસ્ય" આ સમયે પ્રકટ કરી હતી.

ત્રણ પ્રદક્ષિણાઓ પુરી કર્યા પછી શ્રીવલ્લભ કાશીમાં થોડો વખત રહ્યા હતા, આ પછી તેઓ આડેલ ખાતે વીસ વરસો સુધી રહ્યા હતા. એમણે પોતાના સંપ્રદાયનો વિકાસ કર્યો. એમના ૮૪ શિષ્યો થયા. શ્રીવલ્લભે પોતાના સંપ્રદાયનું નામ શુદ્ધાદ્વૈત રાખ્યું. શ્રીબાલકૃષ્ણની ભક્તિ એ આ સંપ્રદાયનો સિદ્ધાન્ત હતો. શ્રીઉપનિષદો, વ્યાસસૂત્ર અને ગીતાજી આ ત્રણ ઉપરાંત શ્રીમદ્ભાગવતમાંથી આ સંપ્રદાયે પોતાના સિદ્ધાન્તો બાંધ્યા હતા. તેમાં પણ શ્રીમદ્-ભાગવતને સંપ્રદાયના મુખ્ય આધારગ્રન્થ તરીકે ગણના રાખી હતી શ્રીકૃષ્ણની બાળલીલા એ આ સંપ્રદાયની સેવાની વિભૂતિ હતી. ગોકુળની ગોપીઓ એ સંપ્રદાયની આદર્શભક્તિની પ્રતિકો હતી. શ્રીકૃષ્ણની રાસલીલા દર્શન એ આ સંપ્રદાયની માન્યતા પ્રમાણે સર્વ ભક્તિ અને રસનું શ્રેષ્ઠ ફલ હતું. શ્રીપરમાત્મા

સાથેની જીવની સંપૂર્ણ એકતા ભક્તિદ્વારા કરવાની પ્રણાલી આ સંપ્રદાય દેખાડે છે.

શ્રીકૃષ્ણ પૂર્ણ પુરુષોત્તમ છે. પ્રેમભક્તિદ્વારા પ્રભુને પ્રસન્ન કરાવી શકાય છે. તે માટે ભક્તે પોતાના સર્વસ્વનું પ્રભુચરણે સમર્પણ કરવું જોઇએ. આ સંસારમાંથી મનને વાળી પ્રભુચરણે સર્વ સોંપી દેવું જોઈએ. આત્મસમર્પણ કરી પ્રભુને પ્રસન્ન કરવાથી પ્રભુ પોતે આ દૈવી જીવને પોતાની તરફ આકર્ષશે. સંસારી ભાવ મૂકીને જીવે શ્રીકૃષ્ણની બાળલીલાઓનો અભ્યાસ કરવો જોઈએ. આ શ્રીકૃષ્ણબાળલીલા માંજ સર્વશ્રેષ્ઠ, ઉદાર, ઉચ્ચ આધ્યાત્મિક ભાવો રહ્યા છે પ્રભુ એ ભાવો ભક્તના હૃદયમાં પ્રેરી એને પોતાનો બનાવે છે. શ્રીવલ્લભ ગૃહસ્થાશ્રમી હતા છતાં ત્યાગીનું જીવન ગાળતા હતા. એમનું હૃદય અતિ વિશુદ્ધ અને ભક્તિથી છલોછલ ભરેલું હતું. એમનામાં દૈન્યભાવ સંપૂર્ણપણે વિકાસ પામ્યો હતો. શ્રીપ્રભુની સેવા કરવી, એમના ચરણે સર્વ સમર્પી દેવું એ એમના જીવનનું એક જ લક્ષ્યબિંદુ હતું. શ્રીપ્રભુને મેળવવા માટે શાસ્ત્ર અને જગતની સર્વ વસ્તુઓથી પર થઇ પ્રભુને પ્રસન્ન કરવાની શ્રીવલ્લભ વારંવાર આજ્ઞા આપે છે.

શ્રીપ્રભુને એટલે શ્રી પૂર્ણ પુરુષોત્તમને ભજો એટલે ભક્તના હૃદયમાં ભક્તિરસનો ઝરો પ્રભુ પોતે જ પ્રકટાવશે. શ્રીવલ્લભના ચાર મુખ્ય શિષ્યોમાં સૂરદાસ હિંદીના મહાકવિ થયા છે. એક કવિ કહે છે કે

સૂર સૂર, તુલસી શશી. ઉડુગન કેશવદાસ.
ઔર કવિ પદ્યોત સમ, પૂરણ કરત પ્રકાસ.

બીજા શિષ્યોમાં શ્રી. પરમાનંદદાસ, કુંભનદાસ અને કૃષ્ણરાય હતા. શ્રી વલ્લભે પોતાના ગ્રંથો સંસ્કૃત ભાષામાં લખ્યા છે. પાછળથી એમના શિષ્યોએ વ્રજ ભાષાનો ભક્તિસંપ્રદાયના વિકાસવાહક તરીકે સ્વીકાર કર્યો હતો. પ્રેમ-લક્ષણા ભક્તિમાં એમનું ધ્યેય હતું. શ્રી વલ્લભે બ્રહ્મસૂત્ર ઉપર અણુભાષ્ય લખ્યું છે. એમના પુત્ર શ્રી વિઠ્ઠલનાથજીએ અધૂરૂં ભાષ્ય પૂરૂં કર્યું છે. શ્રી વલ્લભે તત્ત્વાર્થદીપનિબંધ નામે ઉત્તમ પુસ્તક પણ રચ્યું છે. એમાં શ્રીમદ્‌ભાગવતના સિદ્ધાંત પ્રમાણે સર્વ શાસ્ત્રોની એકવાક્યતા કરવાના પ્રયત્નો કર્યા છે. આ સિવાય એમણે સોળ નાની નાની પુસ્તિકાઓ ષોડશરત્ન નામે બનાવી છે. પરંતુ સૌથી અગત્યની શ્રીવલ્લભની કૃતિ તે શ્રી ભાગવત ઉપરની સુબોધિની નામે ટીકા છે. એમાં એમણે પોતાના સિદ્ધાંત-પ્રેમલક્ષણા ભક્તિને સમજાવવા પૂર્ણ પ્રયાસ કર્યો છે. શ્રીવલ્લભે કુલ ૮૦ પુસ્તકો લખ્યાં જણાય છે.

શ્રીવલ્લભ બાવન વર્ષના થયા હતા એમ પોતાનો કાળ સમીપ આવ્યો દેખાયો. માધવેન્દ્રપુરી નામે મધ્વસંપ્રદાયના સંન્યાસીને ગુરુ કરીને એમણે સંન્યાસ લીધો. પોતાનું નામ પૂર્ણાનંદ રાખ્યું. ત્યાંથી તે કાશી આવ્યા. હનુમાનઘાટ ઉપર શ્રી ગંગાજીના નજદિક સાત દિવસ રહ્યા, ગંગાજીમાં પ્રવેશ કરતા પહેલાં એમણે સાડાત્રણ શ્લોકો બનાવ્યા. એ એમના જીવનના આદેશરૂપે પ્રસિદ્ધ છે.

" જો તમે શ્રી કૃષ્ણ વિમુખ થશો તો તમારૂં મન, શરીર અને બીજી તમારી સર્વ વસ્તુઓ તમને ગ્રાસી જશે. મારી એવી માન્યતા છે.

પરમાત્મા શ્રી કૃષ્ણ પોતે છે. તેઓ લૌકિક નથી. લૌકિક વસ્તુઓ એમને પસંદ પણ પડતી નથી; આપણે માત્ર શ્રીકૃષ્ણ પ્રત્યે પ્રેમ રાખવો જોઈએ એ જ આ લોક તથા પરલોકમાં વ્યાપક છે. શ્રી ગોપીવલ્લભ શ્રીકૃષ્ણને આપણે ખરા હૃદયથી સર્વ સમર્પવી જોઈએ.. મન વચન, શરીર અને કર્મોવડે આપણે ભગવાનને ભજવા જોઈએ. શ્રી ભગવાન જ આ લોક તેમજ પરલોકમાં આપણો યોગક્ષેમ નીભાવશે.

આ પછી શ્રી ભગવાને દોઢ શ્લોક રચ્યાનું કહેવાય છે. તેમાં જણાવ્યું છે કે મારામાં અખંડ શ્રદ્ધા રાખો. ગોપીજન વલ્લભમાં શ્રદ્ધા રાખવાથી તમે જગતની જંજાળોથી બચી શકશો. તમને શોક નડશે નહિ બધું મૂકીને મારે શરણે આવો એટલે ચિરમુક્તિ મળશે.

સંવત ૧૫૮૭માં શ્રીવલ્લભ ગંગાજીના જળમાં લીન થયા. એમને બે પુત્રો હતા. —સંપૂર્ણ.



# ભક્ત અને ચમત્કાર

લે. સ્વામી શ્રી રઘુનાથદાસજી



ભારતીય ભક્તોના જીવનમાં કંઇ ને કંઇ ચમત્કારનો ઉલ્લેખ હોવો એ એક નિયમિત પ્રથા થઈ ગઈ છે, જો કે:—ભક્તજીવનમાં ચમત્કારોની ઘટના બનવી એમાં કંઇ આશ્ચર્ય નથી, જે પરમાત્મા પોતે **कर्तुमकर्तुमन्यथाकर्तुं समर्थ** છે, અને ન ઘટવા યોગ્ય ઘટનાઓમાં કુશલ એવી માયા જેના ચરણુની દાસી છે, એ પરમાત્માના પ્રિયભક્તો જ્યારે એના નામ પર આત્મસમર્પણ કરી ચૂકે છે ત્યારે એના જીવનમાં પ્રભુનું બલ, અસાધારણ અને અપ્રાકૃતિક કાર્યો બની જવાં અશક્ય નથી, અને એથી જ બાલક પ્રહ્લાદનું અગ્નિમાં ન બળવું, વિષપાન કર્યા છતાં પણ જીવિત રહેવું વિગેરે વિશ્વાસ કરવા યોગ્ય જ વર્ણનો છે, અને એક વાત એ પણ છે કે આપણા જેવા ભક્તિહીન મનુષ્યોને ભક્તોના જીવન-ચરિત્રમાં શંકા કરવાનો કોઈ અધિકાર નથી. કારણ કે:—આપણી વિષયરસલોલુપ અને અનિશ્ચિત બુદ્ધિ ભક્તોના જીવનની અલૌકિક ઘટના સમજવામાં સમર્થ પણ નથી.

અહંકાર, બલ, અને અજ્ઞાન આદિ અવિદ્યાના ત્યાગથી બ્રહ્મભાવમાં સ્થિતિ થવાથી પરમ ભક્તિ દ્વારા જ્યારે સાધક પરમાત્માનાં યથાર્થ સ્વરૂપને ઓળખી જાય છે ત્યારે જ તે પ્રભુના ભક્તોના ચરિત્રને સમજવાનો અધિકારી બને છે.

ભગવાનની માફક ભક્તોનાં કર્મો પણ દિવ્ય જ હોય છે, માટે પૂર્વભક્ત-પ્રહ્લાદથી લઈને આધુનિક સાચા ભક્તોના જીવનની અલૌકિક ઘટનાઓ પર કદાપિ સંદેહ કરવો ન જોઈએ. વર્તમાન સમયમાં એવા દૃઢ સંકલ્પયુક્ત અનન્ય ભક્તો જોવામાં આવતા નથી, અથવા આપણાં ચર્મચક્ષુઓ એવા ભક્તોને ઓળખી શકતાં નથી, તેથી એમ ન માની લેવું જોઈએ કે એ લોકોનાં ચરિત્રો પણ મિથ્યા, કલ્પિત અથવા અલંકારથી ભરેલાં હોય છે, આપણે એ ભક્તોનાં જીવન પર અને એના જીવનમાં ઘટી ગયેલી ઘટનાઓ પર શ્રદ્ધા અને વિશ્વાસ રાખવાં જોઇએ.

પરન્તુ એ વિચાર કરવો જરૂરી છે કે:—શું કોઈ ચમત્કાર અથવા અલૌકિક ઘટનામાં જ ભક્તોના જીવનની પૂર્ણતા છે? શું ભક્તોના જીવનમાં આવા ચમત્કારો અવશ્ય રહેવા જ જોઈએ? અને ભક્તોની ઓળખાણ ચમત્કારોથી જ થઈ શકે છે?

આ બધા પ્રશ્નોના ઉત્તરમાં મારી સમજમાં તો એમ જ આવ્યું છે કે:—ભક્તોને માટે ચમત્કાર તો એક સાધારણ વસ્તુ છે, ભક્તોના ચરિત્રોમાં રહેલા ચમત્કારો પર અવિશ્વાસ ન કરતાં હું તો એમ જ કહીશ કે:—ભક્તજીવનની પૂર્ણતા તો એક બાજુએ રહી, પરન્તુ ચમત્કારના બલ પર પોતાને ભક્ત કહેવડાવવું એ તો એક સાચીભક્તિનો તિરસ્કાર કરવા બરાબર છે, જે ભક્ત ભગવાનની કૃપાથી અસંભવિતને સંભવિત બનાવી શકે છે એ ભક્તને માટે એક કોઢીના કોઢને દૂર કરી દેવો કે એક મુડદાંને જીવતું કરી દેવું એ તો એક મામૂલી વાત છે. પરન્તુ આવા પ્રકારની વાતો ફેલાવીને ભક્તોએ પોતે જ પોતાનું મૂલ્ય ઓછું આંકાવવું ન જોઇએ. ભક્તોનું જીવન તો એથી પણ અધિક ઉચ્ચ સ્થિતિનું હોવું જરૂરી છે, એની દૃષ્ટિમાં તો વિશ્વનો પ્રત્યેક જીવ પરમાત્મસ્વરૂપ બની જાય છે, આવી દશામાં કોઇનું દુઃખ દૂર કરવાની ભાવના એના મનમાં આવી જ શી રીતે શકે?

જ્યારે આખું યે જગત્ ઇશ્વર સ્વરૂપ છે, ઇશ્વરથી ભિન્ન જ્યારે કોઇ પણ વસ્તુ નથી ત્યારે એમાં દુઃખની કલ્પના ક્યાંથી થઈ શકે? પરમાત્મા તો નિત્ય આનંદસ્વરૂપ છે, એ આનંદઘન પરમાત્મસ્વરૂપમાં દુઃખ આવી જ ક્યાંથી શકે? અને જ્યારે કોઈ દુઃખ જ નથી, ત્યારે એને મટાડવાની ભાવના જ ક્યાંથી આવે? કારણ વિના કાર્યનો સંભવ હોતો જ નથી. આવી અવસ્થામાં કોઇ અમુક જ વ્યક્તિનું દુઃખ દૂર કરવાની વાતો કરવી એ યુક્તિસંગત નથી.

આમ હોવાં છતાં ભક્તો ખાસ મંગલમય અને આનંદમય હોય છે, એના દ્વારા સમસ્ત જગત્નું મંગલ-કલ્યાણ થતું જ રહે છે. અમૃતથી બધાનું કલ્યાણ જ થાય છે, કોઇનું મૃત્યુ અમૃતથી થતું જ નથી, એ જ પ્રકારે ભક્તના હાથે કોઈનું પણ અનિષ્ટ થતું નથી કારણ કે-એનું અંતઃકરણ ઇશ્વરી-ગુણસમ્પન્ન હોય છે. એનું શરીર તો અંતઃકરણને અનુસરીને જ ચાલનારૂં હોય છે, માટે ભક્તલોકો હમેશાં લોકસેવક જ હોય છે, પરન્તુ એ ચમત્કાર માત્રથી નહિં પણ સ્વભાવથી જ.

ચમત્કારી વર્ણનાની અધિક વિપુલતા થઈ જવાના કારણથી આજે સાચા સાધુ-ભક્તોના સ્વરૂપને ઢાંકી દીધું છે, સાચા સાધુ-ભક્તોની-કસોટી ચમત્કારો પર અંકાવા લાગી, સીધા સાદા સહૃદયી સન્તલોકોની દુર્દશા થવા પામી અને પાખંડી લોકો વિશેષ પ્રકાશમાં આવ્યા છે.

આજે અનેક સિદ્ધ-સાધકની જોડી બનીને અનેક પ્રકારની કપોલકલ્પિત ચમત્કારપૂર્ણ વાતો ફેલાતી રહે છે, "અમુક બાવાજીએ અમુકના રોગનો નાશ કર્યો, અમુક સાંઇ બાવાના મંત્રેલા પાણીથી હજારો જાતના રોગોનો નાશ થાય છે, અમુક મહાત્માના બનાવેલા દોરાથી શેઠને ત્યાં પુત્રનો જન્મ થયો, અમુક ભગતના આશીર્વાદ માત્રથી જજસાહેબની બુદ્ધિ ફરી ગઈ અને મુકદમો જીતાઈ ગયો, અમુકના હાથમાંથી પ્રસાદીની સાકર નીકળ્યા કરે છે, વિગેરે અનેક કલ્પિત વાતો આજે સાંભળવામાં આવે છે.

કાકતાલીય ન્યાયથી કદાપિ એવી ઘટના બની પણ ગઇ હોય, તો એને ચમત્કારનું રૂપ આપી દેવામાં આવે છે, એનાથી કેટલીકવાર અનર્થો વધી પડે છે. ભક્તિના નામ પર પાખંડ અને અસત્ય ફેલાય છે.

ભક્તોની ઓળખાણ કોઈ પણ ચમત્કાર સાંભળીને કરવી ઉચિત નથી કારણ કે:-ચમત્કાર તો હાથચાલાકી કે જાદુવિદ્યાથી પણ થઇ શકે છે.

વિશેષમાં જાણવા યોગ્ય તો એ છે કે:-આજ કાલ ચમત્કારો બતાવનારા જનતાને ખોટે માર્ગે-ચલાવી રહ્યા છે, સાચા ભક્તમાં તો ભગવાનના જેવા દૈવી ગુણો હોવા જોઇએ, ભક્તોનું જીવન તો તો હમેશાં શુદ્ધ, લોક-પરલોકમાં કલ્યાણકારી, સ્વાભાવિક પ્રેમમય અને આદરને પાત્ર હોય છે, ભક્તોને ચમત્કારના વિકાસ માટે પ્રયત્ન કરવાની પણ જરૂર નથી, એનું સાધારણ જીવન દૈવીજીવન બની જાય એ જ એના જીવનનો મોટામાં મોટો ચમત્કાર છે. અસ્તુ.



## રસનાનો રસ

જીહ્વા તો તબહી ભલી, જપે હરિકા નામ;
નહિં તો કાટ નિકાલિયે, મુખમેં ભલો ન ચામ.

અર્થ:-જીભ તો જ્યારે રામનામ-પ્રભુનામ લેતી હોય ત્યારે જ સારી લાગે છે, જો એ પ્રભુસ્મરણ ન કરતી હોય, તો એને કાઢી નાખવી જોઇએ, નકામું ચામડું મોઢામાં રાખવું સારૂં નથી-અથાત્ પ્રભુનામ એજ રસનાનો રસ છે.




મૂલ લેખક : **પૂ. બ્રહ્મનિષ્ઠ સ્વામીશ્રી શિવાનંદજી સરસ્વતી ઋષીકેશ.**

જીવન શું છે? ખાવું, પીવું, પચાવવું, શ્વાસ લેવો વગેરે શરીરમાં નિત્ય થતાં કાર્ય માત્ર જ શુ જીવન છે? અથવા શુ ધન સમ્પત્તિ કે યશ–કીર્તિની પ્રાપ્તિ માટે તરકીબો અને ઉપાયોનો મસ્તવિચાર કરવો એજ જીવન છે? કે શુ સૃષ્ટિ પરંપરા ચલાવવાને માટે ઉત્પત્તિ કરવી એ જીવન છે? અથવા તો શું આ સૌ કાર્યનો સમૂહ એજ જીવન છે? વૈજ્ઞાનિક લોકો જીવનનો કાંઇક જૂદોજ અર્થ કરે છે અને શ્રી શંકરાચાર્ય સરખા દર્શનીયો તો સાવ જૂદો જ અર્થ કરે છે.

જીવન બે પ્રકારનું હોય છે, એક તો ભૌતિક અને બીજું આધ્યાત્મિક, વૈજ્ઞાનિકોનુ કથન છે કે વિચારવું, જાણવું, ઇચ્છા કરવી. ભોજન કરવુ અને એનો પરિપાક કરવો–શ્વાસ લેવો ઇત્યાદિ જે કાર્ય છે એજ જીવન છે, એ જીવન અમર નથી બનતું. એવું જીવન જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ દુ:ખ ઇત્યાદિનો શિકાર બને છે, આથી પ્રાચીન મહર્ષિઓ, યોગીઓ અને તપસ્વીઓએ જેમણે પોતાનાં ચિત્ત અને ઇંદ્રિયોને વશ કરીને ત્યાગ અને તપ, વૈરાગ્ય અને અભ્યાસ વગેરેના બળવડે પોતાના આત્માનું સ્વરૂપ ઓળખી લીધું છે. તેમણે નિશ્ચયપૂર્વક કહ્યું છે કે જે આત્મામાં રત છે. તેજ માત્ર સ્થાયી અને અસીમ આનન્દ અને અમરત્વ પ્રાપ્ત કરી શકે છે. એમણે મનુષ્યનાં ભિન્ન ભિન્ન સ્વભાવ યોગ્યતા અને રુચિ અનુસાર આત્મસાક્ષાત્કાર માટે વિભિન્ન નિશ્ચિત માર્ગ બતાવ્યો છે, જે લોકોને એવા મહાત્માઓમાં વેદોમાં અને ગુરુના વચનોમાં અટૂટ શ્રદ્ધા છે તેઓ આધ્યાત્મિક અને સત્યના માર્ગે નિર્ભય થઇને વિચરે છે, એને સ્વતંત્ર, પૂર્ણતા અને મોક્ષ પ્રાપ્ત થાય છે. આ જ માનવજીવનનું ધ્યેય અને પરમ ઉદ્દેશ છે. એ જ અંતિમ લક્ષ્ય છે, અને તેનાં નિર્વાણ, પરમગતિ, પરમધામ, અને બ્રાહ્મીસ્થિતિ જેવાં અનેક નામ છે. આત્મસાક્ષાત્કારને માટે પ્રયત્ન કરવો એ જ મનુષ્યનું પરમકર્તવ્ય છે.

પરંતુ એનુ એ તાત્પર્ય નથી કે આપણે ભૌતિક જીવનની ઉપેક્ષા કરવી. ભૌતિક જગત્ પણ પરમેશ્વર યા બ્રહ્મનું જ સ્વરૂપ છે જેનુ તેણે પોતાની લીલાને માટે સર્જન કર્યું છે. અગ્નિ અને ઉષ્ણતા, બરફ અને શીત. પુષ્પ અને સુગંધિની માફક જડ અને ચેતન અભિન્ન છે. શક્તિ અને શક્ય એકજ છે. બ્રહ્મ અને માયા અભિન્ન છે. બ્રહ્મમય શાશ્વત જીવન પ્રાપ્ત કરવાને માટે ભૌતિક જીવન એક નિશ્ચિત સાધન છે. સંસાર પોતાનો એક સર્વશ્રેષ્ઠ શિક્ષક છે, પંચતત્ત્વ તેના ગુરુ છે, પ્રકૃતિ તેની માતા અને માર્ગદર્શકા છે. તે પોતાની મૂક શિક્ષિકા છે. આ સંસાર દયા. ક્ષમા, સહિષ્ણુતા વિશ્વપ્રેમ ઉદારતા સાહસ ધૈર્ય મહત્ત્વાકાંક્ષા આદિ ગુણોના વિકાસને માટે સર્વશ્રેષ્ઠ વિદ્યામંદિર છે. આ સંસાર આસુરી સ્વભાવ સાથે યુદ્ધ કરવાનો એક અખાડો છે અને પોતામાં સમાયેલી દૈવી શક્તિને પ્રકાશમાં લાવવાને માટે એક દિવ્ય ક્ષેત્ર છે. ગીતા અને યોગવાશિષ્ઠની મુખ્ય શિક્ષા એ જ છે કે મનુષ્યે સંસારમાં રહીને આત્મસાક્ષાત્કાર કરવો જોઈએ. જળમાં કમળપત્રની માફક સંસારમાં રહ્યા છતાંય સંસારથી બહાર રહેવું જોઈએ. સ્વાર્થ કામ, ક્રોધ, લોભ, મોહ, ઇર્ષ્યા, દ્વેષ વગેરે નીચ આસુરી સ્વભાવનો ત્યાગ કરીને, માનસિક ત્યાગ અને આત્મબલિદાનનો દિવ્ય સ્વભાવ ધારણ કરવો જોઇએ.

શું જીવનમાં ખાવા, પીવા અને સૂવા કરતાં અધિક ઉત્તમ અન્ય કોઇ કામ નથી ? માનવજીવન પ્રાપ્ત કરવું કઠિન છે માટે આ જીવનમાં સાક્ષાત્કાર કરવાની ખૂબ જ ખંત રાખવી. કાળ રાજામહારાજાઓનો પણ કોળિયો કરી જાય છે આજે યુધિષ્ઠિર, અશોક, વાલ્મીકિ, શેક્સપીઅર, નેપોલિયન વગેરે ક્યાં છે ? માટે યૌગિક સાધનોમાં લાગી જાઓ, પછી તમે પરમાનન્દની પ્રાપ્તિ કરી શકશો. પત્તાં, સિનેમા અને ધૂમ્રપાનમાં વ્યર્થ સમય વિતાવવામાં શું તમને સાચી શાંતિ પ્રાપ્ત થઇ શકે છે ? આ સાંસારિક જીવનમાં, ઇન્દ્રિય લોલુપતા અને વિષયવાસનાના ક્ષણિક સુખમા ભટકતા રહેવાથી શું તમને સાચા સુખનો અનુભવ થઇ શકે છે ? પરસ્પર લડાઇ, ટંટો કરવામાં કે કોરટ બકવાદ કરવામાં શું તમને સાચો આનંદ મળી શકે છે ?

પોતાના આદર્શ અને ધ્યેય સુધી પહોંચવા માટે સંગ્રામ કરતા રહેવું એ જ જીવન છે. આ સંગ્રામમાં વિજય પ્રાપ્ત કરવો એ જીવન છે. અનેક પ્રકારની જાગ્રતિઓને જ જીવન કહે છે. મન અને ઇન્દ્રિયો પર વિજય મેળવો. એજ તમારા ખરા શત્રુ છે. તમારી બાહ્ય અને આંતરિક પ્રકૃતિ પર વિજય મેળવો. તમારી જૂની બૂરી ટેવો અને કુવિચારોને, કુસંસ્કારો અને કુવાસનાઓને અવશ્ય જીતવાં પડશે. એ પૈશાચિક શક્તિઓ સાથે યુદ્ધ કરવુ પડશે અને વિજય પ્રાપ્ત કરવો પડશે. અધ:પતનના પન્થે ખેંચી જનારી વાસનાઓ પર પૂર્ણ અધિકાર જમાવવો પડશે.

તમારો જન્મ જ આત્મસાક્ષાત્કાર કરવાને માટે થયો છે. નિયમિતપણે સંકીર્તન કરો, અને આત્મિક સુખનો અનુભવ કરો. નિષ્કામ કર્મદ્વારા તમારાં મન અને બુદ્ધિને શુદ્ધ કરો ઇન્દ્રિયનિગ્રહદ્વારા તમારા જ સ્વરૂપમાં સ્થિર બનો, જીવનસંગ્રામમાં જ્યારે તમારાપર આઘાત આવી પડે છે, જ્યારે ઠોકરો ખાઓ છો જ્યારે મન આધ્યાત્મિક માર્ગ તરફ વળે છે અને ત્યારે જ સાંસારિક વિષયો તરફ વિરાગ અને અરુચિ ઉત્પન્ન થાય છે; એ પ્રપંચોમાંથી મુક્તિ મેળવવાની ઉત્કંઠા જાગૃત થાય છે. વિવેક અને વિરાગ ઉપજે છે. માટે ગંભીર ધ્યાન અને ધારણામાં લાગી જાઓ.

માનવજીવન અલ્પ છે એ સમય તીવ્ર ગતિએ ચાલ્યો જાય છે. સંસાર આખો વિપદોથી ભરેલો છે. માટે અવિદ્યાગ્રન્થિને કાપીને નિર્વાણ આપનાર આનંદામૃતનું મન ભરીને પાન કરો.

આધ્યાત્મિક જીવન એ ગપ્પ વાત નથી; કેવળ આવેશ માત્ર નથી. એ જ સાચું આત્મસ્વરૂપ જીવન છે, એ વિશુદ્ધ આનંદ અને સુખનો અનુપમ અનુભવ છે. એને પૂર્ણતાપ્રાપ્ત જીવન કહે છે. એક સ્થિતિ એવી હોય છે કે જ્યા સદા શાશ્વત શાંતિ અને કેવળ અનંત આનંદ જ આનંદ હોય છે. પરમાનંદ હોય છે ત્યાં તો નથી મૃત્યુ કે નથી વાસનાઓ. નથી દુઃખ કે નથી દર્દ, નથી શ્રમ કે નથી શંકા. શું તમે આ અટલ આનંદ અને પરમ સુખના અમરપદની પ્રાપ્તિ માટે આતુર નથી ? જો આતુર હો તો આવો, તમારાં મન અને ઇન્દ્રિયો પર સંયમ રાખો, સદ્ગુણો ધારણ કરો, આત્માના સાચા સ્વરૂપને ઓળખવાનો પ્રયત્ન કરો, આત્મતત્ત્વનું નિયમિત રૂપે ધ્યાન ધરો. ત્યારે જ તમે એ અતિ ગંભીર, અસીમ આનંદ અને અમરત્વને પામી શકશો. કેવળ ત્યારે જ તમે અમર પદપર્યંત પહોંચી શકશો. આ શરીરને જ આત્મા સમજી લેવો એ સૌથી મહાન પાપ છે. એ ભ્રમાત્મક ભાવનો ત્યાગ કરો. સાંસારિક મહત્ત્વાકાંક્ષાઓની પૂર્તિને માટે ઉપાય કરવો, તરકીબોનો વિચાર કરવો, ખોટા મનસૂબા બાંધવા એ સૌનો ત્યાગ કરો; લાંબા સમયથી પોષેલી માયાવિની આશાઓને તિલાંજલિ આપો, વાસનાઓ અને ઇચ્છાઓનું દમન કરીને એના પર વિજય મેળવો. બુદ્ધિથી કામ કરો. ઉપનિષદોનું ગહન અધ્યયન કરો, નિત્ય નિયમિત રૂપે ધ્યાન ધારણા કરો. અવિદ્યા અને અજ્ઞાનના ગહન અન્ધકૂપમાંથી બહાર આવો અને જ્ઞાનરૂપી સૂર્યની જળહળતી જ્યોતિમાં સ્નાન કરો. આ જ્ઞાનમાં બીજાઓને પણ ભાગ આપો. અપવિત્ર ઇચ્છાઓ અને અવિદ્યા તમને બહેકાવી મૂકે છે. માટે એ કદાપિ ન ભૂલશો કે માનવજીવનનો ઉદ્દેશ અને તેનું આખરી ધ્યેય આત્મસાક્ષાત્કાર કરવો એ છે. જૂઠા બાહ્ય આડંબરો અને માયાના મિથ્યા પ્રપંચોમાં ફસાશો નહિ. કલ્પનાના મિથ્યા સ્વપ્નોમાંથી જાગો અને થોથા, સારહીન પ્રલોભનોની જાળમાં ન ફસાતાં જીવતા જાગતા મૂળ

સ્વરૂપને ઝીલો. તમારા આત્મા પર પ્રેમ રાખો કારણ કે આત્મા જ પરમાત્મા અથવા તો બ્રહ્મ છે; એજ સજીવ મૂર્તિમાન સત્ય છે. આત્મા જ શાશ્વત છે માટે આત્મામાં જ સ્થિર બનો, અને "તત્વમસિ" તમે જ બ્રહ્મ છો તેને ઓળખો. એ જ વાસ્તવિક જીવન છે. કર્મયોગનો અભ્યાસ જિજ્ઞાસુના મનને આત્મજ્ઞાન ગ્રહણ કરવાને યોગ્ય બનાવે છે અને તેને વેદાન્તના અભ્યાસ માટે યોગ્ય અધિકારી બનાવે છે. કર્મયોગની પ્રારંભિક શિક્ષા પ્રાપ્ત કરતાં અગાઉજ મૂઢ માનવ જ્ઞાનયોગના અભ્યાસમાં અકાળે કૂદી પડે છે. અને તેથી જ તેઓ સત્યની પ્રાપ્તિ કરવા જતાં નિષ્ફળતા મેળવે છે. એમનું મન અપવિત્ર રહી જાય છે તથા અનુકૂળ અને પ્રતિકૂળ ભાવનાઓથી ભરપૂર રહે છે. તેઓ બ્રહ્મની લુખી વાતોજ કરે છે, તથા વ્યર્થ બકવાદ, શુષ્ક વાદવિવાદ તત્ત્વહીન તર્ક-વિતર્કમાં ફસાયેલા રહે છે. એમનું દાર્શનિક જ્ઞાન તેમની જિહ્વાપર્યંત જ સમાયેલું રહે છે અથવા તો કહીએ કે તેઓ કેવળ મૌખિકવેદાંતી છે. જરૂરિયાત તો એવા વેદાંતની છે કે જેથી સર્વમાં આત્મભાવ રાખતાં દેશ અને માનવ સમાજની અનવરત-સતત નિઃસ્વાર્થ સેવા ક્રિયાત્મક રૂપે બની શકે.

તમારા હૃદયમાં પ્રેમની જ્યોતિ પ્રકટાવો. સૌને ચાહો. તમારા પ્રગાઢ પ્રેમના બાહુઓથી પ્રાણી માત્રને આલિંગન કરો. સર્વવ્યાપક સર્વતોમુખી વિશુદ્ધ વિશ્વપ્રેમનો વિકાસ કરો. પ્રેમ એક એવું રહસ્યમય દિવ્યસૂત્ર છે કે જે સર્વ દસ્યોને એકમાં બાંધી લ્યે છે. પ્રેમ એ એવી પીડાનાશક સ્વર્ગીય મહૌષધિ છે કે જેમાં જાદૂનું સામર્થ્ય છે. તમારા પ્રત્યેક કાર્યને વિશુદ્ધ પ્રેમમય બનાવો. લોભ, ધૂર્તતા, છળ, કપટ, અને સ્વાર્થ પરાયણતાનો નાશ કરો. સતત દયાળુતાના કાર્યોથી જ અમરતત્વની પ્રાપ્તિ થઈ શકે છે. પ્રેમમત્ત હૃદયે સતત સેવા કરવાથી ક્રોધ, દ્રોહ, ઇર્ષ્યા આદિ દૂર થાય છે. દયાળુતાથી ભરેલાં કાર્યો કરવાથી તમને અધિક બળ, અધિક આનંદ, અને અધિક સંતોષની પ્રાપ્તિ થશે: સૌ તમારા પ્રત્યે પ્રેમ રાખશે. દયા, દાન અને સેવાથી હૃદય કોમળ અને પવિત્ર બને છે, અને સાધકનું હૃદય-કમળ વિકસિત અને ઊર્ધ્વમુખી બનીને ઇશ્વ-રીય પ્રકાશને પ્રાપ્ત કરવાને યોગ્ય બનાવે છે.

ઇશ્વર કરે કે આપ સાંસારિક કર્તવ્યોને પૂરાં કરતાં, શ્રદ્ધા અને ભક્તિથી ઇશ્વરનાં ગુણ ગાતાં તમારા આદર્શ દિવ્યજીવનમાં ચિરશાંતિ અને શાશ્વત આનંદનો અનુભવ કરો.×

શાંતિ! શાંતિ! શાંતિ!

× મૂળ લેખક : શ્રી સ્વામી શિવાનન્દજી સરસ્વતી, આનન્દ કુટીર, હૃષીકેશ.

અનુવાદક-શ્રી નાનુભાઇ ઠાકોર, ધર્માલંકાર.



## ભગવાનના સ્વરૂપો

ભક્તિ ભક્ત ભગવન્ત ગુરુ ચતુરનામ વપુ એક
ઈનકે પદ વંદન કિયે નાસત વિઘ્ન અનેક.

અર્થ:—ભક્તિ, ભક્ત, ભગવાન્ અને બ્રહ્મવિદ્યારૂપ જ્ઞાન આપનારા સદ્ગુરુ એનાં માત્ર નામ જ જુદાં છે, વાસ્તવમાં તો તેઓ એક જ છે, તેઓના ચરણમાં વંદન કરવાથી આ લોક-પરલોકનાં વિઘ્નોનો નાશ થાય છે.

મરણોન્મુખ જીવ પ્રત્યે.

# પ્રભુના પાંચ પ્રશ્નો.

હું પૂછું છું તુજને જગતમાં જીવી શું કર્યું ?-[ ૮૬૦ ]

સર્વ હૃદયમાં સૂક્ષ્મપણાથી, આત્મસ્વરૂપે હું છું રહેલો,
એજ કુરુક્ષેત્રે અર્જુનને મેં પૂર્વે ઉપદેશ કરેલો.
અન્ય હૃદયને દૂભી કારજ ઉલટું તેં કર્યું-હું પૂછું-૧

કામ ક્રોધ ને લોભ તજાવા, ત્રણે નરકનાં દ્વાર બતાવ્યાં,
ત્યાં તેં એ સૌના આશ્રયથી, અન્ય જનોનાં હૃદય દૂભાવ્યાં;
આપેલું એ શસ્ત્ર અનુપમ ઉલટું વાપર્યું-હું પૂછું-૨

માનવદેહ અનુપમ આપી, સંચિત સર્વે આપ્યાં કાપી,
ત્યાં તો ઉરમાં-તૃષ્ણા વ્યાપી, બન્યો જગતમાં અન્તે પાપી,
રત્ન અમૂલખ આપેલું તેં કોડીનું કર્યું. હું પૂછું-૩

'હું—મારૂં' એ કરતાં કરતાં દ્રવ્ય અનીતિનું સંઘરતાં.
નામ ન લીધું હરતાં ફરતાં, ક્રૂર અનિષ્ટ કુકર્મો કરતાં;
શ્વાન સમાન ઉદર ભરતાં કહે અન્તે શું વળ્યું ?-હું પૂછું-૪

જ્યાં ધર્મ નહીં, શુભ કર્મ નહીં, સન્માન નહીં સહકાર નહીં,
ત્યાંથી પરમેશ્વર દૂર રહે, એ શાસ્ત્રોમાં છે વાત કહી;
'મંગલ' મદમસ્તીમાં જીવનું કાંઈએ ના સર્યું.-હું પૂછું-૫

'મંગલ'

## ભક્તિપથના અંતરાયો



કામ અને ક્રોધ એ બન્ને ભક્તિમાર્ગના મહાન્ અંતરાયો છે, આ માર્ગમાં ગમન કરનારને જેટલો આ બન્ને કંટકોનો ભય છે, તેટલો અન્ય કંટકોનો ભય નથી, છતાં પરમાત્મપ્રેમી ભક્તો કામ અને ક્રોધ એ બન્નેથી પર રહીને ભક્તિપથમાં પ્રયાણ કરે છે. અને જે મનુષ્ય આ બન્નેના ચક્કરમાં ફસાઈ જાય છે, કદાપિ પ્રભુપ્રાપ્તિ કરી શકતો નથી.



ભક્તિના ભિન્નભિન્ન માર્ગોનું આ લેખના વિદ્વાન લેખકે વિવેચન કર્યું છે, ભગવદ્ભક્તિના જીજ્ઞાસુઓ એમાંથી યોગ્યતત્ત્વ અવશ્ય મેળવશે.

# ભક્તિના ભિન્ન માર્ગો



લેખક : રા. બ. શ્રી. ચંદ્રવિધાનંદ શ્રીકૃષ્ણાનંદજી પંડ્યા,
બી. એ. સદ્ધર્મભાસ્કર, ધર્મભૂષણ—સૂરત.

સુખ એ જીવાત્માનો સ્વભાવ છે તેથી દરેક જણ ઇચ્છે છે કે મને સુખ પ્રાપ્ત થાઓ અને દુઃખ નહીં. સૌ કોઈ એક વસ્તુમાં સુખ માનતું નથી. કોઈ ધનમાં, કોઈ સ્ત્રીમાં તો કોઈ પોતાની વાહવાહ કહેવડાવવામાં સુખ માને છે. વળી જે વસ્તુ કે વિષયમાં આજે સુખ લાગે છે તેમાં આપણને કાલે સુખ લાગશે કે નહીં તે નક્કી કહી શકાય એમ નથી. વળી બાહ્ય વસ્તુ કે વિષયથી પ્રાપ્ત થતું સુખ અલ્પજીવી અને ક્ષણભંગુર છે. તે અનંતકાળ સુધી ટકી રહે એવું નથી. જે કાળના જે સુખ હયાત રહે તેજ સાચું અમર સુખ છે. પરમાત્મા એ પરમ સુખના ભંડાર છે. માટે એ પરમાત્માની પ્રાપ્તિ કરવી એ દરેક મનુષ્યનું કર્તવ્ય છે. શાસ્ત્રકારોએ મનુષ્યના કલ્યાણ માટે, **જ્ઞાન, કર્મ** અને **ભક્તિ**એ ત્રણ માર્ગ બતાવ્યા છે. જ્ઞાનમાર્ગ એ **સર્વમાં** કઠિનમાં કઠિન માર્ગ છે. એ માર્ગના **સાધકોને** તમામ પ્રપંચોથી દૂર રહેવું પડે છે. વિવેક, વૈરાગ્ય, શમ, દમ આદિ સાધન ચતુષ્ટય અને મુમુક્ષત્વ એટલાં સાધનથી સજ્જ થવું પડે છે. અને યોગ્ય બ્રહ્મનિષ્ઠ ગુરુની પાસે શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરવું પડે છે અને ગુરુની પર્યાપ્તિ થાય ત્યારે જ તેને **તન્ ત્વમસિ**નો ઉપદેશ કરવામાં આવે છે અને ત્યારે જ સાધકને આત્મૈકત્વનું જ્ઞાન થાય છે, વળી અત્યારના જમાનામાં કેવળ કર્મ નિરૂપયોગી છે, કારણ



**ભક્તિના બે માર્ગો પરા અને અપરા**

છે, તેથી તેમનું અનિષ્ઠ પરિણામ તેમને ભોગવવું પડતું નથી.

વિવેક વૈરાગ્યાદિના લાભ માટે સત્સંગાદિનું સેવન કરવું જોઈએ, તથા તે ઉપરાંત આપણા પ્રાચીન ઋષિમુનિઓ માફક કાયમ એવી પ્રાર્થના કરવી જોઈએ કેઃ—

**ॐ भद्रं कर्णेभिः श्रणु यामदेवाः भद्रं पश्ये माक्षमि र्यजत्राः ।**
**स्थिरै रंगैः स्तुष्टुवां सस्तनुभिः व्यशेम देवहितं यदायु ॥**

હે પ્રભુ ! અમે પ્રાર્થના કરીએ છીએ કે કેવળ શુભ શબ્દોજ અમે સાંભળીએ, અમારી નજરે કેવળ કલ્યાણકારી વસ્તુઓજ ચડે, સુસ્થિર અવયવો દ્વારા અમે તમારી સ્તુતિ કરીએ, અને અમારૂં આયુષ્ય દેવતાઓને હિતકર રીતે ગાળીએ.

આ પ્રમાણે વર્તવાથી ઇન્દ્રિયોની ચંચળતા દૂર થાય છે. તેથી ભક્ત જિતેન્દ્રિય બને છે, અને તેની ઇન્દ્રિયો તથા શરીરના અવયવો તેના કાબુમાં રહે છે.

શ્રીમદ્ ભગવદ્ગીતામાં અર્જુન શ્રીકૃષ્ણને પ્રશ્ન પૂછે છે કેઃ—ભગવન્ ! મને કહો તો ખરા કે મનુષ્યો ઇચ્છતા નથી, છતાં પણ કોના પ્રભાવથી પાપકર્મ કરવા મરજી વિરૂદ્ધ ઘસડાઈ જાય છે ?

શ્રી ભગવાન જવાબ આપે છે કે—

**काम एष क्रोधएष रजोगुण समुद्भवः ।**
**महाशनो महापाप्मा विद्ध्येन मिह वैरिणम् ॥**
**धूमेनाऽव्रियते वन्हिर्यथाऽऽदर्शो मलेन चः ।**
**यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ।**
**आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्य वैरिणा ।**
**कामरुपेण कौन्तेय दुष्पुरेणा नलेन च ॥**
**इन्द्रियाणी मनोबुद्धि रस्याधिष्टानमुच्यते ।**
**ए तै र्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम् ॥**

અ. ૩ શ્લોક ૩૭ થી ૪૦

રજોગુણમાંથી ઉત્પન્ન થયેલ એ દુષ્ટ કામ અને ક્રોધ કદી તૃપ્ત થતા નથી, અને મનુષ્યો પાસે પાપાચરણ કરાવે છે. એ બંને મનુષ્યના કાયમના વેરી છે. અને તેના જ્ઞાનને ઢાંકી રાખે છે. ઇન્દ્રિય મન અને બુદ્ધિ એ કામને રહેવાની જગ્યા છે, તેથી તે દ્વારા દેહીઓને તે મોહમાં ફસેલા રાખે છે.

**न जातु कामः कामाना मुपभोगेन शाम्यति ।**
**हविषा कृष्ण वर्त्मेव भूय एवाभिवर्धते ॥**

ઉપભોગ દ્વારા કદી પણ કામની તૃપ્તિ થતી નથી. અગ્નિમાં ઘી નાખવાથી જેમ તેની ઝાળ વધે છે તેમ ઉપભોગ દ્વારા કામની પ્રવૃત્તિ વધતી જાય છે. એટલા માટે,

**तस्मा त्वमिन्द्रियाण्यादौ नियम्य भरतवर्षभ ।**
**पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥**

"હે ભરતકુલ ભૂષણ ! સર્વથી પહેલાં ઇન્દ્રિયોને વશ કરીને તું જ્ઞાન તથા વિજ્ઞાનનો નાશ કરનારા આ પાપી કામને હણી નાખ"

ઇન્દ્રિયોના દમનથી જ્ઞાનનો પ્રકાશ થાય છે, અને તે દ્વારા કામક્રોધાદિનો નાશ થાય છે, એટલે કે તે સાધકના તાબામાં આવે છે.

ગીતાજીના બીજા અધ્યાયમાં કહ્યું છે, કે **परं दृष्ट्वा निर्वतते**, પરમાત્માના દર્શન થયા પછી જ કામાદિ હીનવૃત્તિઓનો તથા પુનર્જન્માદિનો સંપૂર્ણ નાશ થાય છે. જ્યાં સુધી આવી સ્થિતિ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી સાધકે બહુજ સાવધાન રહેવું જોઇએ, કેમકેઃ—

**कज्जलका घरमें जित्ता श्याम होवे ।**
**थोरा बुंद लागे पर लागे**

કાજળની કોટડીમાં જઈએ તો ગમે તેટલી સંભાળ રાખવા છતાં થોડા ઘણા ડાઘ લાગે જ લાગે માટે ગીતાજીમાં કહ્યું છે કેઃ—

**तानी सर्वाणी संयम्य युक्त आसित मत्परः ।**
**वशेहि यस्येन्द्रियाणी तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥**

સર્વ ઇન્દ્રીયોને વશ કરીને ભક્તે મારામાં ચિત્ત લગાવીને રહેવું, કારણ જેની ઇન્દ્રિયો વશ છે તેની જ પ્રજ્ઞા સુદૃઢ છે. માટે જઃ—

**विहाय कामान्यः सर्वान् पुमांश्चरति निस्पृहः**
**निरममो निरहंकारः सशान्ति मधिगच्छति ॥**

કામ ક્રોધાદિ દોષ દૂર કરવા માટે બે પ્રકારના ઉપાયો છે, સાધારણ અને વિશેષ.

**સાધારણ ઉપાયોઃ—**

જે દુષ્ટ ભાવો આપોઆપ અંતઃકરણમાં ઉત્પન્ન થતા નથી; તે સર્વનું સહેજે નિવારણ થઈ શકે છે; દૃષ્ટાંત તરીકે કેટલીક વસ્તુઓના સ્પર્શથી અને દર્શ-

નથી, કેટલાક શબ્દોના શ્રવણથી મનમાં દુષ્ટ વાસનાઓનો ઉદય થાય છે આવાં સ્પર્શ અને દર્શનથી દૂર રહીએ તો તે ભાવો ઉત્પન્ન થઇ શકતા નથી.

જે દોષો અંતઃકરણમાં જડ ઘાલી બેઠા હોય તેનાથી જડ ઘાલી બેઠા હોય તેનાથી થતી ખરાબીનું ચિંતન કર્યા કરવું, આવા દોષોથી બીજાઓના થયેલા હાલ હવાલનો વિચાર કરવો તથા તે દોષોમાંથી બચાવી લેવા માટે ભગવાનની અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરવી, એ પણ એક ઉપાય છે.

કામાદિ દુષ્ટ વાસનાઓની પ્રબલતાથી સ્નાયુ દુર્બળ થાય છે. સ્મૃતિશક્તિ ઘટે છે, શરીરમાંથી ચેતન ઓછું થાય છે. અને મનની પ્રફુલ્લતા નાશ પામે છે; પરિણામે આ લોક તથા પરલોક બંને બગડે છે.

પાપ કરવાની વૃત્તિનો ઉદય થાય એ વખતે જો મૃત્યુની સ્મૃતિ આવે, તો પણ પાપમાંથી નિશ્ચય બચી જવાય. દેહની નશ્વરતા સંબંધી વિચાર કરવાથી વૈરાગ્ય વૃત્તિ સફલ બને છે. અને તે વખતે પાપનું પ્રલોભન સામે આવે તો તેને સાધક ક્રાઈસ્ટની માફક જોરથી કહી શકે છે કેઃ—

શયતાન ! મારાથી દૂર થા.

જે વખતે પાપિષ્ઠ માર (કામદેવ) ભગવાન બુદ્ધદેવની વૃત્તિ ચંચલ કરવા માટે તેમને પ્રલોભન દેખાડવા લાગ્યો, તે વખતે તેઓ સિંહ ગર્જનાથી કહેવા લાગ્યાઃ—

**मेरु पर्वतराजः स्थाना च्चलेत् सर्वं जगन्नोमवेत्**
**सर्वेस्तारक संघ भूमि पतितः सज्योतिषेन्द्रो विषः ॥**
**सर्वे सत्त्या भवेयुरेकमतयः शुष्ये न्महासागरो**
**न त्वेव द्रुमराज मुलोपगत श्चाल्येत अस्मद् विधः ॥**

લલિત વિસ્તર

હે દુષ્ટ માર ! આ તારી સામે દેખાતો પર્વતરાજ મેરૂ તેના સ્થાનથી કદાચ ચલિત થાય, સારૂં જગત શૂન્યમાં મળી જાય, આકાશમાંથી રવિ ચંદ્ર નક્ષત્રાદિ ટુકડા થઈ જમીન પર પડે, વિશ્વના બધા જીવો એકઠા થઈ મારો વિરોધ કરે, મહાસાગર સુકાઈ જાય તો પણ તેઓ મને વૃક્ષ નીચેથી તલમાત્ર પણ ખસેડી શકશે નહિ; માટે માર! મારાથી દૂર જા, કારણ મને ચલાયમાન કરવાની તારી બધી કોશિષ નકામી જશે.

આવા બળવાન પુરૂષો જ કામાદિ શત્રુને જીતી શકે છે; દુર્બળનું તેમની સામે ફાવતું નથી ઉપનિષદ્ પોકારીને કહે છે કેઃ—

**नायमात्मा बलहिनेन लभ्यः ।**

હરિનો મારગ છે શુરાનો, નહિ કાયરનું કામ જોને;
પરથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને.

પ્રીતમદાસ.

ભગવાનના સર્વ વ્યાપીપણા, અંતર્યામીપણા વગેરે ઇશ્વરી ગુણોનો વિચાર કરવાથી પણ કામાદિની ઉત્તેજના દ્વારા પાપમાં પ્રેરાતી મતિ અંકુશમાં આવે છે. "હું ભગવાનનો બાળક છું, અતિ પવિત્ર છું, મારામાં આવી દુષ્ટતા, આવી અધમતા સંભવે જ નહિ"—આવી ભાવના કરવાથી પણ અવશ્ય બળનો સંચાર થશે. પ્રભુ સાથેનું માનવકુળનું સગપણ ભક્તને મન કેટલું બધુ સાચું છે, તેના અનેક દાખલા આપણા તેમજ અન્ય ધર્મના ઇતિહાસમાથી મળી આવે છે.

સાધના માર્ગે પ્રયાણ કરનારાઓએ પોતાનું શરીર સુદૃઢ બનાવવું જોઈએ, કારણ નબળે શરીરે સાધના થઇ શકતી નથી. શારીરિક બળની પ્રાપ્તિ માટે શુદ્ધ આહાર કરવો. મરચાં જેવી ગરમ ચીજનો ત્યાગ કરવો, વિલાસ વૈભવના પદાર્થોનો ત્યાગ કરી શરીરને કસવું, રાત્રે જાગરણ કરવું નહિ, થોડી થોડી મુદતે ઉપવાસ કરી શરીરના રસને ઓછો કરવો તથા નીયમસર ખુલ્લી હવામા કસરતકરવીઃ—આ બધાને માફક આવે એવા સાધારણ નિયમો છે.

ચંચળતા એ મનની પ્રકૃતિ છે, તે લાંબો વખત સ્થિર રહી શકતું નથી, માટે તેને જપ, ધ્યાનાદિ સુકાર્યમાં નિયુક્ત રાખવું જો મનને કંઈ કાર્ય સોંપવામાં ન આવે તો તે ભૂતની માફક પોતાના ધણીનો નાશ કરે છે. પણ જો તેને સત્કાર્યની અંદર રોકવામાં આવે તો સ્વામીની બધી ઇચ્છાઓ પૂર્ણ કરે છે.

"**शुद्धोऽहम् , बुद्धोहम् , पवित्रोऽहम् ,**"

આવા શબ્દોના રટણથી પણ વાસનાની સામે થઇ શકાય એવા બળનો સંચાર થાય છે.

બીજા ધર્મોના ગ્રંથોમાંથી પણ આ જાતની સૂચનાઓ મળી આવે છે,

(કામાદિ શત્રુઓ રૂપી) શયતાનની સામે થવાને

ખરા મર્દોની માફક કમર કસ. તારી સર્વ વાસનાઓને રોકતાં શીખ અને એમ કરવાથી તું ઇન્દ્રિયોની પ્રવૃત્તિઓને રોકી શકીશ. કદી પણ કંઈને કંઇ કામ સિવાય રહેતો નહિ કંઈ વાંચવું, અગર કંઈ લખવું, પ્રાર્થના કરવી અથવા ધ્યાન ધરવું, કિંવા જનસમાજના કલ્યાણ માટે કંઇ કામ કર્યા કરવું.

ઇમિટેશન ઓફ ક્રાઇસ્ટ

સંત પોલ પણ કહે છે કેઃ—

આપણે બધાં ઇશ્વરનાં મંદિરરૂપ છીએ અને પરમાત્મા આપણા સર્વના હૃદય મંદિરમાં વસે છે. આ જાતની ભાવના સતત કર્યા કરવી.

તેજ મહાત્મા બીજી જગ્યાએ કહે છે કેઃ–

આપણે બધાં અમૃત–જ્યોતિના અંશરૂપ છીએ; અજ્ઞાન જનની માયાનાં સંતાનો નથી માટે આપણે ઇતર જનો માફક તેની ભૂલ ભૂલામણીમાં ફસાવું નહિ, પણ સદા જાગૃત રહેવું.

જો કદાચ દુષ્ટ ભાવનાનો ઉદય થાય અને આપણી પાસે કોઇ હોય નહિ, તો ઉચ્ચ સ્વરે ભગવાનનું કીર્તન કરવું અથવા કોઇ સજ્જન પાસે જઈને શાસ્ત્રાદિકની ચર્ચા કરવી. જેથી મન શાંત થશે.

રામકૃષ્ણ દેવ કહેતા કેઃ–કામ ક્રોધાદિક રિપુઓનો સંપૂર્ણ નાશ થઈ શકતો નથી પણ એમની દિશા ફેરવી શકાય છે. ઇશ્વરને મેળવવાની કામના કરો. સચ્ચિદાનંદની સાથે રમણ કરો; ક્રોધ ન ખસે તો ભક્તિનું તમ લાવો. ભક્તિનું તમ એટલે શું? "હું દુર્ગાનું નામ લઉં છું, શું મારો ઉદ્ધાર થશે નહિ? હવે મારામાં પાપ ક્યાંથી હોય? બંધન શું હોય? આ જગતની ભાવના ત્યાર પછી ઇશ્વિર સાક્ષાત્કારનો લોભ રાખવો, ઇશ્વરના રૂપમાં મુગ્ધ થવું. 'હા ઇશ્વરનો દાસ છું, પુત્ર છું, જો અહંકાર કરવો હોય તો આવો અહંકાર કરવો. આ રીતે છયે શત્રુઓનાં મોઢાં ફેરવી નાખવાં."

ગીતાર્થ ચંદ્રિકામાં પણ કહ્યું છે કેઃ–

**न मय्यावेशित धियां कामः कामाय कल्पते।**
**भर्जितः क्वथितो धानः प्रायो बीजाय नेष्यते ॥**

તેમજ

**कामं क्रोधं भयं स्नेह मैक्यं सौहृद मेव च**
**नित्यं हरौ विदधतो यांति तन्मयतां हिते ॥**
**न चैवं विस्मयः कार्यः भवता भगवत्यजे ।**
**योगेश्वरेश्वरे कृष्णे यत एतद् विमुच्यते ॥**

## કામવૃત્તિનું દમન

કામના પ્રબળ આવેગ વખતે જો કેડ નીચેના શરીરના અર્ધા ભાગને ઠંડા પાણીથી સ્નાન કરાવ્યું હોય તો તેનો આવેગ ઘણો ઓછો થઈ જાય છે.

તે વખતે પોતાની માતાનું ચિંતન કરવું એ ઉપાય પણ લાભકારક છે કારણ બાળક અને માતાનો સંબંધ અતિ પવિત્ર છે, અતિ મધુર છે. એ પાવનકારી ભાવનાનો ઉદય થવાથી બીજી બધી ભાવના દૂર થશે. એજ રીતે પ્રભુનું પણ માતૃરૂપે ધ્યાન ધરવાથી એ દુષ્ટ ભાવ ભક્તને સતાવી શકશે નહિ, કેમકે તેને મન બધી સ્ત્રી મૂર્તિઓ પરમેશ્વરની પ્રતિકૃતિ રૂપ બની જશે.

ઘણાઓની એવી માન્યતા છે, કે ગૃહસ્થાશ્રમમાં સંયમનું પાલન કરવું સંભવિત નથી. આવી ભ્રમ મૂલક ધારણાનું કારણ આપણા જીવનની અવ્યવસ્થા છે. પૂર્વ કાળમાં બ્રહ્મચર્યાશ્રમની વ્યવસ્થા હતી. તે અવસ્થામાં વિદ્યાભ્યાસ તથા ગુરુસેવાની સાથે યમ-દમાદિ નિયમોનું પાલન કરવું પડતુ. આનું પરિણામ એ આવતું, કે પહેલેથી જ ઇન્દ્રિયો પર અંકુશ આવી જતો અને મન સહેજે ભક્તિભાવથી ભરેલું રહેતું. આજે તે વ્યવસ્થાની ખામીને લઈને ગૃહસ્થ તરીકે સંયમી જીવન ગાળવું બહુ મુશ્કેલ થઇ પડયું છે આગળના વખતના ઋષિ મુનિઓ માનતા કે **पुत्रार्थे क्रियते भार्या न तु कामार्थे ॥** પુત્રની ઇચ્છાથી ગૃહસ્થાશ્રમનો અંગીકાર કરવો, નહિ કે વાસનાની તૃપ્તિ માટે. આવી ઉચ્ચ ભાવનાથી ભોગવેલા ગૃહસ્થાશ્રમના ફળરૂપ સંતાનો પણ અતિ પવિત્ર સ્વભાવવાળાં અને તેજસ્વી થતાં.

## ક્રોધ

મહાભારતના વનપર્વમાં યુધિષ્ઠિર દ્રૌપદીને કહે છે કેઃ–

**क्रोधमूलो विनाशोहि प्रजाना मिह दृश्यते**
**क्रुद्धः पापं नरःकुर्यात् क्रुद्धोहन्याद् गुरुनपि ॥**
**क्रुद्धः परुषया वाचा श्रेयसोप्य व मन्यते ।**
**वाच्या वाच्येहि कुपितोन प्रजानाति कर्हिचित् ॥**
**ना कार्यमस्ती क्रुद्धस्य ना वाच्यं विद्यते तथा ।**
**हिंस्यात् क्रोधादवध्यांस्तु वध्यान् संपूजयेत च ॥**
**आत्मान मपि च क्रुद्धः प्रेषयेद् यमसादनम् ।**
**क्रुद्धो हि कार्यं सुश्रोणि न यथावत् प्रपश्यति ॥**
**न कार्यं न च मर्यादां नरः क्रुद्धोऽनुपश्यति ॥**

આ લોકમાં ક્રોધ જીવોના વિનાશનું મૂળ છે, કેમકે ક્રોધને વશ મનુષ્ય પાપ કરે છે, અને ગુરુનો પણ વધ કરી નાખે છે. ક્રોધના આવેશમાં માણસ કઠોર વચનો વાપરી ભલું કરનારનું પણ અપમાન કરી બેસે છે ક્રોધને વશ માણસ ને શું બોલવું અને શું ન બોલવું તેનું પણ ભાન રહેતું નથી. ક્રોધી માણસ ન કરે એવું એકે કામ નથી, અને ન બોલે એવો એકે શબ્દ નથી. અવધ્યનો પણ ક્રોધાવેશમાં વધ કરે છે અને વધ કરવા લાયકને પૂજે છે, તથા ક્રોધથી પોતાને પણ પણ યમસદનમાં પહોંચાડે છે ક્રોધી પુરુષ કાર્ય કેવી રીતે કરવું તે પણ સમજી શકતો નથી, અને તેને મર્યાદાની તથા કાર્યની વિસ્મૃતિ થઈ જાય છે.

મનુસ્મૃતિમા ક્રોધથી ઉત્પન્ન થતા આઠ દોષો જણાવ્યા છે -

**पैशुन्यं साहसंद्रोह ईर्षा सूयार्थ दूषणम् ।**
**वाग्दंऽजं च पारुष्यं क्रोधजोऽपि गुणोऽष्टकः ॥**

ક્રોધ ચંડાળ છે. તેના પ્રભાવથી મનુષ્યનું મનુષ્યત્વ નષ્ટ થાય છે, અને નાના પ્રકારના રોગ પણ ઉત્પન્ન થાય છે. જેવાં કે ગાંડપણ મૂર્છા હૃદયની કમજોરી; અને કેટલીક વખત તો મૃત્યુ પણ થાય છે.

**ક્રોધદમનઃ—**

૧. ક્રોધ ઉપર વિજય મેળવવાનો એક ઉપાય એ છે, કે મન સાથે વારંવાર નિશ્ચય કરવો કે હું કદી ગુસ્સે થઇશ નહિ. ક્રોધના આવેશ વખતે આ વાત યાદ આવવાથી તેનો જુસ્સો નરમ પડી જાય છે.

૨. જે મનુષ્ય અથવા વિષયના સંસર્ગથી ક્રોધ ઉત્પન્ન થતો હોય તેનાથી દૂર રહેવું. બાઇબિલમાં કહ્યું છે કેઃ-

જો કદાચ ગુસ્સો આવ્યો હોય તો સૂર્યાસ્ત પહેલાં તેને કાબુમાં આણી દેવો. બાઇબલમાં બીજી જગાએ કહ્યું છે કેઃ-

જીસસ ક્રાઇસ્ટ કહે છે કેઃ-" પરમેશ્વરની પૂજાના સ્થાનમાં નૈવેદ્ય લઇને જાઓ, અને તમને યાદ આવે, કે તમારા બંધુમાંથી કોઈ તમારા ઉપર અપ્રસન્ન છે, તો તમારૂં નૈવેદ્ય ત્યાં જ રહેવા દઇ પાછા જાઓ, અને પહેલાં તમારા બંધુ સાથે સલાહસંપ કરી પછી પ્રભુને નૈવેદ્ય અર્પણ કરો."

જ્યાં સુધી હૃદયમાં ક્રોધ રૂપી, મલિનતાનો વાસ હોય છે, ત્યાં સુધી શુદ્ધ ભાવે પ્રભુની પૂજા થઈ શકતી નથી, માટે એ વખતે આવી મલીનતા જરૂર કાઢી નાખવી પડે. ક્રોધથી મન ચંચળ બને છે અને ચંચળ મને ભગવાનની ભક્તિ કેવી રીતે થાય ? આવી અવસ્થામાં કરેલી પૂજા ભગવાન ગ્રાહ્ય કરતા નથી, માટે સંપૂર્ણ શાંત વૃત્તિનું અવલંબન કરીનેજ ઉપાસના શરૂ કરવી. બંગાળમાં દશેરાને દિવસે અરસ્પરસના આગલા દોષ ભૂલી જઈ ક્ષમા યાચી એક બીજાને ભેટવાનો રિવાજ છે; જૈન લોકોમાં પણ પજૂસણને છેલ્લે દિવસે ક્ષમા માંગવાને આવે છે આમ કરવાથી હૃદય ઉપર ક્રોધને લઈને થયેલું દબાણ દૂર થાય છે.

જે માણસ ઉપર ક્રોધ આવ્યો હોય, તેની પાસે ક્રોધ શાંત થયા પછી જઇને આત્મ દોષ કબૂલ કરવાથી, ક્રોધનું દમન થશે. એમ કરવાથી, પોતાના આવા સ્વભાવ ઉપર ધિક્કાર ઉત્પન્ન થશે, અને ફરીથી ગુસ્સો ચડવાનો સંભવ ઓછો થશે,

ક્રોધને લઈને પોતાનાથી થયેલ દોષોને યાદ આપનારાં વાક્યો લખીને ઘરની ભીંત ઉપર ચોડી રાખ્યાં હોય, તો તેથી પણ ક્રોધને વશ કરવામાં મદદ મળશે. ક્રોધનો આવેશ આવે તે વખતે નિર્જન સ્થાનમાં જઈ ચૂપ ચાપ બેસવાથી પણ ક્રોધની અસર ચાલી જશે.

એક મહાત્માને ક્રોધનો આવેશ આવવાથી એકદમ એકાંત જગ્યામાં જઈ તેઓ ચૂપચાપ બેઠા. તેવામાં તેમના જૂના સાથી—એક સાધુ–તેમને મળવા આવ્યા. એ સાધુએ તેમને બે ત્રણ વખત બોલાવ્યા પણ તેમણે જવાબ આપ્યો નહિ. આવનાર સાધુને માઠું લાગ્યું, અને તેઓ બીજા ઓરડામાં જઇ બેઠા. થોડી વારે જ્યારે તે મહાત્મા ક્રોધની અસરને તદ્દન દબાવી શક્યા, ત્યારે પોતાના સાથી પાસે જઈ માફી માગી કહેવા લાગ્યા, કે તમને માઠું તો લાગ્યું હશે, પણ તમે મને બોલાવ્યો તે વખતે ક્રોધરૂપી ચંડાળે મારામાં પ્રવેશ કર્યો હતો, અને હું તેને બહાર કાઢવાની મહેનત કરી રહ્યો હતો. તે ચંડાળ દૂર થવાથી હવે હું પવિત્ર બન્યો છું.

ક્રોધનાં કારણોની ઉપેક્ષા કરવાથી પણ ક્રોધને વશ કરી શકાય છે 'કોઇએ મારી નિન્દા કરી હોય તો,

તેથી મને શું નુકશાન થઇ જવાનું છે? આવો વિચાર કરી તેના તરફ ધ્યાન નહિ દેવાથી અથવા તેના તરફ કરૂણાના ભાવે જોવાથી ગુસ્સો ઉત્પન્ન થઈ શકતો નથી. તે ઉપરાંત ખરેખર પોતાનાથી કંઇ દોષ થયો છે કે નહિ. તે તપાસવા માટે આત્મ પરિક્ષણ કરવું, અને એ તપાસને અંતે જો પોતાનો દોષ માલૂમ પડે તો તે કાઢી નાખવા માટે પૂરો પ્રયત્ન કરવો.

જે માણસને દઢ વિશ્વાસ છે, કે **सत्यमेव जयते नानृतम्** તે માણસ કદિ પણ પોતાની ખોટી નિન્દા સાંભળી વિચલિત થશે નહિ. અહીં તેમજ વિદેશમાં સ્વામી વિવેકાનંદ વિરૂદ્ધ કુત્સિત પ્રવાહ ફેલાવતાં ક્રિશ્ચિયન મિશનરીઓએ જરા પણ કચાશ રાખી ન હતી, છતાં પણ કદિ સ્વામીજી ક્રોધને વશ થઈ તેમને સામો જવાબ આપવામાં પોતાની શક્તિનો ઉપયોગ કરતા નહિ. એક વખત તેમના એક મિત્રે જવાબ આપવાનું સૂચવતાં તેમણે કહ્યું, કે સત્યનો જ જય થાય છે એવો જો આપણો દઢ વિશ્વાસ હોય, તો પછી આવાં જૂઠાણાંનો જવાબ આપવાની જરૂર જ રહેતી નથી; વળી આ રીતે શક્તિ ખરચી નાખવા કરતાં કોઈ સારા કામમાં તેનો ઉપયોગ કરવો એજ ઇષ્ટ છે.

ક્રોધના આવેગ વખતે મસ્તક પર ઠંડા પાણીની-ધાર કરવાથી પણ ફાયદો થાય છે.

જેના ઉપર ક્રોધ ઉપજે છે તેને પણ ક્રોધથી નુકશાન થાય છે. બાળકોના તથા શિષ્યોના અયોગ્ય વર્તન માટે ઘણાં માબાપો તથા ગુરૂઓ તેમના પર ગુસ્સે થઈ શારીરિક શિક્ષા કરે છે તેથી ફાયદો થવાને બદલે ઉલટું નુકશાન થાય છે. બાળક તથા શિષ્યોનો પ્રેમ ઓછો થઇ જાય છે, અને તેને બદલે તેમનામાં કઠોરતા આવે છે; માટે આવા પ્રસંગોમાં તેમની સાથે નરમાશ તથા પ્રેમપૂર્વક કામ લેવામાં આવે તો બન્નેને ફાયદો થાય છે.

ગૃહસ્થાશ્રમીઓને કેટલીક વખત ગુસ્સે થવાની ફરજ પડે છે; તેવે વખતે અંતઃકરણમાં ગુસ્સો નહિ રાખતાં, બાહ્ય વર્તનમાં તેનો દેખાવ માત્ર કરવો. આ સંબંધમાં રામકૃષ્ણ પરમહંસ સર્પનું દૃષ્ટાંત આપતા તે ધ્યાનમાં રાખવા જેવું છે.

એક ખેતરમાં રાફડાની અંદર એક સર્પ રહેતો હતો તે એવો ક્રોધી હતો, કે તે રસ્તે થઈને જે કોઇ જતું તેને કરડયા વિના રહેતો જ નહિ એક વખત એક બ્રહ્મચારી તે રસ્તે થઇને નીકળ્યા, સર્પ તેને ડસવા માટે દોડયો, પણ તે બ્રહ્મચારી સર્પમંત્ર જાણતા હતા તેથી સાપનું કંઈ ફાવ્યું નહિ, અને તેમની પાસે શાંત થઇ તેને ઉભું રહેવું પડયું. બ્રહ્મચારીએ તેને વિના કારણ બીજાને હાનિ ન કરવાનો બોધ આપ્યો અને કહ્યું, કે આવાં પાપકર્મો માટે તારે પાછળથી સખત સજા ભોગવવી પડશે. સર્પને પણ પોતાની ભૂલ સમજાણી, અને આ પાપોનું પ્રાયશ્ચિત થાય એવો માર્ગ બતાવવા તેણે બ્રહ્મચારીને વિનતિ કરી. તે બ્રહ્મચારીએ તેને એક મંત્ર શિખવ્યો, અને કહ્યું, કે આ મંત્રનો જપ કરવાથી તારાં પાપનો નાશ થશે; હવેથી કોઇને કરડતો નહિ; જા, તારૂં કલ્યાણ થશે.

બ્રહ્મચારી આમ કહી પોતાને રસ્તે ચાલ્યા અને સર્પ પણ ત્યારથી તેમના ઉપદેશ પ્રમાણે વર્તવા લાગ્યો સર્પ કરડતો નથી એમ માલુમ પડવાથી ખેડૂતો તે રસ્તે થઈને આવજા કરવા લાગ્યા, અને એક દિવસ તો લાકડી વતી ખૂબ માર મારીને તેને મરણ-તોલ કરી નાખ્યો. તે મરી ગયો છે એમ સમજી તેને ફેંકીને બધા ત્યાંથી ચાલ્યા ગયા. થોડીવારે સર્પને કળ ઉતરી. અને મહા મુસ્કલીએ તે પોતાના રાફડામાં પહોંચ્યો. ત્યારપછીથી ભયનો માર્યો તે માત્ર રાતનાજ બહાર નીકળી ફલમૂલાદિનો આહાર કરતો અને દિવસના ભાગમાં રાફડામાં જ પડયો રહેતો ઘણે દિવસે પેલા બ્રહ્મચારી ફરીથી તેજ રસ્તે થઇ નીકળ્યા અને સર્પને બહાર જોયો નહિ, તેથી રાફડાની પાસે જઈ મોટે અવાજે તેને બોલાવ્યો. સર્પે બ્હીતાં બ્હીતાં બહાર આવી. પોતાના ગુરુને નમસ્કાર કર્યા. બ્રહ્મચારીએ તેને મડદાલ જેવો જોઈ તેમ થવાનું કારણ પૂછયું; એટલે તેણે જવાબ આપ્યો, કે આપના ઉપદેશ પ્રમાણે હું કોઇને ડસતો નથી તેથી બધા મને હેરાન કરે છે, જેને પરિણામે મારી આવી દુર્દશા થઇ છે, પેલા બ્રહ્મચારીએ કહ્યું, કે મેં તને કરડવાની ના કહી છે એ સાચું, પણ ફુંફાડો મારવાની ના કહી નથી. જો તેં ફુંફાડો માર્યો હોત તો તારા આવા હાલ થાત નહિ.

ગૃહસ્થોને પણ આ ઉપદેશ લાગુ પડે છે. કોઇ કોઈ વખત સંસારમાં આ જાતના કુંફાડા મારવાની જરૂર પડે છે, માટે તેમ કરવામાં કોઇ પણ જાતનો બાધ નથી, પરંતુ અંતઃકરણની અંદર દ્વેષ-ભાવને સ્થાન હોવું જોઇએ નહિ.

### લોભ

કામક્રોધની માફક લોભ પણ મનુષ્યોનો પરમ શત્રુ છે. લોભને લઈને પણ કામક્રોધાદિની ઉત્પત્તિ થાય છે; કારણ લોભને લઈને વસ્તુ પ્રાપ્તિની કામના અને તે મેળવવામાં વિઘ્ન આવે એટલે ક્રોધ જન્મે છે. આ ઉપરથી માલૂમ પડશે. કે કામ ક્રોધાદિ માનવ–શત્રુઓ અરસપરસ સંબંધ રાખવાવાળા છે. "લોભથી પાપ અને પાપથી મૃત્યુ થાય છે." થોડો વિચાર કરવાથી આ વાક્યની સત્યતા સમજાશે.

હિતોપદેશમાં કહ્યું છે કેઃ—

**लोभात्क्रोधः प्रभवति लोभात्कामः प्रजायते ।**
**लोभान्मोहश्च नाशश्च लोभः पापस्य कारणम् ॥**

લોભને લઇને માણસ સારાસારનું ભાન ભૂલી જાય છે, અને મોહવશ થઇને પોતાનો નાશ કરે છે ધન. માનાદિકનો લોભ તેમજ જીભનો સ્વાદ માણસનું અનિષ્ટ કરે છે, ધનના લોભથી માણસને મેળવવા ખાતર અનેક પ્રકારના અસત્ ઉપાયોનુ અવલંબન કરે છે; પોતાના ભાઇ અથવા માતપિતાનો પણ તે માટે નાશ કરતાં અચકાતો નથી, પોતાનામાં પૂર્ણ વિશ્વાસ રાખનાર મિત્રને પણ દગો દે છે, અને અનાથ બાલક તથા વિધવાની સંપત્તિ પણ હજમ કરી જાય છે.

લોભથી પ્રજ્ઞાનો પણ નાશ થાય છે, પ્રજ્ઞાના નાશથી લજ્જાનો નાશ અને લજ્જાના નાશથી ધર્મનો નાશ થાય છે. ધર્મના નાશથી જે કાંઈ કલ્યાણપ્રદ હોય તે બધું નષ્ટ થાય છે. લોભથી બુદ્ધિ વિચલિત થતાં અસત્ વિષયો માટે તૃષ્ણા જાગી, તે ઇહિલોક અને પરલોક બન્નેમાં દુઃખજ ભોગવાવે છે. આવા ભયંકર શત્રુનો નાશ કરવા બધાએ કટિબદ્ધ થવું જોઇએ.

જીભનો સ્વાદિષ્ટ પદાર્થ ખાવાનો લોભ પણ અતિ હાનિકારક છે. જુદીજુદી જાતના સ્વાદિષ્ટ પદાર્થો વધારે ખાવાથી હજમ કરવાની શક્તિ ચાલી જાય છે, અને તેથી શરીર દુર્બળ તથા વ્યાધિગ્રસ્ત થાય છે. દુર્બળ શરીરમાં કામક્રોધાદિ શત્રુઓનું બળ વધારે ફાવે છે, અને મન પણ વિશેષ ચંચળ બને છે. આવાં મનુષ્યો તેનો વેગ રોકી શકતાં નથી, અને એ પ્રવાહમાં ઘસડાઇ અનેક જાતનાં પાપ કર્મ કરે છે. ભાગવતમાં કહ્યું છે, કે જે જિવ્હાને વશ કરે છે તેણે અર્ધો અર્ધ ઇન્દ્રિય ગણને વશ કર્યો છે.

વિષય ભોગવવાની લાલસા મનુષ્યને બંધનમાં નાખે છે. હાથી જેવું મહા બળવાન પ્રાણી પણ આ લાલસાને વશ થઇને જ મનુષ્યના કબજામાં આવે છે. જે જે લાલસા અંતઃકરણમાં ઉત્પન્ન થાય તે તે પ્રત્યે ધિક્કાર ઉપજાવવા માટે કોશીષ કરવાથી અનિષ્ટ પરિણામમાંથી બચી જવાય છે. સાંસારિક વિષયો અનિત્ય છે. દુઃખકર છે, આવી ભાવનાથી તેમાં અપ્રીતિ જન્મે છે. હંમેશાં વિષયની અનિત્યતાનો વિચાર કર્યા કરવાથી લોભના સકંજામાંથી છૂટી જવાય છે.

કેટલીક વખત યશાદિનો લોભ માણસ પાસે સારાં કાર્યો કરાવે છે, પરંતુ એ જાતની લાલસા પણ તેને બંધનમાં નાખે છે. યશલોભી મનુષ્ય યશાદિની પાછળ દોડતો હોવાથી સારાસારના વિચારથી શૂન્ય બને છે, અને જેમાંથી યશની પ્રાપ્તિ ન થાય એવાં સત્કર્મો કરવાથી દૂર રહે છે. યશની ઇચ્છાથી કરેલાં કાર્યોમાંથી જો કદી યશ મળતો નથી, તો તેને ક્રોધ ચઢે છે, અને તે અનિષ્ટ કરવા સુદ્ધાં તૈયાર થઈ જાય છે. કેટલીક વખત તો લોભથી મનુષ્ય એવો અંધ થઇ જાય છે કે દેશદ્રોહી બની જાતીય મહાન આકાંક્ષાઓ ફળીભૂત થવામાં પણ વિઘ્ન નાખતાં તે અચકાતો નથી, અને સ્વધર્મનો પણ ત્યાગ કરે છે.

અનેકવિધ અધર્મના મૂળ સ્વરૂપ, બહુ પ્રકાર અનિષ્ટ પ્રવૃતિઓના જનકરૂપ આ લોભને સર્વદા પોતાનાથી દૂર રાખવાનો દરેકે પ્રયત્ન કરવો જોઇએ.

### મોહ

મોહ અજ્ઞાનનું એક રૂપ છેઃ અનાત્મમાં આત્મ-બુદ્ધિને શાસ્ત્રમાં મોહ રૂપે વર્ણવી છે. શરીરાદિ અનિત્ય વસ્તુઓમાં નિત્ય જ્ઞાન થવાથી, 'આ બધી વસ્તુ મારી છે, અને તેનો કદાપિ નાશ થશે નહિ,' એવો ભ્રમ ઉત્પન્ન થાય છે. આવી ભૂલ ભરેલી ધારણાથી વિષયો પ્રત્યે ઉત્પન્ન થતી ગાઢ પ્રીતિનું નામ મોહ છે. આવાં મોહમાંથી ઘણાંઘણાં પાપો

જન્મે છે; અને છેવટે અનેક દુઃખ ભોગવવાં પડે છે. મોહથી જ વસ્તુ માટે લોભ ઉત્પન્ન થાય છે, અને પછી તેમાંથી તે પ્રાપ્તિ માટે કામ એટલે ઇચ્છા જાગે છે; એ ઇચ્છા બધા અનર્થનું મૂળ છે.

આ મારી મા, આ મારા બાપ, આ મારી સ્ત્રી, આ મારાં બાળકો, આ મારી સંપત્તિ આ જાતની મમત્વ બુદ્ધિજ મોહરૂપ છે. અને આવા મોહમાં સાયેલો મનુષ્ય કદિ પણ ખરૂં સુખ ભોગવી શકતો નથી. જેમાં મમત્વ બુદ્ધિ બંધાણી છે, એવા પદાર્થોના નાશથી કેટલું બધું દુઃખ થાય છે, એ તો આપણે બધા જાણીએ છીએ, માટે આ મમત્વ જેમ બને તેમ ઓછું કરવું. વિષયની અનિત્યતાનું ચિંતન મોહમાંથી બચવાનો સરળ ઉપાય છે.

ભગવાન શ્રીશંકરાચાર્ય કહે છે કેઃ—

**कातव कान्ता कस्ते पुत्रः**
**संसारोऽय मतिव विचित्रः।**
**कस्यत्वं वा कुत आयात**
**स्तत्वं चिन्तयतदिदं भ्रातः॥**

"ત્હારી સ્ત્રી કોણ? ત્હારો પુત્ર કોણ? આ સંસાર ઘણોજ વિચિત્ર છે. તું કોનો છે? ક્યાંથી આવ્યો છે? હે ભાઇ! એ તત્વનો તું વિચાર કર."

આવા વિચારોથી વિષય પ્રત્યે વૈરાગ્ય ઉત્પન્ન થાય છે, અને વૈરાગ્ય દ્વારા સત્ય જ્ઞાનનો ઉદય થઇ પરમાત્મા પ્રત્યે ભક્તિ જન્મે છે.

અનિત્ય પદાર્થોની વાસનાનો ક્ષય થવાથી ચિત્ત વિકાર નાશ પામે છે, અને તેથી સંસાર મોહરૂપી ઝાકળ ઉડી જાય છે. તે મોહ ઝાકળનો નાશ થવાથી શરદ્ઋતુના આકાશ માફક હૃદય નિર્મળ બને છે, અને તેમાં અદ્વિતિય બ્રહ્મનો પ્રકાશ પડે છે.

મનુષ્ય ગમે ત્યાં જાય, પણ તેને વિષયોની વચ્ચેજ રહેવું પડે છે તેથી કેવી રીતે વર્તવાથી વિષયોનો મોહ અસર કરી શકતો નથી, તે સમજાવતાં ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કેઃ—

**तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर।**
**असक्तो ह्याचरन् कर्म पर माप्नोति पुरुषः।**

તેટલા માટે હે અર્જુન! આસક્તિ રહિત થઇને તુ બધાં કર્મો કર, કારણ કે આસક્તિ વિના કર્મ કરવાથી મનુષ્ય પરમ પદને મેળવે છે.

યોગ વાસિષ્ઠમાં પણ કહ્યું છે કેઃ—

**त्यक्त्वा हंकृति राश्वस्तमतिराकाश शोभनः।**
**अगृहित कलंलांको लोके विहर राघव॥**

"હે રાઘવ! હું કરૂં છું એ અભિમાન છોડીને તથા ફળાફળ સંબંધમાં ઉદાસીન થઇને શાંતચિત્તે અને જેમ આકાશ સર્વત્ર શોભા પામે છે, અને કોઇ કલંક દ્વારા કલંકિત થતું નથી, તે પ્રમાણે તું સંસારમાં બધાં કામ કર."

જનકાદિ જીવન મુક્તોએ પણ અનાસક્ત રહી સંસારમાં લોક કલ્યાણ માટે કર્મ કર્યાં હતાં, તેથી જ્ઞાની પુરૂષે પણ ઉત્તમ કર્મોનું આચરણ કરી સર્વ સાધારણને દષ્ટાંત રૂપ થવું જોઇએ.

ગીતામાં કહ્યું છે કેઃ—

**कर्मणैव हि संसिध्धि मास्थिता जनकादयः।**
**लोक संग्रह मेवापि संपश्यन् कर्तु मर्हसि॥**

જનક વગેરે મહાપુરૂષોએ કર્મ દ્વારાજ પરમ સિદ્ધિની પ્રાપ્તિ કરી હતી. તે પ્રમાણે હે અર્જુન! લોકસંગ્રહ માટે, એટલે કે લોકોને ધર્મ પથ પર ચલાવવા માટે તારે પણ કર્મ કરવાંજ જોઇએ; કારણ કે શ્રેષ્ઠ પુરૂષોનું આચરણ સાધારણ વર્ગને દષ્ટાંત રૂપ થાય છે.

**नमे पार्थास्ति कर्तव्यं विषु लोकेषु किंचन।**
**ना नवाप्तव्य मवाप्तव्यं वर्त एव च कर्मणि॥**

ભગવાન કહે છે કેઃ—હે પાર્થ! મારે ત્રણ લોકમાં કંઇ પણ કર્તવ્ય નથી, કોઇ અપ્રાપ્ત વસ્તુ મેળવવાની નથી. છતાં પણ હું કર્મ કર્યા કરૂં છું, કેમકે જો હું કર્મ ન કરૂં તો બધાં મનુષ્યો એ માર્ગનું અનુસરણ કરે, અને તેમ થવાથી બધાંનો નાશ થાય."

સંસારમાં આસક્ત થયા વિના કેવી રીતે રહી શકાય એ સમજાવતાં શ્રી રામકૃષ્ણ દેવે કહ્યું છે કેઃ—

"ધનવાન પુરૂષના ઘરમાં જેવી રીતે દાસી રહે છે, તેવી રીતે આપણે બધાંએ સંસારમાં રહેવું. જ્યાં સુધી શેઠની નોકરી કરતી હોય છે ત્યાં સુધી એ દાસી શેઠનાં બધાં છોકરાંને "મારો રામ મારો હરિ" એમ કહીને બોલાવે છે. પણ તેનું દિલ તો તેનાં પોતાનાં છોકરાં ઉપરજ ચોંટેલું હોય છે. તેવી જ રીતે સંસારના બધાં કર્મો કરતાં છતાં પોતાનું દિલ તો ભગવાનના ચરણમાં રાખવું."

વસિષ્ટ ભગવાન પણ રામચંદ્રજીને આજ ભાવે સંસારમાં રહેવાની શીખામણ આપે છે.

 

**अन्तः सत्यक्तसर्वाशो वीतरागो विवासनः ।**
**बहिः सर्व समाचारो लोके विहर राघव ॥**

હે રાઘવ! સર્વ આશા, આસક્તિ અને વાસના રહિત થઇને બહારનાં બધાં કામો કર, એટલે કે ભગવાનમાં ચિત્ત જોડીને સંસારમાં વિચરણ કર.

સાધારણ જનસમાજ પ્રેમ અને મોહનો ભેદ સમજી શકતો નથી; તે તો મોહને પ્રેમરૂપે ઓળખે છે. પણ મોહમાં જે સંકુચિત ભાવ છે, તે પ્રેમમાં નથી. પ્રેમ તો અતિ વિશાળ અને પવિત્ર છે. મોહમાં મલિનતા ભરી છે; પ્રેમ સુખકારક છે, મોહ દુઃખનું મૂળ છે; પ્રેમ મુક્તિનું કારણ છે, મોહ બંધનમાં નાખનાર છે.

પોતાનાં સગાં સંબંધી અને સંપત્તિ પ્રત્યે સ્વાર્થયુક્ત પ્રેમને મોહ કહે છે. માતાનો પોતાના બાળક પ્રત્યે પ્રેમ એ મોહ છે. પરંતુ જો તેવો જ ભાવ બીજાનાં સંતાનો પ્રત્યે પણ હોય તો તે પ્રેમરૂપ થાય છે. માતાપિતા પોતાનાં સંતાનોમાં મારાપણાના ભાવથી જે આસક્તિ રાખે છે, તે મોહરૂપ જ છે, અને તેમાંથી દુઃખ જન્મે છે. પણ જો ઉદાર ભાવથી વિશ્વનાં બધાં બાળકો પ્રત્યે તેવોજ પ્રેમ થાય તો એ મમતા પ્રેમસ્વરૂપ બને છે, અને તેથી પરમસુખની પ્રાપ્તિ થાય છે.

**अयं बन्धु रयं नेति गणना लघु चेतसाम् ।**
**उदार चरितानां तु वसुधैव कुटुम्बकम् ॥**

"આ મારો બન્ધુ, તે મારો બન્ધુ નથી," હલકાં મનવાળાં મનુષ્યો જ આ જાતની ભાવના રાખે છે. ઉદાર પ્રકૃતિવાળાં માણસો તો દુનિયાનાં બધાં માનવોને પોતાનાં કુટુંબીઓ જ ગણે છે, અને તે પ્રમાણે વ્યવહાર પણ કરે છે."

ઉપરના ઉપદેશનું પાલન કરનાર ખરેખર મહાત્મા જ ગણાય. કદાચ એવી શંકા ઉત્પન્ન થાય. કે દુષ્ટ અને અનીતિ પરાયણ વ્યક્તિઓને પણ પોતાના બંધુ તરીકે ગણવી? તેનો જવાબ એ છે, કે સત્ય, ધર્મ, અને નીતિની પ્રતિષ્ઠા માટે તેમની વિરૂદ્ધ આચરણ કરવું, પણ અંતરમાં તેમના પ્રત્યે કોઈપણ જાતનો દ્વેષભાવ રાખવો નહિ. આપણો વિરોધ દુર્ગુણ સાથે જ છે, વ્યક્તિ સાથે નથી. માટે એ વ્યક્તિ પોતાનો દુષ્ટ સ્વભાવ છોડે કે તરતજ પોતાના બંધુ સાફંક તેની સાથે વ્યવહાર રાખવો.

ઉપરોક્ત ભાવ સાધવાથી મોહ દૂર થઈ સાર્વજનિક પ્રેમનો ઉદય થાય છે. ભગવાન બુદ્ધે સંસાર ત્યાગ કર્યો ત્યારે પોતાનાં સ્ત્રી પુત્રોનો મોહ છોડતી વખતે જે ભાવનું અવલંબન કર્યું હતું, તેનો વિચાર કરવાથી ખરા પ્રેમનું સ્વરૂપ સમજાશેઃ—

"બ્રહ્માંડમાં વસતા સમસ્ત જીવો પર મને આટલો બધો પ્રેમ હતો. તેથીજ હું તને અત્યંત પ્રેમથી ચાહી શકયો છું."

જે વખતે સારથી મન્દકે બુદ્ધદેવને કહ્યું, કે તમે તો વિશ્વપ્રેમ ખાતર તમારાં સ્ત્રી, પુત્ર, બંધુ, બાંધવ, રાજ્ય સંપત્તિ આદિનો ત્યાગ કરીને જાઓ છો, પણ તમારા જવાથી તે બધાંને કેટલું કષ્ટ થશે તેનો કદિ વિચાર કર્યો? તેમને આવું કષ્ટ આપવું એ શું તમારા પ્રેમની નિશાની છે?"

આ પ્રશ્નનો જવાબ આપતાં બુદ્ધદેવ કહે છે કેઃ— "ભાઈ! જે પ્રેમ પોતાની સુખ લાલસાની તૃપ્તિ માટે પોતાના પ્રેમાસ્પદને વળગી રહે છે. તે પ્રેમ ખરો પ્રેમ નથી. હું તો મારાં કુટુંબીઓને મારા પોતાના સુખ કરતા, અરે! એટલું જ નહિ, પણ તેમના સુખ કરતાં પણ વધારે ચાહું છું, માટે જ તે બધાંને અને જગતના બીજા જીવોને દુઃખમાંથી મુક્ત કરવા માટે હું જાઉ છું, જો પ્રેમની પરાકાષ્ટા દ્વારા તેમ થઇ શકતુ હોય તો."

આવી રીતે વિશ્વપ્રેમી બુદ્ધે પોતાના ક્ષુદ્ર સંસારમાં પોતાનો વિશ્વપ્રેમ બનાવી દીધો. આવા મહાત્માઓને પગલે ચાલનારનુ કલ્યાણ જ થાય એમાં સંદેહ નથી. આવા પ્રેમના સંસાર માટે પ્રેમસ્વરૂપ પરમાત્માની નિરંતર પ્રાર્થના કર્યા કરવી, કે "પ્રભુ! મારો મોહાંધકાર દૂર કરીને મારા હૃદયમાં તારી નિર્મળ જ્યોતને પૂર્ણ જોતમાં પ્રકાશવા દે."

### મદ

**मदोष्टादशदोषः स्यात् पुरायः प्रकीर्तितः ।**
**लोकद्वेष्यं प्रतिकूलय मभ्यसूया मृषावचः ॥**
**कामक्रोधौ पारतंत्र्यं परिवादोऽथ पैशुनम् ।**
**अर्थहानिर्विवादश्च मात्सर्य प्राणि पीडनम् ॥**
**ईर्षा मोहोऽतिवादश्च संज्ञानाशोऽभ्यसूयिता ।**
**तस्मात्प्राज्ञो न मा द्येत सदाह्येतद्विगर्हितम् ॥**

(મહાભારત)

( ઉદ્યોગપર્વ—શનક, સુજાત—અને ધૃતરાષ્ટ્ર સંવાદ )

મદમાં અઢાર પ્રકારના દોષ રહેલા છે. મદાંધ મનુષ્ય લોકોના વિદ્વેષનું કારણ થઇ પડે છે. અભિમાન વશ થઇ નાના પ્રકારની કલ્પના કરી તે બીજાઓને ન ગમે તેવું આચરણ કરે છે, બીજાના ગુણની પ્રશંસા સાંભળી શકતો નથી, પોતાની શ્રેષ્ટતા બતાવવા માટે બીજાઓ સંબંધી ખોટા પ્રવાદો ફેલાવે છે, જે વસ્તુ સંબંધી પોતાનો અહંકાર હોય છે, તે વસ્તુમાં તેને ઘણી આસક્તિ રહે છે, અને જો તેમાં કંઇ પણ વિરોધ આવે તો એકદમ ગુસ્સે થઇ જાય છે, બીજાની નિન્દા કરવા તેની જીભ લલચાય છે, કુડ કપટ કરવાની તેને જરૂર પડે છે, પોતાના અહંકારની તૃપ્તિ માટે તે ઘણો પૈસો બગાડે છે, બીજાની સાથે વાદવિવાદ કર્યા કરે છે, બીજાની લક્ષ્મી જોઈ અંત કરણમાં બળી જાય છે, પ્રાણીઓને પીડવામાં તેને આનંદ આવે છે, ઇર્ષા તેના પ્રાણમાં ઘર કરી બેસે છે, ચિત્ત મોહગ્રસ્ત થાય છે, અને અહંકારવશાત્ લોકમર્યાદા ઓળંગી જઇને વાક્ય પ્રયોગ ક્યાં કરે છે, સદસદ્જ્ઞાનનો લોપ થઈ જાય છે, અને બીજાનો દ્રોહ કરવાની તેને ટેવ પડે છે. ડાહ્યા પુરૂષોએ કદી અહંકાર કરવો નહિ. કારણ તે અતિ હાનિકારક છે.

" નિરહંકારી નમ્રાત્માઓને ધન્ય છે, કારણ સ્વર્ગનું રાજ્ય તેમને માટે જ છે"

અહંકાર જન્મ મૃત્યુના કારણ રૂપ હોવાથી તેના પર જરૂર વિજ્ય મેળવવો જોઇએ. અહંકારની ઉત્પત્તિ અજ્ઞાનમાંથી થાય છે. ધન, માન, બુદ્ધિનો અહંકાર—એ બધું ટુંકી બુદ્ધિનું પરિણામ છે. જો આપણે આપણાથી વધારે યશસ્વી, ધનાઢય અને બુદ્ધિમાન વ્યક્તિનો વિચાર કરીએ તો આ પ્રકારનો અહંકાર આપોઆપ ગળી જાય છે. ભગવાનના સામર્થ્યનો વિચાર કરવાથી પણ અહંકાર ટકી શકતો નથી. ભગવાનની મહાશક્તિનો પાર નથી, તેની પાસે આપણું શું ગજું? જીસસ ક્રાઈસ્ટ કહેતા, કે એક કાળા વાળને પણ ધોળો કરવાનું આપણામાં બળ નથી, તો પછી અહંકાર શાનો?

ઉપનિષદમાં પણ આ વિષય વાર્તા દ્વારા સમજાવ્યો છે.

એક વખત દેવતા અને અસુરો વચ્ચે યુદ્ધ થયું, તેમાં દેવતાઓ જીત્યા, દેવતાઓ ફુલાવા લાગ્યા કે પોતાનાજ બળથી તેઓ જય પામ્યા છે. તેઓ ભૂલી ગયા કે પરમેશ્વરની કૃપાથી જ તેમની જીત થઈ હતી. અંતર્યામી પરમાત્માએ તેમનું આ વૃથાભિમાન જોઈ તે દૂર કરવાનો નિશ્ચય કર્યો, તેઓ એક અદ્દભુત રૂપ ધારણ કરી દેવો સમક્ષ ઉભા રહ્યા. દેવો તેમને ઓળખી શકયા નહિ, તેથી બધાએ મળી અગ્નિદેવને કહ્યું કે, " હે જાતવેદ ! આપણી સમક્ષ ઉભી રહેલી આ પૂજ્ય વ્યક્તિ કોણ છે? તેની તમે તપાસ કરો."

અગ્નિ તેમની પાસે ગયા, એટલે તે વ્યક્તિએ અગ્નિને પૂછયું કે, " તમે કોણ છો? "

અગ્નિએ જવાબ આપ્યો કે " હું અગ્નિ છું, જાતવેદ છું."

તે વ્યક્તિએ ફરી પૂછયું કે, "તમારામાં શી શક્તિ છે "?

અગ્નિએ કહ્યું કે, "હું પૃથ્વીની બધી વસ્તુઓને બાળી શકું."

આ સાંભળી તે વ્યક્તિએ તેની સામે એક તણખલું મૂકયું, અને અગ્નિને કહ્યું કે, "સર્વને બાળનાર અગ્નિ! જરા આને તો બાળો." પરંતુ અગ્નિ પોતાની બધી શક્તિનો ઉપયોગ કરતાં છતાં પણ તેને બાળી શકયા નહિ. તે પાછા ફર્યા અને દેવતાની પાસે આવી કહેવા લાગ્યા કે, " હું એ વ્યક્તિને ઓળખી શકતો નથી."

પછી વાયુ ગયા, તે પણ તે તણખલાને ઉડાડી શકયા નહિ, તેય નાસીપાસ થઈ પાછા આવ્યા. દેવતાઓએ ભેગા મળી ઈંદ્રને તપાસ કરવા મોકલ્યા, પણ તેને આવતા જોઇ તે મૂર્તિ અંતર્ધાન થઇ ગઈ. અને તેની જગ્યાએ વિદ્યારૂપીણી ઉમાદેવી ઉપસ્થિત થયાં. તેમને જોઇ ઇંદ્રે વિનય સહિત પૂછયું કે, " હમણાં અંતર્ધાન થઇ ગયા તે મહા પુરૂષ કોણ હતા?

ઉમાદેવીએ જવાબ આપ્યો :—

**सा ब्रह्मेति होवाच, ब्रह्मणो वा एतद् विजये। महीयध्वमिति ततोहैव विदांचकार ब्रह्मेति ॥**

(કેનોપનિષદ).

"તે બ્રહ્મ હતા, તેનાજ બળથી તમે જયયુક્ત

થઇને મહિમાવાન થયા છો." આ ઉપરથી ઇંદ્રને ખબર પડી કે તે બ્રહ્મ હતા.

દેવોનો બધો અહંકાર ગળી ગયો, અને તેમને સમજાયું કે તેમનો વિજય તેમની શક્તિને લઇને થયો ન હતો, પણ તે તો પરમેશ્વરની કૃપાનુંજ પરિણામ હતું.

અહંકારી પુરૂષ ધારે છે કે, તેના વિના માનને પાત્ર બીજો કોઇ નથી. સાધારણ વાતમાં પણ તેને અપમાન લાગી જાય છે, બીજાઓ પણ તેનો આ સ્વભાવ જાણી જઈ ચીડવવા ખાતર તેને માન આપતા નથી, અને આમ પોતાનો અહંકાર તેને મહાદુઃખનું કારણ થઇ પડે છે. બીજાને માન પામતા જોઈને પણ તેના દિલમાં દાહ થાય છે, તે ઈર્ષાને લઈને તેમની સાથે નિષ્કારણ વેર બાંધે છે. કોઇ સભામાં તે હાજર હોય તો તેનું ચિત્ત પોતાને કોણ માન આપે છે ને કોણ નથી આપતું, તેના ઉપરજ લાગ્યું રહે છે અને ઘણી વખત તો ખોટી કલ્પનાઓ કરીને પણ સુખ દુઃખ ભોગવે છે.

જેનું મન ઈશ્વર તરફ વળેલું છે, તે સાંસારિક માનાપમાનથી ચલાયમાન થતો નથી. બીજી વ્યક્તિઓના ગુણ તરફ નજર રાખવાથી અને પોતાના દોષોનો વિચાર કરવાથી પણ અહંકાર ઓછો થાય છે; જે મનુષ્ય પોતાના દોષ જુએ છે, તેને બીજાના અવગુણનો વિચાર કરવાનો વખતજ મળતો નથી. અને તેથી નમ્રતા, સુજનતા આદિગુણો તે વ્યક્તિમાં સ્વાભાવિક રીતે જ વાસ કરે છે,

અહંકારના વિષયોના વિનાશીપણાના વિચાર કરવાથી પણ આપણું તે વિષયો માટેનું અભિમાન મોળું પડે છે.

અહંકારથી છૂટવા માટે નિરંતર પ્રાર્થના કરવી કે, "અંતર્યામી! મારા અંતઃકરણનો અહંકાર દૂર કરી તેને ઉદારતા, વિનય, પ્રેમ આદિ ઉચ્ચ, કોટિના સદ્‌ગુણોનું નિવાસસ્થાન બનાવો."

## માત્સર્ય.

બીજાની લક્ષ્મી, સૌંદર્ય, સદ્‌ગુણાદિ જોઈને તેની ઈર્ષા કરવી એનું નામ માત્સર્ય.

સંકીર્ણ બુદ્ધિજ માત્સર્યનું પ્રધાન કારણ છે. બીજાને સુખ સંપત્તિ ભોગવતાં જોઇને "મને એ કેમ નહિ" અથવા "મને છે પણ તેને કેમ!" આવી બુદ્ધિથી માત્સર્યવાળો માણસ તેના તરફ ઈર્ષાભાવ બતાવે છે.

બીજાનાં દોષદર્શન તથા દોષકીર્તન એ મત્સર્યના સહચર છે. જેના હૃદયમાં આવી જાતની અદેખાઇનો વાસ છે તે કદાપિ સુખી થઇ શકતો નથી; તેના મનમાં કાયમ અસંતોષ રહે છે, અને તેની તબીયત પણ સારી રહેતી નથી. ઈર્ષાથી જેનું ચિત્ત બળ્યા કરે છે. તેને અન્નપચાવ સારી રીતે થતો નથી, અને તેની મુખમુદ્રા હિંસક પશુના જેવી થઇ જાય છે. આવા મહાશત્રુને દમવો, એ દરેક મનુષ્યની ફરજ છે.

જે માણસની ધન સંપત્તિ આદિ જોઇને અદેખાઈ ઉત્પન્ન થતી હોય તેના તરફ પ્રેમ બુદ્ધિ કરવી અને એમ વિચારવું કે, "બીજાની પાસે ધનસંપત્તિ છે એ ઘણું સારૂં છે, હજી પણ તેમની ધનસંપત્તિમાં વધારો થાય એમ હું ઇચ્છું છું, મારાથી પણ તે વધારે સુખી થાય એમ હું ચાહું છું."

બીજાનાં દોષદર્શન અને દોષ કીર્તનને બદલે તેમના સદ્‌ગુણો તરફ ધ્યાન આપવાથી અને તેમની પ્રશંસા કરવાથી વિરોધી ભાવ દૂર થશે. "દરેક માણસમાં દોષ અને ગુણ બંને છે, કોઈનામાં દોષ વધારે હોય, તો કોઇનામાં ગુણ વધારે હોય, પણ એ બધું કંઇ કાયમ ટકી રહેતું નથી. સ્વાભાવિક રીતે બધામાં કંઈને કંઇ દોષ રહેલા છે, મારામાં પણ થોડા દોષ હોવા જ જોઈએ." આવા વિચારોથી પણ ઈર્ષા બુદ્ધિનો લોપ થાય છે.

જે સૌંદર્ય, ઐશ્વર્યાદિ જોઇને બીજાઓને આનંદ થાય છે, તેજ વિષય ઈર્ષાપરાયણ વ્યક્તિને દુઃખરૂપ થાય છે. તેથી તે તે વિષયોમાં બીજાઓના આનંદમાં ભાગ લઇ, તેઓનું સુખ તે પોતાનું જ સુખ છે, એવો ઉદારભાવ ગ્રહણ કરવાથી ઈર્ષાભાવ આપોઆપ સરી પડશે, અને તેને બદલે પ્રેમ અને પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થશે.

મન અને તનની દુર્બળતા પણ ઈર્ષાભાવનું કારણ છે. શારીરિક દુર્બળતા કસરત કરવાથી દૂર થાય છે, તથા ઉચ્ચ વિચારોના સેવનથી અને ઉચ્ચ માનસિક બળવાળી વ્યક્તિઓના સંસર્ગ, તેમજ તેઓનું સતત્ ચિંતન કરવાથી મનની નિર્બળતા દૂર થાય છે.

પોતાનામાં ઈર્ષાભાવ છે, અને તે અતિ અનિષ્ટ

કરે છે, એમ સમજી તે દૂર થાય એટલા માટે ભગવાનની દયા યાચના કરવી એ પણ સરળ અને ઉત્તમ ઉપાય છે.

### ઉછાંછળાપણું

મન નિયમવશ ન હોય તો ઉછૃંખળતા જન્મે છે. ઉછૃંખળતા દૂર કરવા માટે બધાં કામ નિયમસર કરવાં. નિયમ પ્રમાણે ખાવાથી, પીવાથી, કસરત કરવાથી, પ્રાર્થના કરવાથી ઉછાંછળાપણું ચાલ્યું જાય છે. કપડાં જ્યાં ત્યાં ફેંકવાં, ઘરની બધી ચીજો અવ્યવસ્થિત રાખવી, ઊંઘવા તથા ઉઠવાના વખતમાં અનિયમિત રહેવું, કોઇ સાથે વાત કરવા બેઠા તો પારજ ન આણવો, એટલે કે જેને કર્તવ્યાકર્તવ્ય બોધ નથી—આ બધી અનિયમિતતા, ઉછૃંખળતાની નિશાની છે. જેમ સેનાપતિ પોતાની સેનાને શૃંખલાબદ્ધ ન રાખે, સર્વ સૈનિકોને પોતપોતાના કામમાં નિયોજિત ન કરે, અને તેમના અયોગ્ય વર્તનને સહન કરી લે, તો સૈનિકો ઉપર તેનો દાબ નહિ હોવાથી ચોક્કસ તેની હાર થાય છે; તેવી જ રીતે મનુષ્ય જો ઇન્દ્રિય ગણને વશ ન રાખે, તેમના દોષો પ્રતિ દુર્લક્ષ કરે, અને મનને કબજામાં રાખે નહિ તો જીવન સંગ્રામમાં અવશ્ય તેનો પરાજય થાય છે પ્રકૃતિના રાજ્યમાં પણ સઘળા પદાર્થો—સૂર્યચંદ્રાદિ ગ્રહો, તારાઓ નિયમને અધિન જ વર્તે છે, અને તેથીજ જગતના વ્યવહારમાં કોઇ પણ જાતની અડચણ આવતી નથી; પણ જો તેમાં કોઈ કારણથી ફેરફાર થઈ જાય તો દુનિયાનો નાશ થાય. કઠોપનિષદમાં પણ કહ્યું છે કે:—

**भयादस्याग्निस्तपति भयात्तपति सूर्यः ॥**
**भयादिन्द्रश्च वायुश्च मृत्युर्धावति पंचमः ॥**

ઇશ્વરના ભયથીજ અગ્નિ, સૂર્ય, ઇંદ્ર વાયુ અને મૃત્યુ આદિ દેવો નિયમપૂર્વક પોતપોતાનાં કામો કરી રહ્યા છે, અને તેથીજ સંસારના બધા વ્યવહારો સારી રીતે ચાલે મનુષ્યોએ પણ ઇશ્વરનો ડર રાખી નિયમોનું પાલન કરવું જોઇએ. જો ટુંકા જીવનમાં અલભ્ય લાભ સાધી લેવો હોય તો અવશ્ય એ જીવનને નિયમવશ રાખવું, જેથી ઉછૃંખલતાને લઇને ઉત્પન્ન થતી બધી અનિયમિતતા દૂર થઈ કલ્યાણકારી પ્રવૃત્તિને માટે પૂરતો સમય મળે, કારણ ભગવાન કર્માનુસારજ ફળ આપે છે.

જો સ્વાદિષ્ટ રસોઇ બનાવવી હોય તો પહેલેથીજ બધી સામગ્રી એકઠી કરી રાખવી જોઈએ, રસોઈ કરવા બેઠા પછી બધી ચીજો લેવા દોડાદોડ કરે તો રસોઇ જરૂર બગડે છે, એટલું જ નહિ પણ વખતસર તૈયાર પણ થતી નથી; તેવીજ રીતે જો જીવનની લગામ ઉછૃંખલતાના હાથમાં સોંપી તો એકકે કાર્ય યોગ્ય રીતે કે ધારેલે વખતે થઈ શકતું નથી, અને પછી દોડાદોડ કરી મૂકવાથી કંઇ પણ ફાયદો થતો નથી. માટે પહેલેથીજ આપણો ઉદ્દેશ્ય મુકરર કરી તેને પહોંચી વળવા માટે સર્વ સાધનોને યથાયોગ્ય એકત્ર કરવાં જોઇએ, તો અવશ્ય લક્ષ્યસ્થાને પહોંચી શકાશે. શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં પણ કહ્યું છે કે, **योगः कर्मसु कौशलम्**—અહીં યોગ શબ્દથી ચિત્તની એકાગ્રતાજ લક્ષ્ય કરી છે, એટલે કે જે વખતે જે કર્મનું અનુષ્ઠાન કરવું હોય તે વખતે તેમાં સંપૂર્ણ મન પરોવવું, જેથી તે કર્મ સુંદર રીતે સંપન્ન થાય છે; અને જો તે કાર્યમાં કંઇ વિઘ્ન આવી પડે તો તે ઓળંગવાની શક્તિ પણ આપણામાં આવે છે. એકાગ્રતાપૂર્વક કર્મ કરવું એજ કર્મ કરવાનું કૌશલ છે.

### નકામી સાંસારિક ચિંતાઓ

સંસારમાં ધનનો અભાવ, અન્નનો અભાવ, રોગાદિ આપત્તિઓ ચિન્તાનાં કારણ થઈ પડે છે. જો આ અભાવો તરફ ધ્યાન આપ્યા વિના ઉદાસીન વૃત્તિથી સંસારમાં રહી પોતાનું કર્તવ્ય બજાવવામાં આવે તો દુઃખ ઘણું ઓછું થઈ જાય છે. નિર્ધન જો ધનવાન તરફ લક્ષ્ય કરે તો તેને ધનના અભાવનું દુઃખ વધારે લાગે છે. પરંતુ પોતાનાથી પણ વધારે નિર્ધન તરફ દૃષ્ટિ રાખે તો એ દુઃખ સહેલાઇથી સહન કરી શકાય છે.

એક માણસ એટલો ગરીબ હતો કે પગમાં પહેરવાને પગરખાં પણ ન હતાં. અને તેનું તેને બહુ દુઃખ થતું; પણ જ્યારે તેણે બે પગ વિનાના એક માણસને જોયો, ત્યારે તેનું દુઃખ ઘણું મોળું પડી ગયું.

એક વખત શિયાળાની કડકડતી ઠંડીમાં એક માણસ જંગલમાં આવી ચડ્યો, તેના શરીર પર વસ્ત્ર ન હતું, અને ઠંડી એટલી બધી લાગતી હતી કે આખું અંગ ઠળી પડતું હતું. એક ઝાડ નીચે

બેસી તે મોટે અવાજે રડવા અને પોતાના ભાગ્યને ધિક્કારવા લાગ્યો. તે ઝાડની પાછળ એક કુવો હતો તેમાં એક આંધળો પડી ગયો હતો, તે આ અવાજ સાંભળી બોલ્યોઃ—

"ભાઇ, મારી સ્થિતિનો તો વિચાર કર. એક તો હું આંધળો છું, તેમાં વળી આવી ટાઢીમાં આ કુવામાં પડી ગયો છું અને ગળા સમાણા પાણીમાં ડુબું ડુબું થાઉં છું. મહા મહેનતે હાથ ટેકવી ઉભો છું. મારા આવા બૂરાહાલ સાથે સરખામણીમાં તારૂં દુઃખ ઘણુંજ ઓછું છે."

આ સાંભળી તે માણસને ધીરજ આવી અને તેણે તે આંધળાને કુવામાંથી બહાર કાઢયો. આ પ્રમાણે પોતાનાથી વધારે નબળી સ્થિતિવાળા માણસોનો વિચાર કરવાથી આપણને આશ્વાસન મળે છે. અને દુઃખ સહન કરવાનું બળ પ્રાપ્ત થાય છે.

જેઓને દૃઢ વિશ્વાસ થઇ ગયો છે, કે પરમાત્માને કોઇના પ્રત્યે દ્વેષ, તેમજ કોઇના પ્રત્યે ખાસ પ્રેમ નથી. તેમની નજરમાં તો બધાંયે સરખાં છે, અને સંસારનાં સુખદુઃખ પોતપોતાનાં કર્મનેજ આભારી છે, તે પોતાની અવસ્થા માટે કોઈને દોષ નહિ આપતાં પોતાનાં કર્મો પર જ લક્ષ્ય આપશે, અને તે દ્વારાજ પોતાની સ્થિતિ સુધારવાનો પ્રયત્ન કરશે; ખાલી અફસોસ કરી માથે હાથ દઈ બેઠા રહેશે નહિ.

પોતાની અથવા પોતાનાં સ્વજનોની બિમારીમાં પણ કુદરતના નિયમોનો ભંગ એજ તેનું કારણ છે, એમ સમજી તે દૂર કરવા કોશીષ કરવી, પરંતુ નકામી હાયવોય કરવી નહિ. દેહની સાથે રોગ લાગેલાજ છે, તે સહન કર્યા વિના છૂટકો જ નથી, તેથી, તેથી તે માટે ચિંતા કરી વધારે દુઃખી થવું ઠીક નથી.

## વેપારી બુદ્ધિ

કેટલાક મનુષ્યો ઇશ્વિર તથા ધર્મના વિષયમાં પણ વેપારી બુદ્ધિનો ઉપયોગ કરવા લલચાય છે, એ લોકો ધારે છે, કે આ જાતની ચતુરાઇ વાપરવાથી ધર્મલાભ થઈ શકે છે અને ઇશ્વિરને પણ ભોગવી શકાય છે. આ જાતની બુદ્ધિથી સંસારનો વ્યવહાર કદાચ ઠીક ચાલે, પણ ઇશ્વિરની સાથે એમ વર્તવાથી

પાપ કરી પછી થોડું ઘણું દાન પુણ્ય કર્યું કે, થોડા બ્રાહ્મણો જમાડયા અથવા તીર્થભ્રમણ કે દેવ-દર્શન કરી આવ્યા તેથી પાપનો ક્ષય થતો નથી. જ્યાં સુધી કરેલાં પાપકર્મો માટે ખરેખરો ખેદ થતો નથી, ત્યાં સુધી પાપ ખસતું નથી. એક વખત કોઈ ભક્તે પરમહંસ દેવ રામકૃષ્ણને સવાલ પૃછયો, કે ગંગાજીમાં સ્નાન કરવાથી પાપ ધોવાઈ જાય છે, એ ખરૂં કે નહિ?'

પરમહંસ દેવે હસીને જવાબ આપ્યો કેઃ—"જ્યારે ગંગાજીના પવિત્ર જળમાં માણસ સ્નાન કરે છે ત્યારે તો પાપ ખસી જાય છે, પણ કાંઠા પરના કોઇ ઝાડ પર તે વાટ જોતાં બેસે છે. જેવો તે માણસ ગંગા સ્નાન કરી પાછો બહાર આવે છે કે તરતજ તેના ઉપર કુદી પડી તેને કાબુમાં લે છે" તિર્થમાં સ્નાન કરનાર મનુષ્યો પાપી વિચારોને માત્ર ઘડીભરજ પોતાનાથી દૂર રાખે છે, જેવા બહાર આવ્યા કે તરતજ અસલ સ્વભાવ પ્રમાણે પાપકર્મ કરવા પ્રવૃત્ત થઈ જાય છે; આવાં તિર્થ સ્થાન કંઇ ફાયદો કરી શકતાં નથી; અંતઃકરણ પૂર્વક પાપનો ત્યાગ કરવો એજ ખરૂં તિર્થ સ્નાન છે.

ઉદારબુદ્ધિ મહાપુરૂષોના જીવન પ્રસંગોની આ-લોચના તથા ચિંતન કરવાથી ધર્મના વિષયમાં આવી હિસાબી બુદ્ધિ રાખવાની ટેવ દૂર થશે. જેમ પારસ-મણિના સ્પર્શથી લોઢું પણ કાંચન થાય છે, તેમ મહાત્માઓના પ્રત્યક્ષ કે પરોક્ષ સંબંધથી આવી બુદ્ધિ આપનિષ્ટ બને છે અને મનુષ્ય પવિત્ર તથા શુદ્ધ થાય છે.

### કુતર્કની ટેવ.

કુતર્ક કરવાની ટેવ પણ ઘણી હાનિકારક છે. શંકાના સમાધાન અથવા તત્વના અનુસંધાન માટે તર્ક નહિ, પણ કેવળ તર્ક ખાતર તર્ક ર્ક્યા કરવા તેનું નામ કુતર્ક છે. **नायमात्मा प्रवचनेन लभ्यः** તર્ક કર્યાં કરવાથી ઇશ્વિર સાક્ષાત્કાર થતો નથી. તેઓ તો તર્કથી બહુ દૂર છે. **नैषा तर्केण मतिरापनेया** કુતર્ક જળમાં ફસાઈ જવાથી માણસો બુદ્ધિ ભ્રષ્ટ થાય છે, અને સત્ય તત્વનું ગ્રહણ સરળ રીતે કરી શકતા નથી; હરેક વસ્તુ ઉંધી દૃષ્ટિએ જોવાથી તેમની સમજણ પણ ઉલટ પાલટ થઇ જાય છે.

વિચારની જરૂર છે, સાધારણ સત્ય સમજવા માટે પણ એજ રીતિનું અવલંબન કરવું જોઇએ; પણ કુતર્ક કરવાથી કંઇ ફાયદો નથી.

નારદ ભક્તિ સુત્રમાં પણ કહ્યું છે, કે ધર્મના વિષયમાં ખોટો વાદવિવાદ ન કરવો. સદ્‌વિષયોની આલોચના તથા સત્યને સરળ અને ઉદારભાવે ગ્રહણ કરવાનો પ્રયત્ન કરવાથી વૃથા વાદવિવાદ કરવાની ઇચ્છા દૂર થાય છે.

## ધર્માડંબર.

ધર્મ માર્ગે પ્રમાણ કરવામાં આડંબર, ડોળ, અથવા ઢોંગ મહાવિઘ્ન રૂપ છે. એ બધાં અહંકારનાં સ્વરૂપ છે. એક આના જેટલી સાધના કરી માણસો સોળ આના જેટલો આડંબર કરે છે. અંતરમાં ધર્મભાવ હોય કે ન હોય, પણ બહારથી ઘણા માણસો ટીલાં ટપકાં તાણી, પીતાંબર પહેરી, હાથમાં માળા લઇ પોતાની ધાર્મિકતાના આડંબરથી દુનિયાને આંજી દેવા ખૂબ મહેનત કરે છે. જે ખરેખરો ધાર્મિક છે, તે કદી આવો ડોળ કરતો નથી, એટલું જ નહિ પણ પોતે જે સાધના કરતો હોય છે, તેની બીજાને જરા પણ કળ પડવા દેતો નથી. રામકૃષ્ણ પરમહંસ પણ કહેતા કે ધ્યાન ધરવું હોય તો 'મને, વને, કોણે' મનમાં, વનમાં કે ઘરના ખૂણામાં (નિરાળી જગ્યામાં) ધરવું. જે કંઇ સાધન ભજન કરવું તેની દાંડી પીટાવવી નહિ.

જીસસ ક્રાઇસ્ટ પણ કહે છે કેઃ—

"અને જ્યારે તું પ્રાર્થના કરે ત્યારે ધર્મઢોંગીઓ માફક વર્તતો નહિ; એ લોકો તો મંદિરોની અંદર અને રસ્તા ઉપર બધાંના દેખતાં પ્રાર્થના કરવાનું પસંદ કરે છે, એવી ઇચ્છાથી કે બધાં તેમને પ્રાર્થના કરતાં જુવે, અને તેમને ધાર્મિક ગણી માન આપે. ચોક્કસ તેમને તેમની ભક્તિ અનુરૂપ ફળ મળે છે."

"પણ જ્યારે તું પ્રાર્થના કરે, ત્યારે તારા ઘરની અંદર બેસીને તેનું બારણું બંધ કરી તારા અલક્ષ્ય પિતાની પ્રાર્થના કરજે. અને તે પિતા જે છૂપી રીતે બધું જુવે છે, તે તને ખૂલ્લી રીતે તેનો બદલો આપશે."

શિવી સંપ્રદાયના ભક્તકવિ બ્રહ્માનંદ કહે છે કે:—

મુખ મેં એક બ્રહ્મ બનાય કહે,
નિજ અંતરમાંહી વિકાર ભરે હૈં;
જ્યું ઠગ ગોબર કુંપી ભરી,
ઉપરિ ઘૃત દોઉક સેર ધરે હૈં.
જ્યું કોઉ પ્યાજસે પાત્રભરા,
ચિંથરા કર્પૂરકોઢાંકી ધરે હૈં,
બ્રહ્મમુનિ કહે યા જગકે,
બ્રહ્મજ્ઞાની હુંસે મન માર ડરે હૈં,

ભીતર ભરી અસંતતા, બાહર જેસે સંત;
કહત તેહી દષ્ટાંત કરી, સમજ લેહુ બુદ્ધિવંત,
સમજ લેહુ બુદ્ધિવંત, દેખી અંતરકો આસે;
હોત વિષેકો જોગ, તબે તેહિરૂપ પ્રકાસે.
દાખત બ્રહ્માનંદ, નમે જેહિ ચોર રૂધીતર,
બાહર જેસે સંત, કુટિલતા ભરી હે ભીતર.
ઐસે સાધુ જગતમેં, ફિરત હી ભેખ બનાય;
ઉદર ભરનકે કામકો લોકનકું ભરમાય.
લોકનકું ભરમાય, નહિ જાનત હરિ લેસા;
પરધન પરત્રિયકાજ, કરત રહે જતન હમેસા.
દાખત બ્રહ્માનંદ, ધ્યાન ધરે બગર્જસે;
ફિરત હે ભેખ બનાય, જગમેં સાધુ ઐસે.

(બ્રહ્માનંદ કાવ્ય)

આ ઉપરથી એમ નથી ધારવાનું કે બધા સાધુ સંતો ઉપર જણાવ્યા પ્રમાણે પાખંડી હોય છે, પણ બહારના વેશથી અથવા તો વાકચાતુર્યથી ભોળવાઈ ન જતાં સાધુઓની પુરી પરિક્ષા કર્યા પછી જ તેમના પર વિશ્વાસ મૂકવો. શ્રી રામકૃષ્ણ પરમહંસ પણ કહેતા કે સાધુને દિવસે પણ જોવો અને રાત્રે પણ જોવો. જો રહેણી કરણી એક જોવામાં આવે નહિ, તો એવા સાધુને નમસ્કાર કરવામાંજ લાભ છે.

ખરા સંત કેવા હોય તેનું વર્ણન કરતા બ્રહ્માનંદસ્વામિ કહે છે કે—

પ્રભુપદ બાઢે પ્રીત, ચિત્ત વિષયન તે છૂટે;
દેશ–ગેહ–અરૂદેહ, નેહ સબહુસે તૂટે.
હૃદય શુદ્ધ હો જાય, બુદ્ધિ નિરમલતા પાવે;
ભ્રમે ન કાહુ ઠોર, અચલ મનકુ લહરાવે,
ગુન ચરિત નવલ ગોવિંદકે, સુંદર વચન સુનાવહિ;
કહે બ્રહ્મમુનિ સંગ સંતકો, પુન્યવાન નર પાવહિ.

જેવો સંત [illegible] ચિત્તે [illegible] કે:

જ્યું પારસ મનિ પાય, કલ્પના સર્વ ગૈ હે.
પરાપાર પરબ્રહ્મ, અગમ સોઇ સુગમ બતાવે.
શીતલતા કરી શાંત, સબહિ મન ભ્રાંત મિટાવે.
જગ ઉદધિ અમાર વિકાર, જલ દેખાવત પારકે;
કરે બ્રહ્મમુનિ વચન ફસ, સંત નાવ સંસારકે.

### લોકનિંદાનો ડર

ભક્તિ પંથના યાત્રાળુએ લોક નિંદાનો ડર પણ દૂર કરવો જોઈએ. ઘણી વખત એવું બને છે, કે લોક નિંદાથી ડરી જઈ ભગવાનનું ભજન કીર્તન કરતાં આપણે અટકી પડીએ છીએ. પ્રભુ ભજન વખતે તો તન અને મન બન્ને એકતાન થઇ જવાં જોઇએ; પણ એ વખતે "લોકો શું કહેશે!" એવા ખ્યાલથી આપણે તેમાં તલ્લીન થઇ શકતાં નથી. સત્કર્મ કરવામાં અને ભગવાન ભજવામાં આ જાતની લોકલજ્જાને તિલાંજલી આપવી ઘણી જરૂરની છે, નહિ તો ભક્તિપથે અગ્રેસર થઇ શકાતું નથી. શ્રીરામકૃષ્ણ કહેતા. કે જ્યાં સુધી લજ્જા, ઘૃણા અને ભય રહે ત્યાં સુધી પ્રકૃત ભક્તિનો ઉદય થતો નથી.

જે માણસ સત્કર્મ કરવાનો પ્રયત્ન કરે છે, તે હંમેશાં દુનિયાની ટીકાનો ભોગ થઇ પડે છે; ભક્તોના જીવનકાળમાં દુનિયાએ તો તેમને ક્રોસથી, કે અગ્નિ ચિતાઓથી જ સત્કાર્યા છે, અથવા તો તેમની ગણત્રી ગાંડાઓમાંજ કરી છે. જીસસ ક્રાઇસ્ટ, નરસિંહ મહેતા, મીરાંબાઇ, આદિ ભક્તોને લોકોએ સતાવવામાં જરાપણ બાકી રાખી નથી; છતાં ભક્તો તો એમજ ગાય છે. કે:—

"એવા રે અમો એવા રે એવા,
તમે કહો છો વળી તેવા રે;
ભક્તિ કરતાં જો ભ્રષ્ટ કહેશો તો,
કરશું દામોદરની સેવા રે."

ભગવાનનો ખરો ભક્ત મોતને શરણ થાય છે, પણ ભગવદ્ભક્તિ છોડતો નથી; જીસસ ક્રાઇસ્ટે હસતે મોઢે ક્રોસનો સ્વિકાર કર્યો પણ અસત્ય વાત કબૂલ કરી નહિ.

હાલના સમયમાં કેળવાયેલા માણસો કેટલીક વખત પોતે આધુનિક કેળવણી લીધી છે, એમ બતાવવાને માટે કેટલીક બુરાઈઓનો અંગીકાર કરે છે. જો હું આમ નહિ કરૂં તો સુધરેલો સમાજ મારે માટે કેવા હલકા વિચાર બાંધશે! આ ભયે કેટલાય માણસો અધઃપતનને માર્ગે આગળ વધે છે. આવી દુર્બળતાનો ત્યાગ કરી ધર્મ અને સત્યની ખાતર પ્રાણની પણ આહુતિ આપવા માટે સાધકે તત્પર રહેવું જોઇએ, તથા મનમાં એવો દૃઢ વિશ્વાસ રાખવો જોઈએ કે

**यतो धर्मस्ततो जयः । सत्यमेव जयते नानृतम् ॥**

(સંપૂર્ણ)



## સંતોનાં સુવાકયો

શુદ્ધ બીજનાં જ ઉત્તમ ફળો થાય છે.

ભગવાન ઉંચ–નીચને જોતા નથી, જ્યાં ભક્તિ જુએ, ત્યાંજ નિવાસ કરવા લાગી જાય છે. ભક્તોને ત્યાં તે પોતાના શરીર વડે કામ કરે છે.

નિરાશ ન થાઓ; મેં પાપ કર્યું છે, માટે મને તરવાનો કોઈ માર્ગ નથી એમ ન માનો; પાપી લોકોને તરવા માટે સુંદર નાવ છે, એનું નામ છે 'હરિકીર્તન'–હું એજ નાવથી તરી ગયો.

# અનન્ય ભક્તિ

લે. શ્રી બાલકવિ સાહિત્યમનીષિ-જામનગર

### પ્રથમ બિન્દુ-પ્રારંભ

**वंदे वंदारु मंदारं वृंदावन विनोदिनम् ।**
**वृंदावन कलानाथं पुरुषोत्तममद्भुतम् ॥**

કલ્પવૃક્ષોની પેઠે ભક્તના મનોરથોને પૂરનારા, વૃંદાવનમાં વિનોદ કરનારા, વૃંદાવનમાં થતી રાસક્રીડા વગેરે કલાના નાથ, એવા અદ્‌ભુત ચરિત્રવાળા શ્રી પુરુષોત્તમ પ્રભુને પ્રણામ હો.

પુણ્ય પવિત્રા ભાગીરથી જેની વામ્યદિશામાંથી ભ્રમણ કરતી વહે છે, જેના ઓવારાઓ ઉપર લાખો યાત્રીઓ સ્નાનથી પવિત્ર થાય છે, ગંગાપુત્ર અને તીર્થગોરોની જે એક નિત્યના કાર્યક્રમરૂપે એની જ ઉપજીવિકા છે, એવી મૃત્યુલોકની ભારતભૂમિ માંહેની સ્વર્ગરૂપ કાશીની મહત્તા અકથ્ય છે.

એ તો સૃષ્ટિનો સ્વાભાવિક નિયમ જ છે કે– "શિખરે પહોંચેલ પાછું પતિત થાય છે કેમકે તેને પછી ઉર્ધ્વગતિ રહેતી નથી." એ ન્યાયે પૂર્ણ ઉચ્ચ ભૂમિકાએ પહોંચેલ ભારતના વેદકાળ ઉપર બૌદ્ધ, મ્લેચ્છ આદિ અન્ય ધર્મીઓની પ્રખર દૃષ્ટિ થઇ અને તેઓના જુદા જુદા મત મતાંતરો અને પંથો દૃષ્ટિગોચર થતાં, કાલના વહનની દિશા આર્ય સંતાનોને અજ્ઞાનમાં દોરવા તરફ ફરી, સંસ્કૃત વેદવાણી ઢંકાવા લાગી. આવી રીતે તત્ત્વજ્ઞાનની શિથિલતાના અંગે 'પ્રભુ સર્વવ્યાપક છે.' એ તત્ત્વ ઉપર વિદ્વાન મહર્ષિ અને આચાર્યોએ સગુણ મૂર્તિઓનો પ્રચાર નિપજાવી, ઇશ્વરના અસ્તિત્વનું તેમાં ક્ષેપન કર્યું, કે જેથી અજ્ઞાનવર્ગ કે જે માનસિક ભક્તિમાં પછાત રહેતો, તે નેત્ર આગળ અનુપમમૂર્તિ પ્રત્યક્ષ થતાં, તેના ધ્યાનમાં તલ્લીન રહેવા લાગ્યો અને આદ્યવિભૂતિઓ રૂપે ભક્તિમાં પ્રચલિત થવા લાગ્યો. કેટલાએક ભક્તિમાર્ગના આદ્યાચાર્યો બહુશ્રુત અને વિદ્વાન થતાં એ માર્ગો વિશેષ આગળ પડતા દેખાવા લાગ્યા. અને તેમાં પણ કાળે કરી પાછા ઘણા ભેદો થઇને પેટા શાખાઓ પ્રચલિત થઈ.

આપણી આ નાનકડી ભક્તિપ્રદ નવલિકાના સ્થળ અને કાળનું ઉપર પ્રમાણે નિદર્શન કરી હવે મૂળ કથાના ભાગ તરફ દૃષ્ટિ કરીએ.

### દ્વિતીયબિન્દુ–શિવદાસ

ઉપરોક્ત પૂર્ણ પવિત્ર વારાણસીમાં શિવદાસ નામે બ્રાહ્મણ સહકુટુંબ પરમાત્માના સ્મરણમાં મગ્ન રહી સંસારનું ગાડું ચલાવ્યા કરતો હતો. શિવદાસને વિષ્ણુદાસ અને કૃષ્ણદાસ નામે બે પુત્ર અને શારદા નામે એક કન્યા એ રીતે સંતતિ હતી. શિવદાસ લેખકનો ઉદ્યોગ કરતો હતો. કેમકે એ કાળે છાપવાની કળા નહોતી. તેથી હસ્તલિખિત પ્રત ઉપર માણસોનો આધાર અને ભાવ વિશેષ હતો. પ્રાચીન ધર્માચાર્યો પુસ્તકોનો મોટો સંગ્રહ કરીને તેનું મનન બહુ કરતા. તેથી તેમના શિષ્યવર્ગ, શ્રીમાન્ ગૃહસ્થો તરફથી દ્રવ્યની રકમને બદલે એવા કોઈ ઉત્તમ ધાર્મિક ગ્રંથની હસ્તલિખિત પ્રતિ આચાર્યશ્રી આગળ ભેટ મૂકીને તેઓ પોતાની ભક્તિ પ્રકટ કરતા. અને આચાર્યો પણ તેનાથી વિશેષ સંતુષ્ટ થતા. આથી શિવદાસને પોતાના લેખન વ્યવસાય ઉપર સારી પ્રાપ્તિ થતી.

વેદવાણી (સંસ્કૃત) ગંભીર હોઇ, વ્યાકરણાદિ નિયમ હ્રસ્વ, દીર્ઘ કે શુદ્ધ વર્ણ વિચારનું જ્ઞાન ન હોય, તો અર્થનો અનર્થ થાય છે. શિવદાસનું તેમ નહોતું. તેણે યોગ્ય જ્ઞાન સંપાદન કર્યું હતું. છાપખાનાના અભાવે આજકાલની જેમ સાંસારિક કે રાજપ્રપંચાદિ મનોરંજક શુષ્ક પુસ્તકો એ સમયે ઉધઈની પેઠે ઉભરાઇ નીકળતાં નહોતાં ! પણ ધાર્મિક અને

સાહિત્ય જ્ઞાનનાં પુસ્તકોજ વિશેષ અગત્યનાં, પ્રસિદ્ધ થવા લાયક જ લખાઇને પ્રકટ થતાં. કેમકે જે પુસ્તક લોક સમાજની દષ્ટિ આગળ રજુ થવાનું, તે બહુજ પરિશ્રમે તૈયાર કરી શકાતું. તે પૈસાની શેર પસ્તીમાં ચેવડો-ગાંઠિયા બાંધવામાં વપરાવા ન જતું! તેથી વિશેષ આવશ્યકતાવાળાંજ પુસ્તકો હસ્તી ધરાવતાં. ધર્મની ઉચ્ચ લાગણી સરખી ઉત્તમ વસ્તુ સૃષ્ટિમાં બીજી કોઇ નથી અને તેથી એવાં ધાર્મિક પુસ્તકોજ શિવદાસ પાસે લખાવા આવતાં, તે પણ સફાઇદાર, સ્વચ્છ અને નિયમિત સમયમાં લખી તૈયાર કરતા. કોઈ પુસ્તક લખવા આવે, ત્યારે તે વંચાય એટલે એ વિષે વિચાર કરવાની કંઇ બુદ્ધિ તો સ્ફુરે જ, પણ દક્ષિણા લઈ ભાડુતી ફરી કે લક્ષ્મીસુક્તના આવર્તન કરી આવનાર દોલતરામ પંડયાને બીજી અર્થ વિવેચન કે મનનની શી અગત્ય? તેમ શિવદાસ પણ એ ગ્રંથના વિષય સંબંધે કશો વિચાર કરતા નહિ. ઠરાવેલ લખામણીની રકમ લઈ લખી દેતા!!

ભાવે કભાવે, સમજીને કે વિના સમજે, પ્રભુનું નામ લેવાય તો પણ તે વૃથા જતું નથી. સાકર અંધારે ખવાય તો પણ ગળી લાગેજ. તેમ પ્રભુનામનો પ્રભાવ પ્રતીત થાય જ. તે પ્રમાણે શિવદાસની ભક્તિમાર્ગ તરફ ધીરેધીરે શ્રદ્ધા વધવા માંડી- "**प्रीणाति यः सुचरितैः पितरं सुपुत्रो**" એ પ્રમાણે તેનો મોટો પુત્ર વિષ્ણુદાસ પોતે યોગ્ય વયનો થતાં જરૂર પૂરતો વિદ્યાભ્યાસ પૂર્ણ કરી, પોતાના પિતાને લેખનકાર્યમાં મદદ આપવા લાગ્યો. પોતાના પિતાની વૃદ્ધાવસ્થાને લઇ કાર્યભાર તેમને ઓછો વહેવો પડે, એ રીતે પોતે સંસાર વ્યવહાર તરફ પણ ધ્યાન આપવા લાગ્યો,

## તૃતિય બિંદુ-પાણિ ગ્રહણ

પોતાના પિતા અને વડીલ બંધુ જ્યારે ઉદરનિર્વાહના કાર્યમાં પ્રવૃત્ત હતા, ત્યારે ન્હાનો કૃષ્ણદાસ યોગ્ય વિદ્યાભ્યાસ પૂર્ણ કરી, પ્રભુ પૂજનમાં જ દિવસ વ્યતીત કરવા લાગ્યો. કેમકે એ શિરછત્ર હોવાથી નિર્વાહ કાર્યની ઉપાધીનો બોજો તેના માથે હજુ આવી પડયો નહોતો. કૃષ્ણદાસ સમજણો થયો ત્યારથીજ તે અલૌકીક જ્ઞાન અને દીપ્તિવાળો જણાતો હતો. ગુરુગૃહે જઇ, ગુરૂની સેવામાં તત્પર રહેવું, તેમનો સદ્બોધ ગ્રહણ કરવો અને નિત્ય તથા નૈમિત્તિક કર્મોમાં ખંડ ન પડવા દેતા, એકભુક્ત વ્રતસ્થ રહેવું એ તેનો કાર્યક્રમજ થઇ પડયો હતો. તેની આવી રહેણીને લઇ સર્વત્ર 'ભક્તરાજ' એવી તેની જનતામાં સજ્જડ છાપ પડી હતી.

શિવદાસની માન પ્રતિષ્ઠા સારી હતી. તેથી વિષ્ણુદાસનું એક ચંડિકાદેવી નામની બ્રાહ્મણ કન્યા સાથે લગ્ન થયુ. વિષ્ણુદાસ ગૃહસ્થાશ્રમી બન્યો. તેથી વધુરાવસ્થા ભોગવતા શિવદાસનું ઘર સ્ત્રીશૂન્ય બનેલ હતું, તે સ્ત્રીયુક્ત થયું. કૃષ્ણદાસનો વ્યાસંગ પ્રભુભક્તિ એજ હતો, એટલે તે સંસાર તરફ બિલકુલ લક્ષ્ય આપતો નહીં.

"**यथा नाम स्तथा गुणः**" આ વાકય ગુરુમુખથી તેના કાને આવતાં પોતે વિચાર્યું કે મારૂં નામ 'કૃષ્ણદાસ', ત્યારે મારે કૃષ્ણનો દાસજ રહેવું જોઇએ. મારો પ્રભુ એટલે કૃષ્ણપ્રભુ. ભગવાન; તેથી પરમાત્માની અન્ય વિભૂતિઓનું સ્મરણ ભજન મારે અત્યાવશ્યક નથી, પણ પુરુષોત્તમનું પોતે જે ધ્યાન કરે છે, તે યથાર્થ છે એમ સમજી પોતે તેમાં તલ્લીન રહેવા લાગ્યો.

સારી યા નરસી વાત પ્રસરવામાં વખત લાગતો નથી. તે એકદમ ચોમેર ફરી વળે છે '**गतानुगतिके लोकः**' એ ન્યાયે એકની વાત સાંભળી, તેમાં સારો યા નરસો ઉમેરો કરી માણસ જ્યારે બીજાને કહે છે, ત્યારે તેને શાંતિ થાય છે. આ જન સ્વભાવ પ્રમાણે કૃષ્ણદાસની ઉજ્વલ ભક્તિકીર્તિ સઘળે થોડા સમયમાં પ્રસરી.

શ્રી કૃષ્ણના ગુણાનુવાદનો મહિમા તો અદ્ભૂતજ છે. એથી ઘણી કન્યાનાં કૃષ્ણદાસના લગ્ન માટે કહેણ આવ્યાં. પણ સંસાર વ્યવહારથી અજ્ઞાત અને વિરક્ત સ્થિતિને પ્રિય માનનારા કૃષ્ણદાસે લગ્નની ના કહી. પણ તેનું માને કોણ! કુટુંબી વડીલ માણસોના આગ્રહથી તેમના વિચારને તાબે ભક્તરાજને થવુ પડયુ! એક પવિત્ર બ્રાહ્મણની સુશિક્ષિતા સાધારણ રૂપવતી લક્ષ્મી નામની કન્યા સાથે લગ્નનો નિશ્ચય થયો. બ્રાહ્મણવર્ગને શોભીતી લગ્નની સર્વ તૈયારી થઈ અને વધૂ વરનું શાસ્ત્રવિધિ અનુસાર પાણીગ્રહણ થયું.

વધૂવરે અન્યોઅન્યની પ્રતિજ્ઞાસૂચક સપ્તપદી પૂર્ણ કરી. ભક્ત શિરોમણી કૃષ્ણદાસે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કર્યો. પણ એ માત્ર જનતાની દૃષ્ટિએ હતો. કૃષ્ણદાસના હૃદયમાં પ્રકટેલ ભક્તિભાવ લુપ્ત થઇ, તુરતમાં સંસારમાં મગ્ન બને એ અસંભવિતજ હતું. લક્ષ્મી પિતાના ઘેરથી હવે શ્વશુરગૃહે આવી, પતિ શુશ્રૂષા અને વ્યવહારિક કાર્યોમાં જોડાઈ લક્ષ્મી હવે ગૃહિણી બની.

## ચતુર્થ બિન્દુ—અસૂયા

માનવીના પૂર્વકર્મ પ્રમાણે બુદ્ધિ થતાં, તેવીજ તેની ઇચ્છાઓ સતેજ થાય છે. કેમકે 'બુદ્ધિઃ-કર્માનુસારિણિ' એ પ્રમાણે તેનું વર્તન હોય છે. વિષ્ણુદાસ રાજસી સ્વભાવનો હતો. સંસાર વૈભવમાં પોતાની ઉન્નતિ શી રીતે થાય? એજ વિચાર અહોનિશ તેના અંતઃકરણમાં રમ્યા કરતા હતા. તેની સ્ત્રી ચંડીકાદેવી પણ નામ પ્રમાણેજ તીખા સ્વભાવની હતી તેને સાક્ષાત્ કાલિનો અવતાર કહેવામાં આવે તો તેમાં અતિશયોક્તિ નહિ ગણાય. કૃષ્ણદાસની ભક્તરાજ તરીકેની પ્રસરેલી કીર્તિ તેનાથી સાંભળી સહન કરી શકાતી નહોતી.

વૃદ્ધ શિવદાસ આ અસાર સંસારનો ત્યાગ કરી પરલોકવાસી થયા. તેથી વડીલ ગૃહદેવી તરીકે માતૃપદે ચંડિકાદેવીજ સ્થિત થયાં હતાં. કૃષ્ણદાસ પોતાના પતિના કમાયેલા પૈસા ઉપર તાગડધિન્ના કરે છે, અને ભજન પૂજનનો ખોટો ડોળ ઘાલી બેઠો રહે છે; આ વાત તેના હૃદયમાં શલ્યરૂપે ખૂંચવા લાગી. પરંતુ પોતાના પતિને-બંધુ પ્રેમીને-કહી શકે એટલે દરજ્જે તે સ્વતંત્રતાના શિખરે આજના જમાના પ્રમાણે હજુ પહોંચી નહોતી. પરંતુ પોતાની દેરાણી લક્ષ્મી ઘરમાં આવતાં અને ઘરના સઘળાં માણસો તેના ઉપર ખુશ રહે છે, એમ તેના જોવામાં આવતાં તેને નખ શિખાન્ત ક્રોધ વ્યાપ્યો.

કૃષ્ણદાસ ભગવદ્ ભજનમાં તલ્લીન રહેતો. અરુણોદય વખતે ઉઠી, શૌચ દંતધાવનાદિ આટોપી, ન્હાઈ, શુચિર્ભૂત થઈ, પ્રભુ પૂજનમાં બેસતો. અને મધ્યાન્હ કર્મ આટોપી પૂજનમાંથી બહાર નીકળતો. પાછો ત્રીજે પહોરે કરી ન્હાઇને પૂજનમાં નિમગ્ન બનતો તે બે ઘડી રાત્રી વ્યતિત થયે પરવારતો. નૂતન પરિણીતા બિચારી લક્ષ્મી ઘણી લાલસાથી પોતાના પતિ પાસે ગૃહસૌખ્ય પ્રાપ્ત કરવાની ઇચ્છાએ તેમની રાહ જોતી બેસતી. પણ આખર સજલ નેત્ર નિદ્રાધીન થયા સિવાય તેની અન્ય ગતિ ન થતી! આજકાલની કહેવાતી ભણેલી જેવી તે સ્વચ્છંદી ન હતી. તે આ વાતને બહાર આવવા દેતી નહોતી.

તેની જેઠાણીને તેના સ્વભાવ પ્રમાણે કાંઈપણ છિદ્ર જાણવાની ઇચ્છા હતી. તે લક્ષ્મીની થતી જતી દુર્બળતા જોઇને પૂછતી કેઃ-"લક્ષ્મી! શું થાય છે તને? કરમાતી જાય છે તે!" સુશીલા લક્ષ્મી કહેતી-'ભા! કાંઇ નહી" એમ કહી વાત ઉડાવી દેતી. પણ એ વિલક્ષણ ચંડિકા, લક્ષ્મીના ઉત્તરથી સંતોષ માની બેસે એવી નહોતી. લક્ષ્મી તરફથી કૃષ્ણદાસની કાંઈ વાત ન મળી એટલે તેણે એ જોડલાના વર્તન ઉપર બારીક દૃષ્ટિ રાખવી શરૂ કરી. ટુંક મુદતમાં લક્ષ્મીની સ્થિતિનું કારણ તેણે જાણી લીધું.

કશ્યપપુત્ર ભાનુરાજ પાતાલભૂવનને પ્રકાશિત કરવા તે તરફ ગમન કરવા લાગ્યા. તૃતીયાહ્ન થવાથી પશુપક્ષીઓ ભ્રમણ કરવા લાગ્યાં માનવીઓ પણ પોતાના પ્રાપ્તવ્યવહારમાં જોડાવા લાગ્યા. આ વખતે કૃષ્ણદાસ પોતાનું મધ્યાન્હ કર્મ આટોપી, પોતાનો લેખન વ્યવસાય ચલાવતા હતા, ત્યાં આવી બેઠો. પોતાના વડીલ બંધુની આમન્યા પાળવામાં તે બહુ વિચારશીલ હતો. બન્ને વચ્ચે અચલ સ્નેહ હતો. પોતાના લઘુ બંધુને કેટલાયે દિવસે નિવૃત્તિ પરાયણ જોઈ વિષ્ણુદાસે સ્નેહથી પૂછ્યું.-"કેમ કૃષ્ણદાસ! આજે વ્યવસાય રહિત છો?"

"હા. મોટાભાઈ! આજે જરા પૂજન વહેલું પૂરૂં થયું. એટલે અવકાશ છે. એટલે કહ્યું, મોટાભાઈ પાસે બેસી, કોઇ ઉત્તમ ગ્રંથ લખતા હશે તેનું અવલોકન કરૂં. આપે મને સાંસારિક ઉપાધિથી મુક્ત રાખ્યો છે, એટલે જ્ઞાન પ્રાપ્તિ સિવાય મારે બીજો શું ઉદ્યોગ?"

"હા ભાઇ! આજે સર્વજ્ઞ ચૂડામણી ભગવાન્ વેદવ્યાસ પ્રણિત ભગવદ્ગીતા ટીકા સહિત લખવા માટે આવી છે, જો પેલી તરફ રહી. બાકી વેદાન્તપ્રબોધિની તો લખાઇ રહેવાથી તે આપી આવ્યો,

ભક્તલીલામૃત કાલે લઈ આવવાનો છું." વિષ્ણુદાસે પોતાના લેખન ઉદ્યોગનું દિગ્દર્શન કરાવતાં કહ્યું.

કૃષ્ણદાસ ભગવદ્‌ગીતા લઇ વાંચવા લાગ્યા. સંસ્કારી જીવ અને ભગવદ્‌ગીતા સરખા મણિસ્વરૂપ પુસ્તકનું અવલોકન! તે તેમાં તદાકાર બની ગયા.

આ વખતે આંગણાંની અંદર બાંધેલ ગાય-વાછરડાને પાણી પાવા માટે ચંડિકાદેવી આવી હતી. લાલનપાલન થતી શ્વાન જાતિ પોતાના માલીકને ખુશ કરવા પોતાની પૂછડી હલાવશે. બિલાડી પગ ચાટશે ને 'મ્યાંવ-મ્યાંવ' શબ્દ કરતી માલીકના શરીરે પોતે લપેટાયા કરશે, તેમ પશુ જાનવર પણ પોતાનું માથું પોતાના માલીકના અંગ સાથે ઘસી કૃતજ્ઞતા દર્શાવશે. એજ રીતે એક ગાયના માતેલા વાછડાએ ચંડિકાના ઘુંટણને માથું ઘસવા માંડ્યુ. પોતાના પતિને નીચું ઘાલી વખતાં બેઠેલા અને કૃષ્ણદાસ ગીતા વાંચવામાં ફોગટ વખત ગુમાવતા જોઇ, હલાહલ કલિથી વ્યાપ્ત ચંડિકાથી ન રહેવાયુ. તેણે અન્યોક્તિથી ચીડવવાની તક લઇ પેલા વાછરડા તરફ જોઇ, કહ્યું—"એ માતેલા! આમ જ્યાં ત્યાં માથું શું ભરાવ્યા કરે છે? મહેનત મજુરી કે ધંધો કર્યા વિના તને કોણ ખાવા દેશે? હમણાં તો ઠીક. પણ તારા જેવા આળસુના પનારે પડેલી બિચારી બૈરીઓના શા ભાગ? બિચારીઓએ ભગતાણી થઇ ભભૂતિ ચોળવી? કાંઇક ધંધો કરતાં શીખ-કે ભવિષ્યમાં વાંધો ન આવે, અરે! આટલું કહું છું તોય સમજતો નથી? હજુ માથું અમથું ઘસ્યાજ કરે છે? કેવો મૂર્ખ છે?" આટલું કહી તે ચાલી ગઇ.

વિષ્ણુદાસ આ શબ્દો સાંભળી ચકિત થયો. પણ તે કાંઈ બોલ્યો નહિ, કેમકે કાંઇક બોલત તો કંકાસ-કલેશ વધત. ભક્ત કૃષ્ણદાસ તો ઉલટો હસી પડયો-કેમકે—

**"ક્ષમા શસ્ત્ર હોતાં હાથે,**
**કરે દુષ્ટ શું ત્યાંય?**
**ઘાસ વિનાની ભૂ પરે,**
**અગ્નિ પડી ઓલાય-"**

પોતાનો પતિ કશું એ બોલ્યો નહિ અને કૃષ્ણદાસ ઉલટો હસી પડયો એથી ચંડિકાબાઈના ક્રોધનું બોઇલર ઉકળી ઉઠયું અને 'ભૂલ્યો ઘા એરણપર' એ કહેણી અનુસાર બિચારી લક્ષ્મી ઉપર તેણે ઝાટકણી શરૂ કરી!!!

## પંચમ બિંદુ. સંસાર ધૂંસરી.

એક માનવી પણ પોતાના આશ્રિતની હાંસી સહન ન કરી શકે, તો ત્રિભુવનના પતિ, દયાસિંધુ, ભક્ત વત્સલ ભગવાન પોતાના ભક્તની હાંસી થતી કેમજ જોઇ શકે?

પ્રભુએ કૃષ્ણદાસને રાત્રિએ સ્વપ્નાભાસમાં જ ગૃહસ્થાશ્રમ ધર્મનું યથાર્થ ભાન કરાવ્યુ. એટલે પોતાની ભાભીના માર્મિક શબ્દોના સત્યાર્થ ગ્રહણ કરી તેણે ઉપકાર માન્યો. તેણે એકવાર ગુરુમુખેથી પણ સાંભળેલ હતું કે ગૃહસ્થાશ્રમ સરખો અન્ય આશ્રમનો પોષક બીજો એકે આશ્રમ નથી. એ ઉભય કારણે ભક્ત કૃષ્ણદાસ પોતાની સ્ત્રી સાથે સંપૂર્ણ સહાનુભૂતિ બતાવવા લાગ્યો. તો પણ તેની શ્રી કૃષ્ણ પ્રત્યેની લગની જરાપણ કમી થવા પામી નહોતી. બલકે ભગવદ્‌ગીતાના પાઠ ઉપર એવું ચિત્ત ચોટયું હતું, કે ઘર સંસાર તરફ તે લક્ષ આપતા જ, તો તે જેમ કોઇ બહારનો પરોણો ઘરમાં ઉતરેલ હોય, તે પ્રમાણે ઉપર ટપકેથી અને અલિપ્તપણે વર્તતો. કૃષ્ણદાસના હવેના આ વર્તનથી તેની ભાભીને બહુજ સંતાપ થવા લાગ્યો. "સ્વાર્થ સાધુ ઢોંગી ધુતારાએ હવે બરાબર જાળ બીછાવી છે. ખાવાપીવામાં અને વિલાસ ભોગવવામાં બિચારાની ભક્તિ ક્યાં સંતાઇ જાય છે કોણ જાણે? અને કમાવા ધમાવા, મહેનત કરવામાં ભક્તિ આડે આવી નડે છે!!'

આ વાત તેણે પોતાના પતિને કહી. વિષ્ણુદાસે આ વાત પોતાના ભાઈને કહેવા વિચાર કર્યો, પણ કૃષ્ણદાસની પવિત્રતા, એકનિષ્ટ ભક્તિ, તેમ શુદ્ધ સ્નેહ ભરી સાધુતાના પ્રભાવે તે તેને કહી શકતો નહોતો. પ્રભુ કૃપાની મહત્તા ઓરજ છે. ભક્તિના પ્રભાવની અસર રંકથી રાય સુધી આબાલવૃદ્ધ સર્વના પર સચોટ થાય છે.

સંસાર તરફ ઉપલક દૃષ્ટિથી જોતા કૃષ્ણદાસને ત્રણ વર્ષ પૂર્ણ થયાં. એટલી મુદતમાં એક પુત્ર રત્ન પ્રાપ્ત થયું. અસૂયાથી પ્રજળી રહેલા ભાભીશ્રીના કોપની તો હવે અવધિ થઈ!

બિચારી સુશીલ સ્વભાવની લક્ષ્મીની તો બહુ દયાજનક સ્થિતિ થઇ હતી. તેને પોતાનું હૈયું ખાલી કરવાને એકે સ્થળ નહોતું. ચંડિકાબાઇ ચંડિકારૂપે હમેશાં ધુંધવાતાં રહેતાં. તેમ ભક્ત કૃષ્ણદાસને મનની વાત કહેવા જતાં તેમના મનને કલેશ થાય એમ જણાતું હતું ! જેથી એ પતિપરાયણ સાધ્વીને એ રુચતું ન હતું, ચિતા એ મૃતને બાળે છે જ્યારે ચિંતા એ જીવંતને બાળે છે. આ રીતે લક્ષ્મીની ચિંતા વધતાં, તે દિવસે દિવસે કૃશ થતી ચાલી. લક્ષ્મી સુશિક્ષિતા હતી. એટલે સતીધર્મ શું ? એ બરાબર જાણતી હતી. તે પણ વખત મળતાં પ્રભુ સ્મરણ કરવાને ભૂલતી નહોતી.

ભક્તરાજની કસોટી કરવાને હવે સંકટોની પરંપરા શરૂ થઈ! તેના મોટાભાઇ ક્ષયની વ્યાધિથી રીબાતા એક વર્ષમાં પ્રાણમુક્ત થયા! હવે ઘરની સઘળી ઉપાધી ભક્ત કૃષ્ણદાસ ઉપર આવી પડી ! ચંડિકાને પતિવિયોગનું દુઃખ પડતાં તેણે ગરીબાઈ ધારણ કરવી જોઇએ, પણ તેના બદલે તે ઉલટી વધારે ચીડીયાં સ્વભાવની બની, તેણે લક્ષ્મીને કહ્યું– "હવે ભક્તરાજને કહો કે ટોકરી વાગવા બરાબર મહાપ્રસાદ આવતો, એ ખંડીયાભાઇ મરી મરી મહેનત કરીને કાયર થઇ દુનિયા ઉપરથી સિધાવી ગયા ! તમે હવે કાંઈ નહિં કમાઓ, તો આટલાં માણસો ખાશે શું ?"

ચંડિકાએ ઉપરા ઉપરી આ વાત કહેતાં લક્ષ્માએ એકવાર પતિને કહી. ભક્તરાજ બોલ્યાઃ–"દેવિ ! બાળકના જન્મ પહેલાં જ માતાના સ્તનમાં જેણે પય નિર્માણ કર્યું છે, તે મારો વહાલો વ્રજવિહારી કોઇને પણ ભૂખ્યા નહિ રાખે. માટે શ્રી કૃષ્ણનું ભજન કરો."

સ્ત્રી બિચારી વધારે શું કહે ? તો પણ પતિની અપકીર્તિ અટકાવવા લક્ષ્મી પોતાના પીયરથી જે કાંઈ હાથખર્ચી માટે લાવી હતી, તેમાંથી થોડું થોડું જેઠાણીને આપવા લાગી. જેઠાણીએ ઘરમાંની કેટલીક ચીજો વેચીને પણ ઘરખર્ચનું રગસીયું ગાડું ચલાવ્યું ! પણ જ્યાં આકાશ ત્રૂટે ત્યાં થીગડું શાનું દેવાય? છેવટે ચંડિકાબાઈ પણ પોતાના દુષ્ટ સ્વભાવનો કડવો અનુભવ પરખાવી જગત જંજાળને છોડી ચાલ્યાં ગયાં. હવે તો બિચારી લક્ષ્મીને માથે જ ઘરનો તમામ ખટરાગ આવી પડયો ! પોતાનો પુત્ર, જેઠાણીના ત્રણ છોકરાં અને પતિ પત્ની પોતે. આવી રીતે છ જણાનું ગુજરાન શી રીતે ચલાવવું ? એ તેને અત્યંત વિચાર થઇ પડયો. તે કાંઇ વાતજ કરી શકતી નહિ ? કેમકે દુઃખના દબાણથી તેની છાતી ભરાઇ આવતી ! બાળકો ભૂખ્યાં ટળવળતાં–ખાવાનું માંગતાં. પણ બિચારી ખાવા આપે શું ? આંખમાંથી ચોધાર આંસું સાર્યા કરતી. બાળકો શું સમજી શકે ? પાછા થોડા દિવસો ઘરમાંની ચીજો વેચીને ચલાવ્યું, પણ આવક વિના એમ કયાં સુધી ચાલે ?

લક્ષ્મી નિરૂપાયે એક દિવસ પોતાના પતિ પાસે આવી. અને તેણે વિનંતી કરી કે. "નાથ ! હવે ઘરમાંથી સાધના ખૂટયાં છે. અને, આપ તો નિત્યકર્મ અને શ્રીકૃષ્ણપૂજનમાંથી પરવારતા નથી. આપને કલેશ નહિં થવા ખાતર આજસુધી ઘરમાંની નાની મોટી ચીજો વેચી, થોડું ઘણું પરાયું કામ મળે તે કરી, ચલાવ્યું. પણ હવે ચીજો ખૂટી અને કાંઈ તેવું કામ પણ મળતું નથી, હવે મારો કાંઇ ઉપાય રહ્યો નથી. આપ કહેશો કે લગ્ન વખતની સપ્તપદીની પ્રતિજ્ઞા ભૂલી ? તો તેમ નથી. આપણું તો ઠીક. પણ આ છોકરાંઓનું કેમ ચાલે ? તેથી લાચારીથી વિનતી કરૂં છું કે હવે કેમ કરવું ?"

ભક્તરાજ કૃષ્ણદાસ ભગવદ્દગીતાનેજ પરમ દૈવત અને સાક્ષાત્ કૃષ્ણ પરમાત્માના શ્રી મુખના વચન હોવાથી ઇષ્ટ માનતા હતા. તેથી તેમાંનો શ્લોક બોલ્યા–

**"अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।**
**तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् "॥**

અર્થાત્—જે અનન્યભાવથી મારૂં ચિંતવન કરે છે, અને જે મારી પરમ ઉપાસના કરે છે, એટલે સર્વકાળ તે મારાં કાર્યમાંજ ગુંથાએલો રહેવાથી તેનો યોગક્ષેમ હું જ ચલાવું છું.

"માટે પ્રિય દેવી ! તું ચિંતા વ્યર્થ કરે છે. આપણને ચિંતા કરવાને કાંઇ પ્રયોજન નથી."

પતિની આજ્ઞાને શિરસાવંદ્ય કરી સાધ્વી લક્ષ્મી ગૃહકાર્યમાં આવી જોડાઈ અને બીજાનું દળણું પાણી વગેરે વધારે કામ કરીને સંસાર ચલાવવા લાગી આ રીતે ત્રણ વર્ષ આગળ વીત્યાં. ત્યાંસુધી ફરી

પોતાના પ્રિય પતિને ઉદરપોષણના સબંધે દુખાવવા તે ગઈ નહિ. ધન્ય! સહનશીલા પતિ પરાયણા આર્ય મહિલાને!!

મોહનો વેગ બહુ જબ્બર હોય છે. ભક્તરાજને વિચાર થવા માંડ્યો કે—" શું ગીતાજી ખોટાં હશે? શ્રી કૃષ્ણ પરમાત્માના શ્રીમુખની એ વાણી નહિં પોતે સ્ત્રીને શાન્તિ આપી, અઠવાડીયામાં કાંઇક પરિશ્રમ કરી અનાજ મેળવી લઇ આવવાનું કહી, પ્રભુ સ્મરણ કરી ઉદ્યમ માટે ઘેરથી ચાલી નીકળ્યો.

ઉદ્યોગ શું? કેમ થાય? ક્યા સ્થળે? એનું આટલી ઉમર સુધી ભક્તરાજને બિલકુલ જ્ઞાન નહોતું, તે તો માત્ર ગીતા–પઠન અને અને કૃષ્ણ ભજન–પૂજન



ભક્તના ભગવાન ભક્તના યોગક્ષેમ (ગૃહભાર)નું વહન કરે છે.

હોય? કે કલીયુગમાં દેવ ખોટા થતા હશે?" કૃષ્ણદાસના મનમાં અનેક તર્ક વિતર્ક થવા લાગ્યા. છેવટે તે એ નિર્ણય પર આવ્યા કે—"ગીતાજી ખોટાં નહિ. પણ એકજ શ્લોક પાછળથી કોઈએ અંધ શ્રદ્ધા બેસાડવા સારૂ તેમાં લખી માર્યો હશે!" તે એકદમ ઉઠયો અને તુરત હરતાળ લઇ એ શ્લોકથી બીજો કોઈ ખોટી રીતે ભૂલથાપ ખાય નહીં. તે માટે તે ભુંસી નાંખ્યો.

એમાંજ ઇતિકર્તવ્યતા માનતા હતા. તે ઉદ્યોગ શું કરી શકે! ઘેરથી નીકળી સિદ્ધા જંગલમાં ચાલતા થયા. ફરતાં ફરતાં છ દિવસ ભૂખના તડાકા સાથે વ્યતીત કર્યાં. " હવે બે દિવસમાં ક્યાં અને શું ઉદ્યોગ મળે? અને શું પેદા થશે? બચ્ચાં અને સ્ત્રી ની પ્રભુએ શી સ્થિતિ કરી હશે? હે પ્રભુ! કૃષ્ણ ભગવાન્! આપ કરૂણાસિંધુ–દીનોદ્ધારક થઈ અમારા

ઉપર આપ કાં રૂઠ થાઓ છો? અમારા અપરાધોની આપ ક્ષમા નહિં આપો તો કોણ આપશે?"

આવી રીતે અનન્યભાવે શ્રીકૃષ્ણ પ્રભુનું રટણ કરતા એક પીપળાના ઝાડ નીચે આવીને બેઠા અને નિદ્રાવશ થયા.

ભક્ત વત્સલ, કરુણાસાગર, પરમાત્માને ભક્તની દયા આવી. સર્વશક્તિમાન ત્રિલોકના ત્રાતા શ્રીકૃષ્ણ પરમાત્મા એક વણઝારા બનીને ભક્તરાજ કૃષ્ણદાસનું ઘર પૂછતા પૂછતા ચાલ્યા ને ખડકી પાસે આવી ઉભા રહ્યા.

"આ વળી મેમાન કોણ હશે? અને હવે શું કરવું? હે પ્રભુ! પતિને ગયાને સાત દહાડા થયા પણ હજુ ન આવ્યા, હાય! હું કેવી પાપણી? અરે દૈવ!" આવો ઉદ્ગાર કાઢતી લક્ષ્મી આગળ આવી. પેલા વણઝારાએ એક બળદ ઉપરથી બે ગુણી નીચે ઉતારી અને કહ્યું કે–"બાબી! આ મારા ભાઇએ થોડુંક અનાજ અને કાંઇક ખરચી મોકલી છે તો સંભાળી લ્યો. મારે જવાની ઉતાવળ છે."

"ભલે ભાઈ, પણ જરા બેસો. પાણી પીવા આપું? તમારા ભાઇ ક્યારે આવશે? કાંઇ કાગળ પત્ર આપ્યો છે કે? તેમ આપનાથી આ ઘેરથી પ્રભુનો પ્રસાદ લીધા વીના નહિ જવાય." લક્ષ્મીએ ગૃહસ્થાશ્રમનો વિવેક દર્શાવતાં કહ્યું.

"ના. ઉતાવળમાં પત્ર તો નથી આપી શકયા, તેમ મારાથી રોકાઈ શકાય તેમ પણ નથી. માટે હું જાઉંશ"

"પણ ભાઇ! ત્યારે આપનું નામ શું? આપની ઓળખાણ આપના ભાઇને હું શી આપું?"

"તેમને કહેજો કે મારૂં નામ ત્રિકમ શેઠ અને જેના શબ્દ ઉપરથી તમારો વિશ્વાસ ઉઠી ગયો હતો, તેમ જેના વાક્ય ઉપર તમોએ લેપ ચોડી દીધો તે."

આટલું બોલતા બોલતા તે બહાર જઈ અદૃશ્ય થઈ ગયા! લક્ષ્મી વિચારમાં પડી કે તેણે પોતાની ખરી ઓળખાણ આપી નથી. માટે આપેલ અનાજ અને ખરચી લેવી કે નહિ? પણ અઠવાડીયાથી છોકરાં અનાજ વિના દુ:ખી છે માટે તેમને તો રાંધીને ખવરાવું.

લક્ષ્મીએ બાળકોને જમાડયાં પણ પતિને જમાડયા વિના નહિ જમવાના નિયમવાળી લક્ષ્મી જમી નહિ. કેમકે પતિ તો આજે પાછા આવવાનો વાયદો હતો. હવે કોને બોલાવવા કયાં મોકલવો? શું કરવું એ વિચારમાં તે બાવરી બની ગઇ.

× × ×

ભક્તશિરોમણી કૃષ્ણદાસ વચનભંગ થવાના ભયથી ઘર તરફ પાછો ફર્યો. રસ્તે આવતાં એક પ્રકારના ઘાસ ઉપર ઝીણા ઝીણા દાણા (વેકરીયો) જોવામાં આવ્યો. પ્રભુનો પાડ માનતાં તે ખડકીમાં દાખલ થયા, ત્યાં એને એ વિચાર થયો કે હવે સ્ત્રીને શું કહેવું? તે ઓસરીમાં આવ્યા અને પેલી ખડધાન્યની પોટલી સ્ત્રી આગળ મૂકી પણ એટલામાં હસતે મુખે લક્ષ્મી આગળ આવી અને તેણે પગ ધોવા પાણી આપી બેસવા સાદડી નાખી દઇ દૂધનો વાટકો આગળ ધર્યો.

ભક્ત કૃષ્ણદાસ એ જોતાં ચકિત થયા! કે જ્યાં અનાજના સાંસા ત્યાં આ દૂધ કયાંથી? સતીને તેણે પૂછયું–"આ દૂધ કયાંથી? હું તો બહુ ફર્યો પણ મને તો શ્રીકૃષ્ણનામ સિવાય બીજો કોઈ ઉદ્યોગજ હાથ ન લાગ્યો; મુદ્દત પૂરી થવા આવી એટલે રસ્તે આવતાં આ ખડધાન્ય દીઠું તે લઇ ઘેર આવ્યો."

લક્ષ્મી જરા મર્મમાં બોલી–"વાહ! ભક્તરાજ થઈને શું આપ આવી રીતે આ દાસીની મશ્કરી કરો છો? પેલા ત્રિકમ શેઠ વણઝારાને આપે અનાજ અને ખરચી આપવા કાલે નહોતા મોકલ્યા કે? અને આજે ભૂલી ગયા?"

'અરે! આ તું શું કહે છે? કોણ ત્રિકમ શેઠ વણઝારો?–કોણે મોકલ્યો? હું તો નથી ઓળખતો. અને મને એવો ઉદાર મિત્ર મળે પણ કોણ? શું તું ખરૂં કહે છે? તેણે બીજી કાંઇ ઓળખાણ આપી છે?"

"હા નાથ! હું તદ્દન સાચુંજ કહું છું. આપની પાસે કોઇ દિવસ પણ ખોટું બોલી છું? વધારે નિશાની તો એણે એ આપી છે કે 'જેના શબ્દ ઉપર તમે લેપ લગાડયો છે તે.'

લક્ષ્મીના છેલ્લા શબ્દથી ભક્તરાજના મન ઉપર ઉંડી અસર થઈ. તેને પશ્ચાત્તાપ થવા લાગ્યો કે ભગવદ્ગીતાના નવમા અધ્યાયના બાવીશમા શ્લોક ઉપર જે અશ્રદ્ધાની નજરે પોતે હરતાળ ભૂંસી છે,

તે બહુજ ખોટું કર્યું છે. હવે એ દીનદયાળ કૃષ્ણ-પ્રભુની ક્ષમા માગવા સિવાય શાન્તિનો બીજો માર્ગ નથી. તે તુરત ન્હાઈને પૂજન-મંદિરમાં ગયા. પ્રભુ પાસે આંસુ ટપકાવતા પશ્ચાત્તાપ કરવા લાગ્યા, લક્ષ્મીએ જમવાનું પૂછતાં પોતેપોતાના હૃદયને કૃતકર્મનો ક્ષમા-સૂચક ખુલાસો ન મળે ત્યાં સુધી અન્ન નહિ લેવાનો નિશ્ચય કહી બતાવ્યો. સ્ત્રી લક્ષ્મી પણ પતિ ન જમે, ત્યાં સુધી પોતે નહિ જમવાનો નિયમ લઈ બેઠી!

બે દીવસો વીત્યા. પ્રથમ આઠ આઠ દીવસના તડાકા થયા હતા. બીજા ત્રણ દીવસ જતાં અગ્યાર દીવસના દંપતિને ઉપવાસ થયા! પણ તે ઉભય દંપતી જરાએ ડગ્યાં નહિ.

સાચા ભક્ત ઉપર અત્યંત કરુણા કરનારા લીલાવિહાર પુરુષોત્તમ શ્રીકૃષ્ણ પ્રભુ, ભક્ત કૃષ્ણ-દાસની નિષ્ઠા જોઈ પ્રસન્ન થયા. 'મેં જે અનાજ તેમના પોષણ માટે આપ્યું છે, તેનો તો કશો ઉપયોગ થતો નથી. માટે તેને શાંતિ આપવી જોઇએ.' જેથી પ્રભુએ સાકારલીલાવિહારી મોરમુકુટ-પીતાંબરધારી કૃષ્ણચંદ્રરૂપે દર્શન આપ્યાં. દંપતિના આનંદની સીમા ન રહી, તે ગદ્દગદ્દ થતાં આનંદથી સાષ્ટાંગ પ્રણામ કરવા લાગ્યાં. પ્રભુએ ઇચ્છિત માગવા કહેતાં, ભક્તરાજે પોતાની ભૂલ માટે ક્ષમા પ્રાર્થના કરતાં કહ્યું-હે દેવાધિદેવ! સ્વામી! મારો અપરાધ ક્ષમા કરો. ગીતાજી ઉપર મને અવિશ્વાસ નહોતો. પણ એ શ્લોક તેમાં કોઇએ પાછળથી ઉમેર્યો હશે, એવી મારી સમજણ થતાં મેં તેમ કર્યું એ માટે મને ક્ષમા આપો."

પ્રભુએ ભક્તરાજને પોતાના હૃદય સાથે ચાંપતાં કહ્યું-"ભક્ત શિરોમણી કૃષ્ણદાસ! તું દિલગીર ન થા. તારી સર્વ ઈન્દ્રિયો ભજન, પૂજન સ્મરણ, દર્શનવડે મારામાં જ લીન થઈ ગઈ છે, તે તેમજ રાખજે. સંસાર એ એક મારી માયાલીલા છે. તો **'નિજાનંદે હંમેશાં બાલ મસ્તીમાં મજા લેજે.'** આટલું કહેતાં પરમાત્મા અંતર્ધાન થયા.

લક્ષ્મી તથા બાળકો પણ પરમાત્માના દર્શનની વાત કાશીમાં સર્વત્ર પ્રસરી ગઈ લોકના થોકે થોક ભક્ત શિરોમણી કૃષ્ણદાસના પાસે દર્શનાર્થે આવવા લાગ્યા.

પોતાના ભગવદ્દભજનમાં ભંગ થતો જોઇ ભક્તરાજને ઠીક ન લાગ્યું તેમણે પુનઃ શ્રીકૃષ્ણ પ્રભુને પ્રાર્થના કરતાં, સ્વપ્નાભાસમાં સૂચના મળ્યા પ્રમાણે તે હરિદ્વાર ધામમાં જઈને વસ્યા. ત્યાં કુટુંબ સાથે નિરંતર પ્રેમભક્તિમાં તલ્લીન રહેતા, છેવટે શ્રીકૃષ્ણ સ્વરૂપમાં ભક્તશિરોમણી કૃષ્ણદાસ તદાકાર થઈ ગયા!

પ્રિય પાઠક! આ ભક્તિપ્રદ કથાનું મનન કરી તારી વૃત્તિ પણ તેવી જ બનાવશે તો-

> જગ ભય નાશક છે પ્રભુ
> ભક્ત ભીડ હરનાર;
> નિષ્ઠા નિરખી ભક્તની,
> સહાય સદા કરનાર—

એવા શ્રીકૃષ્ણચંદ્ર અને તેના શ્રીમુખવચન ભગવતી ગીતામાતાની જય! જય! અસ્તુ!!

•

## પ્રભુની પધરામણી



પ્રભુનાં ગાનમાં હું આનંદે ગહેકતી;
અંતરમાં અમૃતના ઓઘ રે......
પ્રભુ પધારે અમ આંગણે... ૧
ખીલ્યું એ ફૂલ ને, ખીલ્યો એ બાગ જેમ-
જીવનના તેમજ પુલકાટ રે....
પ્રભુ પધારે અમ આંગણે.... ૨
અંતરના તેજથી, આંગણું અજવાળું;
ભાવનાનાં તોરણ બંધાવું રે....
પ્રભુ પધારે અમ આંગણે... ૩
આવો ભગવાન હો, આવો અમ આંગણે....
પ્રગટયાં છે જીવનનાં પુણ્ય રે....
પ્રભુ પધારે અમ આંગણે... ૪



—મોરારજી (શેઠ)




**જ**ગતના ઇતિહાસને જોતાં અને ભક્તિ શાસ્ત્રનું અવલોકન કરતાં નિશ્ચય થાય છે કે–જ્ઞાન અને વૈરાગ્ય એ પણ ભક્તિનાં અંગ છે અથવા ભક્તિને ઉંચા દરજ્જાની બનાવવા માટે જ્ઞાન અને વૈરાગ્ય એ બન્ને સીડીઓ છે. જેમ સીડીથી ચડયા સિવાય મનુષ્ય ઉંચે પહોંચી શકતો નથી તેમજ જ્ઞાન–વૈરાગ્યની ભાવના સિવાય આપણે ભક્તિની ઉચ્ચ કક્ષાને પ્રાપ્ત થઈ શકીએ નહીં. જો કે–

'**ऋतेज्ञानान्न मुक्ति**' ઇત્યાદિ શ્રુતિઓ જ્ઞાનને મોક્ષનો સાક્ષાત્ હેતુ બતાવે છે. પરંતુ ભક્તિનું શાસ્ત્ર જ્ઞાનને આટલું બધું મહત્ત્વ આપવાને તૈયાર નથી. કારણકે જ્ઞાનથી જેમ વસ્તુનો પત્તો લાગે છે,–એના સ્વરૂપનો પરિચય મળે છે એ સત્ય છે પરન્તુ કોઈ વસ્તુને જાણી લીધાથી તેની પ્રાપ્તિ થઈ હોય એવું કોઇ દિવસ જોયું નથી. દાખલા તરીકે બજારમાં કોઈ નવીન વસ્તુ આવેલી છે. આપણે તેને ઓળખતા નથી પરન્તુ કોઈ ઓળખીતા માણસ દ્વારા તેના સ્વરૂપને તો સમજી શકાય છે પરન્તુ જ્યાં સુધી આપણે તેનું મૂલ્ય આપીને તેને ખરીદતા નથી ત્યાં સુધી તે વસ્તુ આપણને મળવાની નથી એ વાત પ્રત્યક્ષ સિદ્ધ છે માટે માનવું પડશે કે–જ્ઞાન પોતે મોક્ષ આપી શકતું નથી પરન્તુ મોક્ષમાર્ગની સત્યતા તથા તેના સ્વરૂપને અવશ્ય બતાવી શકે છે.

ભક્તિ ક્યારે દૃઢ થઇ શકે છે? અથવા કોઇના પ્રત્યે મનુષ્યનું આકર્ષણ ક્યારે વધે છે? કે જ્યારે તે તેના સ્વરૂપને ઓળખી શકે, ગુણ–દોષના જ્ઞાન સિવાય તથા સ્વરૂપપરિચય સિવાય રાગ–દ્વેષ કે પ્રેમ કાંઈ પણ ઉત્પન્ન થઈ શકતું નથી માટે માનવું જોઇએ કે–જો આપણે ભક્તિદ્વારા પ્રભુપ્રાપ્તિ કરવી હોય તો જ્ઞાનદ્વારા પ્રથમથી જ ભક્તિ અને પ્રભુના સ્વરૂપને ઓળખવાં પડશે. જો સ્વરૂપજ્ઞાન સિવાય ભક્તિ કરવામાં આવે તો તે ભક્તિ અંધભક્તિ અથવા જ્ઞાનહીન ભક્તિ કહેવાશે. માટે નિશ્ચય થાય છે કે–જ્ઞાન એ કોઈ ભિન્ન પદાર્થ નથી પરન્તુ એક પ્રકારે ભક્તિનું અંગજ છે. જે પ્રકારે પ્રત્યેક વસ્તુની પ્રાપ્તિમાં તે વસ્તુનું જ્ઞાન મદદ સ્વરૂપ છે તે જ પ્રકારે પ્રભુપ્રાપ્તિના સાધન સ્વરૂપ ભક્તિમાં જ્ઞાન સહાયરૂપ છે. જેના વિના કાર્ય પૂર્ણરૂપથી સિદ્ધ થઇ શકતું નથી તેને પણ સાધન કે અંગ કહેવું જોઇએ. એ પ્રકારે જ્ઞાન એ ભક્તિનું એક અંગ જ છે.

આપણે જોઇએ છીએ કે–પ્રત્યેક પ્રાણી જ્ઞાનપૂર્વક જ પ્રવૃત્તિ અને નિવૃત્તિની તરફ આગળ વધે છે. જ્યાં સુધી પરમાત્માના સ્વરૂપનું તેમની દીનબંધુતા તથા તેઓની સર્વ પ્રતિપાલકતા આદિનું મનુષ્યને જ્ઞાન થતું નથી ત્યાં સુધી તે પરમાત્મભક્તિ કરી શકતો નથી પરન્તુ જ્યારે મનુષ્યને પૂર્ણ વિશ્વાસ થઈ જાય છે કે–એક પરમાત્મા જ મારી લૌકિક–અલૌકિક કામનાઓને પૂર્ણ કરવાને શક્તિમાન છે તે સિવાય અન્ય કોઈ સમર્થ નથી. ત્યારે જ તે તે પરમાત્માને શરણે જાય છે, આ ઉપરથી સાબીત થાય છે કે–ભક્તિમાર્ગની પ્રવૃત્તિમાં પ્રભુનું જ્ઞાન આપણને મદદરૂપ છે. માટે તેને ભક્તિનું અંગ માનવું જોશે. જ્યારે ભક્તિને જ્ઞાનપૂર્વક કરવામાં આવે ત્યારે જ તે જ્ઞાનભક્તિ ગણાય છે.

જ્યારે બ્રહ્મનું વસ્તુતઃ જ્ઞાન થઈ જાય છે ત્યારે જ યથાર્થ ભક્તિ ગણાય છે, ભક્તનાં પ્રાણ વિશ્વાસ છે.

જ્ઞાન વિના વિશ્વાસ અને વિશ્વાસ વિના પૂર્ણ પ્રીતિ થઇ શકતી નથી, માટે સાક્ષાત્ નહીં તો પરંપરાથી પણ જ્ઞાન અને ભક્તિ એ એક બીજાનાં અંગો છે. જે જેનું અંગ છે તે તેને મદદરૂપ જ ગણાય છે. આ પ્રકારે પણ જ્ઞાન એ ભક્તિનું અંગ છે.

ઉત્પન્ન થઇ જાય છે, એ વાત પ્રત્યક્ષ છે.

કોઈ કવિએ સત્યજ કહ્યું છેઃ-

**'प्रेम लग्यो जब परमेश्वर तें**
**भूलि गयो सबरो घरबारो'**

અર્થાત્ જેની સાચી લગન પરમાત્માથી લાગી હોય તેને દુનિઆં આગ જેવી લાગે છે. સ્વામી



વૈરાગ્ય તો ભક્તિ વિના રહી શકતો જ નથી. પછી તે ભક્તિ ગમે તે પ્રકારની કેમ ન હોય! જ્યારે કોઇ પદાર્થ સાથે આપણી આસક્તિ વધી જાય છે, ત્યારે તે પદાર્થ સિવાયના અન્ય પદાર્થો સાથે આપણો વૈરાગ્યભાવના થઈ જાય છે. જેનુ ચિત્ત ચિદ્‌ઘન પરમાત્મામાં તલ્લીન થાય છે જેમાં જગતથી, અને કુલ-કલત્ર પુત્રાદિથી વૈરાગ્ય

શ્રી પ્રાણનાથજી પણ લખે છે—

"જ્યારે દીવે ટાળ્યો સુંન સુહાગ
ત્યારે પતંગ પામ્યો વૈરાગ્ય"

જેનો સુહાગ પરમાત્મા છે, જે મનુષ્ય પરમાત્માને વરી ચૂક્યો છે, પ્રભુના તન્મયરૂપ બની ચૂક્યો છે, પોતાને મનમોહનને હાથ વેચી ચૂક્યો છે તેને જગત્ વિઘ્નરૂપ થઈ જાય છે. જે પ્રકારે અંધકાર સ્વરૂપ

સુહાગના દૂર થવાથીજ પતંગ વ્યાકુળ થઇ જાય છે તેજ પ્રકારે પરમાત્માના અનન્યભકતોના હૃદયમાં અને ભાવમાં કેવલ શ્રીકૃષ્ણની મોહિનીમૂર્તિ વસી રહે છે તેના પ્રેમમાં—ભક્તિરસમાં વિશ્વરૂપ પ્રપંચ વિઘ્નરૂપ બની જાય છે માટે જ તેવા પ્રેમી ભક્તને જગતથી વૈરાગ્ય લેવો પડે છે અથવા ભક્તની તન્મયતાને કારણે વૈભવવિલાસોથી સ્વતઃ વૈરાગ્ય આવી જાય છે, એમ સમજવામાં કાંઇ બાધ નથી. જેના હૃદયમાં બ્રહ્માનંદલીલાનો રંગ લાગ્યો છે, જે સાંવરા સલૂણાનો આશક–શ્રીકૃષ્ણનો ઉપાસક બની ગયો છે, તેના વૈરાગ્યની વાત જ શી પૂછવી ? જે સર્વ છોડીને પ્રભુપ્રેમમાં ગરક થઈ ગયો છે તેને સ્વપ્નમાં પણ વિશ્વવૈભવમાં પ્રીતિ થતી નથી તે તો વૈરાગ્ય ધારણ કર્યા વિના પણ વૈરાગ્ય ધારણ કરી શકે છે. જે મનુષ્ય એક પ્રિયતમ પરમાત્મા સિવાય અન્યને જાણતોજ નથી તે રાગ કરે તો કોનાથી કરે ? તેને તો સર્વથી વૈરાગ્ય આવી જાય છે કોઇએ ઠીકજ કહ્યું છે કેઃ—

**मुहब्बतके जो कैदी हैं कहां फरियाद करते हैं?**
**तड़फते हैं सिसकते हैं उसीको याद करते हैं**

બેશક, પ્રેમીને માટે તો જગત્ નથી તો તે રાગ કોની સાથે કરે ? તેની ફરીયાદ જ કેવી ? આપે જોયું હશે કે સંસારમાં કોઇ વ્યકિત કોઇની સાથે અધિક પ્રેમ રાખે છે, એક બીજાથી અનુરકિત રાખે છે, તો લોકો કહે છે કે–તેણે તો અમુકના ઉપર વૈરાગ્ય લઈ લીધો છે ! જ્યારે સાધારણ લોકોની પણ આ દશા છે ત્યારે પરમાત્માના પરમ ભક્ત પોતાના પ્રાણનાથ–પ્રભુના પ્રેમમાં મસ્ત બની જઇને જગતને ત્યાગી દે કે વિશ્વની વાસનાઓ પ્રત્યે ઉદાસીનતા–વૈરાગ્યભાવ બતાવે તેમાં આશ્ચર્ય શું છે ?

પ્રેમી પાઠગણ ! આપણે ચાહે તે પ્રકારે જોઇએ પરન્તુ અન્તમાં વૈરાગ્યને પણ ભક્તિનું એક અંગ કહ્યા સિવાય છુટકો જ નથી. અને ભકિત પણ કોઈપણ રીતે વૈરાગ્ય સિવાય રહી શકતી નથી. જે મનુષ્ય ગૃહસંસારમાં ત્યાગ કરીને પ્રભુ ભજન કરે છે, તે પણ એ પ્રકારે ભક્તરાજ છે, તેને ત્યાગી કહો કે ભક્ત કહો. બન્ને સમાન જ છે.

આચાર્ય માધવે પણ પોતાના સર્વદર્શનસંગ્રહમાં વૈરાગ્ય તથા સન્યાસાદિને ભકિતના અન્તર્ગતજ માન્યાં છે જેમકેઃ—

**"क्रियाफलसंन्यासोऽपि भक्तिविशेषापरपर्यायं प्रणिधानमेव"**

અર્થાત્ ક્રિયાનો ત્યાગ પણ ભક્તિવિશેષ રૂપે એક પ્રકારે ઇશ્વર પ્રણિધાન જ છે. ઇત્યાદિ પરથી સિદ્ધ થાય છે કે–જ્ઞાન કહો કે વૈરાગ્ય કહો, સર્વે ભક્તિનાં અંગભૂત જ છે ઘણાએક સર્વેને પૃથક્ ન માનતાં એક ભકિતનું અંગજ માને છે માટેજ આપણે જ્ઞાન–વૈરાગ્યને ભક્તિથી અલગ માની શકીએ નહીં. છે પણ સત્યજ ! જ્યાંસુધી ભક્તિમાં જ્ઞાન અને વૈરાગ્ય નથી ત્યાંસુધી ભક્તિની પૂર્ણતા પણ માની શકાય તેમ નથી. માટે ભક્તિના અંતર્ગતજ જ્ઞાન વૈરાગ્ય પણ છે એમ માનવું જોઇએ—

કોઇ મહાત્માનું વચન પણ છે. કેઃ—

**जो नर चाहत भक्ति रस,**
**तजि वैराग्य विवेक ।**
**जैसे व्यंजन लवण विन,**
**पूर्ण स्वाद नहि देत," ॥**
**विन वैराग्य विवेक न होई,**
**भक्ति ज्ञान विन सुलभ न सोई. ।**

વૈરાગ્ય અને વિવેકને બાજુએ મૂકી દઈ ને ભક્તિ-રસનું આસ્વાદન કરવા જાય છે. તેને–મીઠા વિનાના વ્યંજનની જેમ–ભક્તિ પૂર્ણ રસ આપતી નથી. કારણ કે વૈરાગ્ય ધારણ કર્યા વગર જ્ઞાન થતું નથી અને જ્ઞાન વિનાની ભક્તિ પણ અધૂરી હોવાથી પૂર્ણ બ્રહ્માનંદરસ આપવા સમર્થ નથી, માટે માનવું પડે છે કે જ્ઞાન અને વૈરાગ્ય જુદા પદાર્થ નથી કિન્તુ એક જાતનાં ભક્તિનાં અંગો જ છે. અંગ સહિત ભક્તિ કરવા ધારીએ તો જ સાંગ અને સફલ ભક્તિ કહેવાય. માટે જ્ઞાનભક્તિ અને વૈરાગ્ય-ભક્તિને નામે ઓળખાતી એ પણ ભક્તિ જ છે એમજ માનવું જોઇએ. —इतिशम्






લેખકઃ—**પં. મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી, સદ્વિદ્યાલંકાર**

## અન્ય સાધનોની દુષ્કરતા.



**શાસ્ત્રો** પુરાણો, અને ભગવદ્દભક્તોના વચનામૃતોમાં પરમાત્મપ્રાપ્તિ અને આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા માટે અનેક ઉપાયો બતાવવામાં આવ્યા છે. અવશ્ય તે ઉપાયોથી ક્રમશઃ–ઉત્તરોત્તર ચડતાં ચડતાં કાલાન્તરે ભગવતપ્રાપ્તિ તો થાય છે, પરંતુ એક ગામથી અમુક શહેરમાં જવા માટે જેમ પાંચ દશ રસ્તાઓ હોય છતાં તેમાંના બધા રસ્તાઓ સરલ અને સીધા હોઇ શકતા નથી, કોઈ માર્ગમાં કાંટા કાંકરાઓનો, કોઈમાં નદી નાળાંઓનો, કોઇમાં ચોરાદિનો ભય તો કોઈ માર્ગ ઉજડ હોવાથી અનેક ભયવાળો હોય છે. એમ એક જ શહેરમાં જવાના માર્ગોમાં ઉપર બતાવેલા ભયથી રહિત એવો સીધો અને નિર્ભય માર્ગ તો એક જ હોય છે તેવી જ રીતે યજ્ઞ, દાન, તપ, વ્રત, વિગેરે પરમાત્મપ્રાપ્તિના માર્ગો અનેક વિઘ્નોવાળા હોય છે તે માર્ગથી ભગવત્પ્રાપ્તિ ઇચ્છનાર મનુષ્ય ભાગ્યે જ પરમાત્માને પ્રાપ્ત કરી શકે છે, એટલું જ નહીં પણ કોઈ વખત તો તે તે માર્ગગામી મનુષ્યોને મહાન્ સંકટમાં પડી જવાનો સમય આવી જાય છે.

ત્વષ્ટા મુનીએ પોતાના પુત્ર વિશ્વરૂપને મારનારા ઇન્દ્ર ઉપર પોતાનું વેર વાળવા માટે યજ્ઞ કર્યો હતો પરંતુ તે યજ્ઞની પૂર્ણાહુતિમાં એક જ મંત્ર અવળો બોલાઈ જવાથી તેના બીજા પુત્રનું પણ ઇન્દ્રના હાથે મૃત્યુ થયું અને યજ્ઞનો પરિશ્રમ નિષ્ફળ ગયો હતો.

રાવણના ભાઈ કુંભકર્ણે હજારો વર્ષની તપશ્ચર્યા કર્યા બાદ જ્યારે વરદાન માગવાનો સમય આવ્યો ત્યારે ઇંદ્રાસનને બદલે નિદ્રાસન માગીને પોતે કરેલા દુષ્કર તપને નષ્ટ કર્યું હતું.

બલી રાજાએ અનેક પ્રકારે દાન આપ્યા બાદ ૧૦૦ મા અશ્વમેધ યજ્ઞ સમયે વામનજીને દાન આપીને ઇષ્ટસિદ્ધિથી ઘણું જ દૂર–સુતલ પાતાલમાં પ્રવેશ કર્યો હતો.

કશ્યપ મુનિનાં સ્ત્રી અદિતિએ પુંસવન નામનું વ્રત કર્યા છતાં વ્રતભંગદોષને લઇ ૪૯ વાયુઓને જન્મ આપ્યો હતો અને તે બધા પોતાના પુત્રો હોવા છતાં શત્રુ પક્ષમાં જઈને મળ્યા હતા, વિગેરે અનેક દૃષ્ટાન્તો શાસ્ત્ર જાણનારાઓથી અજ્ઞાત નથી.

તે સિવાય **વ્રતાદિમાં** અમુક આવશ્યક નિયમોનો ભંગ થવાથી રોગાદિના આક્રમણનો પણ ભય રહે છે.

કદાચ ઘડીભર માની લઇએ કે ઉપર બતાવેલાં ઇતર સાધનો સંપૂર્ણ થઇ જવાથી પ્રભુપ્રાપ્તિ થઇ જાય છે, પરંતુ એવું માનવામાં પણ થોડો બાધ આવે છે કારણ કે તે તે કર્મોના ફલ સ્વરૂપ સ્વર્ગાદિ પ્રલોભનો તેના સન્મુખ તૈયાર હોય છે વળી તે સુખો નાશવંત હોવાથી "**क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति**" શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના એ સદ્‌વાક્યાનુસાર તેને પુનઃ મૃત્યુલોકમાં અવતરવું પડે છે. અને મૃત્યુલોકમાં અવતર્યા બાદ ગંગદોષના કારણથી માયાના બંધનમાં પડી જઇને જીવને જન્મ મરણાદિની યાતના તથા નરકાદિ દુઃખોના ભોક્તા બનવું પડે છે.

ઉપર બતાવેલાં કારણો, કષ્ટો તથા કઠિનાઇઓને પ્રત્યક્ષ દૃષ્ટિગોચર કર્યા બાદ આપણા ઋષિ–મુનિઓ તથા પૂર્વાચાર્યોએ ભગવત્પ્રાપ્તિ માટે અત્યન્ત સરલ અને ઉત્તમ માર્ગ નિર્દિષ્ટ કર્યો છે અને તેને જ **ભક્તિમાર્ગના નામથી ઓળખવામાં આવે છે.**

## ભક્તિની વાસ્તવિકતા

'**भज सेवायाम्**' સેવાના અર્થમાં **भज्** ધાતુ ઉપરથી ભક્તિ શબ્દ સિદ્ધ થાય છે. ભક્તિ શબ્દનો સાધારણ અર્થ 'સેવા કરવી' એટલો જ થાય છે.

અત્રે સેવા કરવી એટલા અર્થમાં જ જો ભક્તિ શબ્દની યોજના કરીએ તો પછી સાધારણ મનુષ્યોની જીવજંતુની, માતાની, પિતાની અથવા કોઇ પણ પ્રાણીની સેવા કરવી એનું નામ જ ભક્તિ કરી ગણાય અને ઉપર બતાવેલ મનુષ્યાદિની સેવા કરનારને ભક્તિનું સંપૂર્ણ ફળ મળી જાય.

પરન્તુ વસ્તુતઃ એમ નથી, પુત્ર સ્ત્રી તથા અન્ય સાંસારિક સેવા વાસનાયુક્ત હોવાથી તેને યથાર્થ ભક્તિ કહી શકાય નહી. ભક્તિમાર્ગના આચાર્ય નારદજી પોતાના ભક્તિસૂત્રમાં બતાવે છે કે "**सा पराऽनुरक्तिरीश्वरे**" અર્થાત્ તે પરમ પુરુષ પરમાત્મા પ્રત્યેની આસક્તિ એ જ સત્ય અને પરાભક્તિ છે.

ભક્તિમાર્ગના નિર્દેશક અનેક ઋષિ-મુનિઓએ ભક્તિના પણ અનેક ભેદો બતાવ્યા છે તેમાં પણ **સગુણા, નિર્ગુણા** અને **પરા** એ ત્રણ પ્રકારો મુખ્ય છે, જો કેઃ-અધિકાર ભેદ વડે ભક્તો એ ત્રણે ભક્તિ વડે ઇષ્ટપ્રાપ્તિ કરી શકે છે છતાં પણ અનન્ય પરા ભક્તિવડે સહેલાઇથી પરમાત્મપ્રાપ્તિ થઇ શકે છે.

'અનન્ય' શબ્દોનો અર્થ એકતાના ભાવમા વપરાય છે એટલે પરમાત્માથી પોતાના આત્માને જોડી દેવો, અર્થાત્ પરમાત્મામય બની જઇને ભક્તિ કરવી એનું નામ જ અનન્ય ભક્તિ છે, અનન્ય ભાવ માટે સાંસારિક ઉદાહરણમાં પતિ-પત્નિનું દષ્ટાંત સમજવું આવસ્યક છે, માતા, પિતા, ભાઇ, પુત્ર વિગેરે સંબંધી જનો પરસ્પર સેવા તો કરી શકે છે પરન્તુ જે પ્રકારે સ્ત્રી પોતાના પતિની સેવા કરી શકે છે તે પ્રકારે નિઃસંકોચ પ્રેમભાવવડે અન્ય સંબંધી જનો સેવા કરી શકતાં નથી. તેવા અનન્ય-ભેદભાવહીન બનીને જે ભક્તિ કરાય છે તેનું જ નામ અનન્ય ભક્તિ છે.

ભક્તિમાં વિશેષતા તો એ છે કેઃ-ભક્તિ કરવાનો સ્ત્રીઓ, શૂદ્રો, તથા અતિશૂદ્રો-ચાંડાલાદિ સર્વેને એક સરખો જ અધિકાર છે. ભક્ત રોહિદાસ તથા સધન કસાઇ વિગેરે અન્ત્યજો, મીરાં શબરી આદિ સ્ત્રીઓ, તથા ભક્ત રસખાન, કબીર સાહેબ વિગેરે મ્લેચ્છ જાતિમાં ઉત્પન્ન થયેલાં હોવા છતાં પરમાત્મભક્તિવડે અમરકીર્તિ પ્રાપ્ત કરી ગયેલા છે.

ભક્તિ કરનાર મનુષ્ય આચાર-વિચારની આવસ્યકતાને અધિક મહત્ત્વ આપતો નથી એ વિષયમાં ગોસ્વામી તુલસીદાસજી કહે છે કેઃ-

**चतुराई चूल्हे परी दूरे पर्यो आचारः**
**तुलसी प्रभुको भक्ति बिन चारों वर्ण चमार ॥**

પરન્તુ આ ઉપરથી એમ સમજી લેવાનું નથી કે-ભક્તમાર્ગમાં ગમન કરનાર મનુષ્યને આચાર વિચાર કે વર્ણવ્યવસ્થાનું પાલન ન જ કરવું, કિન્તુ ઉપરના ઉપદેશનો ગર્ભિત ભાવ એ જ છે કે-યથાર્થ જ્ઞાનવાન ભક્ત આચાર-વિચાર અને વર્ણવ્યસ્થાનેજ માત્ર પોતાના ઉદ્ધારનું મુખ્ય કારણ માની લેતો નથી પરન્તુ એ સર્વને ગૌણ માનીને પરમાત્મભક્તિને જ મુખ્ય માને છે.

## ભક્તોની ભાવના

પરાભક્તિની વ્યાખ્યા નારદસૂત્રમાં "**सा तु अनिर्वचनीय प्रेमस्वरूपा**" અર્થાત્ એ ભક્તિ અનિર્વચનીય અને પરમ પ્રેમસ્વરૂપ છે, એમ બતાવેલી છે; અર્થાત્ પરમાત્મા પ્રત્યે શુદ્ધ નિષ્કપટ અને અખંડ પ્રેમ હોય તે જ પરાભક્તિ છે. આવી ભક્તિને પ્રેમલક્ષણાભક્તિ પણ કહેવામાં આવે છે આવી પ્રેમલક્ષણા ભક્તિ કરનારાઓમાં ભક્તરાજ નરસિંહ મહેતા, પ્રેમયોગિની મીરાં અને અનન્યભક્ત શ્રીસૂરદાસજી તથા ગો. શ્રી તુલસીદાસજીનાં નામો અગ્રસ્થાને આવે છે. જેઓનાં અનુસરણ માત્રથી સંસાર તરી શકાય છે. વ્રજનાં ગોપીજનોને તો આ ભક્તિનાં મુખ્ય પાત્ર માનવામાં આવ્યાં છે.

ભક્તિસૂત્રમાં ભક્તિને '**अमृतस्वरूपा**' કહેલી છે, પરમાત્મા પ્રત્યેનો અત્યંત પ્રેમ એજ સૌથી મધુર-અમૃતસ્વરૂપ છે. તેનું પાન કરીને ભક્ત અમર બની જાય છે, અનન્ય ભક્તના હૃદયમાં ભગવત્ પ્રેમની છોળો સિવાય અન્ય વાસનાની ઉત્પત્તિ થતી જ નથી, આવો ભક્ત આ લોકમાં હોવા છતાં તે પરમાત્મસન્નિધિમાં જ છે તેમજ પરમધામ નિવાસી પરમાત્મા અગોચર અને દુષ્પ્રાપ્ય હોવા છતાં તેના દષ્ટિપથમા સુલભ બની જાય છે. એટલા માટે જ ભક્તજનો અન્યસિદ્ધિઓની ઇચ્છા કરતા નથી ભલા અમૃતનો આહાર કર્યા બાદ મનુષ્યને સામાન્ય આહારની શી અપેક્ષા હોઇ શકે? ભક્તિસૂત્રમાં પણ એજ બતાવ્યું છેઃ-

"**यल्लब्ध्वा पुमान् सिद्धो भवति, अमृतो भवति, तृप्तो भवति।**"

અર્થાત્ જે અમૃત સ્વરૂપા ભક્તિને પ્રાપ્ત કરીને મનુષ્ય સિદ્ધ, અમર અને તૃપ્ત બની જાય છે. આવી

સુખદ અમૃતસ્વરૂપા ભક્તિને પ્રાપ્ત કર્યા બાદ ભક્તને અન્ય સુખની ઇચ્છા શા માટે થાય? શ્રીકૃષ્ણ ભગવાન ઉદ્ધવજી પ્રત્યે કહે છે કે:-

**न पारमेष्ठ्यं न महेन्द्रधिष्ण्यं,**
**न सार्वभौमं न रसाधिपत्यम् ।**
**न योगसिद्धिरपुनर्भवं वा,**
**मय्यर्पितात्मेच्छति मद्विनाऽन्यत् ॥**
**[ श्रीमद्भा. ११-१४-१४ ]**

ભગવાન્ શ્રીકૃષ્ણ ઉદ્ધવજી પ્રત્યે કહે છે કે મારે વિષે ચિત્તને જોડનારો ભક્ત મને છોડીને બ્રહ્માનું પદ, ઇન્દ્રનું પદ, ચક્રવર્તિ રાજ્ય, અન્યલોકનું સામ્રાજ્ય કે યોગની સિદ્ધિઓ અને મોક્ષની પણ ઇચ્છા કરતો નથી.

ભક્તની તો એ જ માન્યતા હોવી જોઈએ કારણ કે:-

**मुक्ति-भुक्तिस्पृहा यावत् पिशाची हृदि वर्तते ।**
**तावद्भक्ति सुखस्यात्र कथमभ्युदयो भवेत् ॥**

અર્થાત્ જ્યાં સુધી વિષયભોગ અને મુક્તિની આશા સ્વરૂપી પિશાચિની હૃદયમાં નિવાસ કરે છે ત્યાં સુધી ભક્તિનું સુખ તેને ક્યાંથી મળી શકે?

પરમાત્માનો અનન્યભક્ત ઉપર બતાવેલાં સુખોની ઇચ્છા એટલા માટે કરતો નથી કે તેને કોઈ વસ્તુનો અભાવ લાગતો જ નથી. અર્થાત્ તેની સમગ્ર કામનાઓ કેવળ પરમાત્મામાં જ લીન થઈ જાય છે, જ્યાં સુધી મનુષ્ય પૂર્ણકામ થતો નથી ત્યાં સુધી જ તેને જન્મ મરણના ચક્કરમાં વારંવાર ફસાવું પડે છે. પૂર્ણકામ ભક્ત સુખ-દુઃખ; હાનિ-લાભ, જીવન અને મરણ આદિ દ્વંદ્વોને પણ પ્રભુની લીલા જ સમજે છે તેને એ દ્વંદ્વો દુઃખદાયી પ્રતીત થતાં જ નથી એટલું જ નહી, પરંતુ પરમાત્માના પ્યારા ભક્તો તો સંકટમાં આવી પડવાથી અધિક પ્રસન્ન રહે છે.



ભક્તોદ્ધારક ભગવાન્

ભક્ત નરસિંહમહેતાની સ્ત્રી અને યુવાન પુત્ર મૃત્યુ પામ્યાના ખબર મળતા જ તેઓ આનંદથી નાચવા લાગ્યા હતા અને સ્ત્રી-પુત્રાદિના વિયોગમાં દુઃખ ન પામતાં તેના મુખમાંથી આ પદ નીકળ્યું હતું:—

**" ભલું થયું ભાંગી ઝંઝાળ,**
**સુખે ભજીશું શ્રી ગોપાળ "**

આનું નામ જ પરાભક્તિની અવધી ગણાય!

કુરુક્ષેત્રના યુદ્ધ પછી પાંડવોને રાજ્યાસન સમર્પીને

ભગવાન શ્રીકૃષ્ણ દ્વારિકા તરફ પધારવાના હતા. સૌએ પરમાત્માને પ્રણામ કરીને તેઓનું નમ્રભાવે સ્તવન કર્યું. કુંતાજીએ પણ સ્તુતિ કરીને આ પ્રમાણે યાચના કરીઃ-

**विपदः सन्तु नः शश्वत्तत्रतत्र जगद्गुरौ ।**
**भवतो दर्शनं यत्स्यादपुनर्भवदर्शनम् ॥**

અર્થાત્ હે ભગવાન્! અમોને આપ સદા સર્વદા વિપત્તિ જ આપો, કારણ કે–આપત્તિમાં જ આપનું દર્શન અને સ્મરણ સારી રીતે થઇ શકે છે.

વાત પણ સત્ય છે, આપત્તિ આવી પડે ત્યારે જ મનુષ્ય પરમાત્માને યાદ કરે છે, કહેવત પણ છે કે,

**"સુખમાં સોનું ને દુઃખમાં રામ."**

પાંડવોનાં માતા કુંતાજી બાર બાર વર્ષો સુધી વનવાસનાં કષ્ટો વેઠી વેઠીને હસ્તિનાપુરની રાજ્ય ગાદીપર પોતાના પુત્રોને બેઠેલા જોયા છતાં આખાયે કુટુંબના માટે કષ્ટની માગણી કરે છે, તે શું ઓછી વાત છે? શું આનું નામ પરમાત્મભક્તિની પરાકાષ્ઠા ન કહી શકાય?

**આડંબરની અનાવશ્યક્તા**

પરમાત્માનાં પ્યારા ભક્તો ભક્તિનાં બાહ્ય ચિહ્નોમાં વિશેષ ન માનતાં તેઓના પ્રેમમાં જ મસ્ત રહે છે, કેટલાએક અપૂર્ણ ભક્તો કેવળ તિલક–માલા ધારણ કરવાં, શૃંગારનો ત્યાગ કરવો, અને તપસ્વીના જેવા વેષભૂષણ બનાવવાં એને જ ભકિત માની લે છે પરન્તુ તેઓએ ખ્યાલમાં રાખવું જોઈએ કે વાસ્તવિક ભકિત આવા કેવલ બાહ્યાડંબરથી ઘણી દૂર છે એ સમજવા માટે નીચેનું દૃષ્ટાંત જાણવું આવશ્યક છેઃ-

"વનલતાઓ વડે પ્રફુલ્લ બનેલા નિકુંજમાં ગોપીજનો શ્રીકૃષ્ણ પરમાત્માની ચર્ચા કરતાં કરતાં પુષ્પહાર ગુંથી રહ્યાં હતાં, બધી ગોપી પ્રિયતમના પ્રેમમાં મસ્ત હતી, એટલામાં ત્યાંથી કોઈ એક દિગંબર વેષધારી તપસ્વી મહાત્મા નીકળ્યા, સખીજનોએ મહાત્માજીને પ્રણામ કરીને હસતાં હસતાં પ્રશ્ન કર્યો.

'સ્વામીજી! અમારા પ્રાણાધાર શ્રી કૃષ્ણ કોઈ જગોએ છૂપાઈ ગયા છે. અમે સર્વે તેઓને આટલામાં શોધીએ છીએ, આપ મહાત્મા છો, અમોને બતાવશો, કે તેઓ...ક્યાં ગયા છે?

મહાત્માજીએ ગોપીજનો પ્રત્યે હાસ્ય કરીને કહ્યું.

"અરે! તમે તો પાગલ બની ગઈ જણાઓ છો. કાંઇ એમ નિકુંજમાં બેઠાં બેઠાં ફૂલ ગુંથવાથી શ્રી કૃષ્ણપ્રભુ થોડા જ મળી શકે તેમ છે?, જો તમારે અવશ્ય પરમાત્માને મળવું હોય તો આ તમારા શૃંગારિક વેશભૂષણને તજી દઈને તપસ્વીની બનો, વેણીનાં બંધન છોડી દો, વ્રત ઉપવાસાદિ કરીને કામ ક્રોધાદિનો નિગ્રહ કરો.શરીરને કષ્ટ આપો, અને લાંબી મુદ્દત સુધી ધ્યાન અને તપ કરો. એમ સહજમાં પરમાત્મપ્રાપ્તિ થતી નથી."

મહાત્માજીની વાત સાંભળીને ગોપી જનો ખડખડ હસી પડી!!! અન્તે એક ગોપી કહેવા લાગીઃ

"સ્વામીજી! આપનો ઉપદેશ આ વનવાસી વૃક્ષો, લતાઓ, પર્વતો અને પશુઓને આપો, અમો તો આવા જ ભાવથી–શરીરને બિલકુલ કષ્ટ આપ્યા સિવાય પ્રિયતમને પામી શકીએ એવો ઉપાય પૂછીએ, છીએ ઉપવાસાદિ વ્રતો કરીને શરીરને કૃશ કરવાથી, વિભૂતિ ચોળીને દિગંબર બનવાથી કે અન્ય શારીરિક કષ્ટો ભોગવવાથી અમારા કૃષ્ણને તો બહુ જ દુઃખ લાગે છે, જો અમો વસ્ત્રો ધારણ ન કરીએ, તો અમારી અશ્રુ–ધારાવડે ધોવાયેલા પ્રિયતમના ચરણકમલને કઇ ચીજથી લૂછી શકીએ.? શારીરિક કષ્ટો ભોગવી ભોગવીને અશક્ત થઈ જઇએ તો પછી ભગવાન્ શ્રી કૃષ્ણની કાયિક, વાચિક અને માનસિક સેવા શી રીતે કરી શકીએ?, બાવાજી! આપનો એ યોગ તો આપના પાસે જ રાખો. કારણ કેઃ–

**એ ઝીંટા સરીખા યોગને,**
**શું પાથરીએ કે ઓઢીએ,?**
**પ્રત્યક્ષ પાવક પરહરી,**
**શિદ પત્થરથી શિર ફોડીએ.?**
**(ભક્ત કવિ દયારામ.)**

માટે મહારાજ! અમારા કૃષ્ણ તો આવી સ્થિતિમાં સહેલાઈથી પ્રાપ્ત થાય છે, પરન્તુ તમારા કૃષ્ણ કેવા છે.? અને તમને શી રીતે મળે છે? એ તો જરા બતાવો,?

બાવાજી ખડખડ હસીને કહેવા લાગ્યાઃ—

"અરે બાવરીઓ! શું કૃષ્ણ તે એ ચાર હશે? એ તો એક જ, સર્વવ્યાપક, સર્વેશ્વર અને સર્વનિયંતા છે. ન્યાયી અને દંડધારી પણ છે. તેઓની

પ્રસન્નતાથી શાશ્વત સુખ અને અપ્રસન્નતાથી જન્મ–મરણ–નરકાદિનું ચિરદુઃખ ભોગવવું પડે છે. કેટલાએ જન્માન્તરો સુધી એમને મેળવવા માટે કષ્ટ ઉઠાવ્યા છતાં પણ એ મળવા દુર્લભ છે."

મહાત્માજીનાં આ વાક્યો સાંભળીને ગોપીઓ પરસ્પર તાળી દઇને કહેવા લાગીઃ—

"વાહ વાહ!! ઠીક કહ્યું–હવે તો જરૂર તમારા કૃષ્ણ જુદા છે-"

વિસ્મય પામીને મહાત્માજીએ પ્રશ્ન કર્યોઃ-

"ઠીક ત્યારે, તમારા કૃષ્ણ કેવા છે, એ બતાવશો ?"

એક પ્રેમમુગ્ધા ગોપી કહેવા લાગીઃ—

"સાધુ મહારાજ! તમારી વાત સાંભળીને તો અમારા પ્રાણ નીકળી ગયા હતા! પરન્તુ તમારા પાછળના વ્યાખ્યાનથી ચિત્તને કાંઇક શાંતિ થઇ ગઈ, તમોએ જે શ્રીકૃષ્ણ માટે આ બધું વ્યાખ્યાન કર્યું તે ચાહે તે હોય, પરન્તુ અમારા પ્રાણનાથ તો નથી જ. અમારા પ્રાણેશ્વર તો ભક્ત મનોરંજક અને શ્યામસુંદર છે, તે જ અમારી ઇન્દ્રિયો સહિત મન અને પ્રાણના પતિ છે, તેઓ એવા તો દયાળુ છે કેઃ–કોઈને દંડ તો કદાપિ દેતા જ નથી, વળી જે કાંઇ અમારા પાસે છે તે તેઓનું જ છે અને તેઓની સર્વે વસ્તુઓ પર અમારો અધિકાર છે. પછી તેઓ અમોને દંડ શી રીતે આપે?

ભલા તપસ્વીજી! આપણા જ ખાનપાનાદિ વ્યવહારોની ભૂલને અંગે થયેલા રોગો માટે સંબંધીજનો કડવી અને કસાયેલી દવાઓ ખવરાવે, શારીરિક મલાદિ દૂર કરવા માટે જુલાબો આપે અથવા શરીરમાં થયેલા ગુમડાંઓને ફોડવાનો વૈદ્ય પ્રયત્ન કરે તે દંડ કહેવાય ખરો? એ તો તેઓની પરમ કૃપા માનવી જોઈએ.

બીજી વાત એ છે કેઃ—તમે પુરુષ છો સ્વયં પોતાની વસ્તુઓ પર પોતાનો અધિકાર રાખીને રાજસભામાં જઈ શકો છો રાજાનો દંડ અને ઈનામો મેળવી શકો છો પરન્તુ અમોએ તો અમારૂં સર્વસ્વ તેઓને જ સમર્પિત કરેલું હોઇને અમારા ઉપર આવેલો દંડ તો તેઓનેજ ભરવાનો રહ્યોઃ કહો, અમારે એ દંડ અને કૃપા એ બન્નેથી શું પ્રયોજન?

આપે કામ–ક્રોધાદિનો નિગ્રહ કરવાથી જ પરમાત્મા મળી શકે છે એમ બતાવ્યું, પરન્તુ મહારાજ! આપે શું પેલા ભગવત્પ્રેમમાં પાગલ બનેલા કવિરાજનું પદ નથી સાંભળ્યું!

**'કામ જીત્યો ત્યારે વધ્યો એક વ્યંડળ,**
**ક્રોધ જીત્યે વધ્યો વૃક્ષ રે;**
**લોભ જીત્યો ત્યારે વધ્યો એક અજગર;**
**જો હરિભાવ નથી રે–નથી રે......"**

જ્યાં સુધી મનુષ્યના હૃદયમાં પરમાત્મભાવ પુષ્ટ થતો નથી ત્યાં સુધી કેવળ કામ જીતવાથી સંસારમાં એક વ્યંડળની વૃદ્ધિ થાય છે, ક્રોધ જીતવાથી એક વૃક્ષની વૃદ્ધિ થાય છે અને લોભ જીતવાથી એક અજગરની વૃદ્ધિ થાય છે અર્થાત્ પરમાત્મમય બન્યા સિવાય આપે કહેલાં સાધનો માત્ર બાહ્યાડંબર માટે જ થઈ જાય છે.

માટે મહારાજ! અમારા પ્રિયતમ તો ક્યાંક આ નિકુંજમાં વિહરતા હશે, હવે અમારો નિશ્ચય થઈ ચૂક્યો છે કે અમોએ આપને માર્ગે ચાલતા રોકીને વૃથા પરિશ્રમ આપ્યો છે, આપ અમારા પ્રાણાધારને ઓળખતા જ નથી,"

ગોપીજનોનું આવું ઉંડું તત્ત્વજ્ઞાન જોઇને મહાત્માજીનું હૃદય દ્રવીભૂત થઇ ગયું! તેઓ પ્રેમમગ્ન બનીને નાચવા લાગ્યા!

પ્રેમી પાઠકો! ઉપરનાં દૃષ્ટાંતથી કેવળ પ્રેમની પરાકાષ્ટાએ પહોંચેલા અધિકારી ભક્તજનોનું વર્ણન કરવામાં આવ્યુ છે, આ દૃષ્ટાન્તથી કોઇ એમ ન સમજી બેસે કેઃ-ભક્તિ કરનારને કામ–ક્રોધાદિનો પરિત્યાગ કરવો આવશ્યક નથી. અવશ્ય, કામ–ક્રોધાદિનો નિગ્રહ ન રાખતાં ઉન્મત્ત બનેલાથી પરમાત્મા સેંકડો યોજન દૂર ચાલ્યા જાય છે અને સંસારમાં ઉલટી અનર્થ પરંપરા વધી પડે છે.

ભગવાન શ્રીકૃષ્ણ ગીતાજીમાં આજ્ઞા આપે છેઃ-

**निर्मानमोहा जितसंगदोषा,**
**अध्यात्मनित्या विनिवृत्त कामाः**
**द्वंद्वैर्विमुक्ताः सुख-दुःखसंज्ञै-**
**र्गच्छन्त्यमूढाः पदमव्ययं तत् ॥गीता॥**

અર્થાત્ જેઓ માન તથા મોહથી રહિત, સંસારની આસક્તિના દોષોને જીતનારા, સદા પરમાત્માના સ્વરૂપને વિચારવામાં તત્પર, જેમની કામનાઓ શાન્ત

થઇ ગઈ છે તેવા, તથા સુખ દુઃખ સંજ્ઞક હર્ષશોકના દ્વંદ્વોથી મુક્ત થઇ ગયેલા અને મોહ રહિત પુરુષો જ તે પરમ અવિનાશી પદને પામે છે

ઉપરનાં દ્દષ્ટાંતનું તાત્પર્ય એ છે કે:—

ઉત્કૃષ્ટ ભક્તિ કરનાર મનુષ્યને કામ–ક્રોધાદિનો નિગ્રહ કરવો પડતો નથી પરન્તુ જેમ સૂર્યના આગમનથી અંધકારનો એની મેળે જ નાશ થઇ જાય છે તેમ ભક્તિની પરાકાષ્ટાએ પહોંચેલા પ્રેમી ભક્ત કામ–ક્રોધાદિ વિષય વિકારોથી સ્વતઃ અલિપ્ત થઈ જાય છે અને તેથી જ તેને શાશ્વત શાંતિ પ્રાપ્ત થઇ શકે છે. **इतिशम्**



# ભગવાન અને ભક્ત

( ગઝલ )

પ્રભુના પ્રેમી ભક્તોથી, નથી ભગવાન કંઇ જુદા.
અને સંતો વિરક્તોથી, નથી ભગવાન તો જુદા. (૧)
પ્રભુ તો જ્ઞાની ભક્તોથી, જરીએ દૂર ના રહેતો.
હૃદયના દિવ્ય સિંહાસન, વિરાજી "નાથ" એ રહેતો (૨)
સરસ લાગ્યું પ્રભુને તો, અનેરૂ સ્થાન રમવાનું.
હૃદય મંદિર ભક્તોનું, ગમે નહી ત્યાંથી ખસવાનું. (૩)
પ્રભુ તો પ્રેમના સૂત્રે, સદા બંધાયલો રહે છે.
અજબ એ પ્રેમના મંત્રે, સદા આધીન થઇ રહે છે. (૪)
કદી ભક્ત અને ભગવાન, વિખુટા ના જરા પડતા.
પ્રબલ એ પ્રેમની ગાંઠે, સદાયે સાથમાં ફરતા. (૫)
સ્મરે તેની સમીપે એ, નિરંતર "નાથ" એ રહે છે.
દીસે એ ભાવનો ભૂખ્યો, પ્રસન્ન તેથી થઈ રહે છે. (૬)
હૃદયથી ચ્હાય જે તેને, પ્રભુ! પણ તેહને ચ્હાતો.
રહેતો પાસેનો પાસે, કદી અળગો નહી થાતો. (૭)
પરમ કૃપાળુ પરમેશ્વર, વળી સર્વજ્ઞ સર્વેશ્વર,
દયાનિધિ, જેહ વિશ્વંભર, નથી એ ભક્તથી જુદો. (૮)
વસ્યો જે જડ–ચેતનમાં, વળી જળ સ્થળ અને વનમાં
ઉંચે ગાજે ગગનમાં જે, નથી એ ભક્તથી જુદો. (૯)
નિયંતા જગ વિભુવર જે, વળી અમૃતનો સાગર જે.
અગમ્ય ને અગોચર છે, છતાં ના ભક્તથી જુદો. (૧૦)
પ્રભુ ઘટ ઘટ વ્યાપી છે, નથી એ કોઇથી ન્યારો.
છતાં ભક્તિ વિના જનથી, રહે એ ન્યારો ને ન્યારો. (૧૧)

**લેખકઃ દોશી મણીલાલ જેચંદદાસ, નડિઆદ**



# ભક્ત રોહિદાસજી

: લેખક :

**સદ્ધર્મભાસ્કર પં. મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી.**

સદ્વિદ્યાલંકાર, સાહિત્યભૂષણ.

[૧]



શાસ્ત્રો ભણી ભણીને તૈયાર થયેલા વિદ્વાનો પણ કેટલીકવાર ભક્તોની કૃતિઓમાં ભૂલ ખાઇ જાય છે, ભક્તોની કૃતિઓને પણ તેઓ ઘણી વાર ભૂલ માની બેસે છે, ખરેખર ! ભક્ત અને ભગવાનની લીલાઓ વિશ્વને વ્યામોહ ઉપજાવનારી હોવા છતાં દેશ, કાલ અને પાત્રને અનુસરનારી હોય છે.

કેટલીકવાર મનુષ્યનુ બાહ્યસ્વરૂપ અને અંદરનું સ્વરૂપ જૂદું હોય છે, બહારથી ભક્ત જણાતા લોકો ઘણીવાર ભક્ત હોતા નથી, તેમજ બહારથી અશ્રદ્ધાવાળા કે બાહ્ય આડંબર વિનાના મનુષ્યો કેટલીકવાર શુદ્ધ ભક્તિતત્ત્વને સમજનારા અને આચરણમાં ઉતારનારા હોય છે.

વાઘ સુંદર ચટાપટાવાળો હોવા છતાં ક્રૂર હોય છે, અને તેવીજ રીતે બગલો મહાન્ યોગી દેખાતો હોવા છતાં એનું લક્ષ્ય માત્ર માછલાંઓમાં જ ફરતું હોય છે.

ભગવાનની જેના પર પરમ કૃપા થાય તે જ ભક્તિના તત્ત્વને ગ્રહણ કરી શકે છે બીજાઓ એ અમરતત્ત્વને પચાવી શકતા નથી.

આજે જે ભક્તરાજની પુનિતગાથાનો યત્કિંચિત્ અંશ પ્રેમી પાઠકોના કરકમલમાં મૂકીને હું મારી લેખિનીને કૃતકૃત્ય બનાવું છું એ ભાવયુક્ત ભક્તરાજનું નામ ચર્મકાર રોહિદાસજી હતું. કેટલીકવાર ભક્ત અને ભગવાન્ સ્વચરિતાર્થ સિદ્ધ કરવા માટે જાતિ અને યોનિનું પણ અતિક્રમણ કરીને અવતરે છે. અને જગતની માયિક દૃષ્ટિએ તો એ સાધારણ જેવા જ દેખાતા હોવા છતાં એમની કૃતિમાં અલૌકિકતાઓ [illegible]

અનેક અલૌકિકતાઓ ભક્ત રોહિદાસજીમાં વિદ્યમાન હતી.

કાશી નિવાસી સ્વામી શ્રી રામાનંદજીના અનેક શિષ્યોમાં એક વિશુદ્ધ હૃદયવાળો બ્રહ્મચારી શિષ્ય હતો, ભાવી સંકેતાનુસાર એક સમય ગુરુએ શિષ્યને ભગવાનનું નૈવેદ્ય ધરાવવા માટે સીધું લેવા માટે મોકલ્યો; અને જાતી વખતે આજ્ઞા કરી કેઃ– "વત્સ ! દેવના નૈવેદ્યની સામગ્રી કોઇ યોગ્ય પાત્રના ઘરની હોવી જોઇએ."

દૈવીગુણસમ્પન્ન ગુરુનો આ વિચક્ષણ શિષ્ય ગુરુના શબ્દપર અસાધારણ વિશ્વાસ ધરાવતો હતો. પ્રાણાન્તે પણ ગુરુઆજ્ઞાનું ઉલ્લંઘન કરવા માટે તે તૈયાર ન હતો. આજના ઉદ્ધત શિષ્યોની માફક સ્વેચ્છાચાર, સ્વચ્છન્દી જીવન અને અમર્યાદિત વર્તન તેનામાં ન હતું, એની નિર્મલ બુદ્ધિમાં એનું અસ્ખલિત બ્રહ્મચર્ય અને એની અડગ શ્રદ્ધા એ બન્ને મૂલ કારણભૂત હતાં.

ચોમાસાની ઋતુ હતી, ધોધમાર વરસાદ ચાલુ હતો. આવવા જવાના માર્ગો પણ પાણીથી ભરાઈ ગયા હતા, છતાં ગુરુઆજ્ઞાને શિરસાવંદ્ય ગણીને એ આજ્ઞાંકિત શિષ્ય કાશીશહેરમાં ચાલ્યો જતો હતો.

ઘણા પરિશ્રમ બાદ તે શહેરની બજારમાં આવી પહોંચ્યો પરંતુ ગંગાનું પાણી ચોતરફ ફરી વળવાના કારણથી બજાર બંધ પડી ગઇ હતી, ગુરુજીના આશ્રમમાં આજે ભોજનસામગ્રી બીલકુલ ન હતી એટલે કોઇપણ સ્થળેથી ભોજન સામગ્રી મેળવ્યા વિના છૂટકો પણ ન હતો, હવે શું કરવું ? એ વિચારમાં ને

અચાનક જ એક સુંદર વસ્ત્રોથી સજ્જ થયેલી અને હાથમાં ભોજનસામગ્રીનો થાળ લઈને ઉભેલી સ્ત્રી એના જોવામાં આવી, એનાં સુસજ્જિત વસ્ત્રો, યુવાવસ્થા અને સુઘડ-સુદૃઢ શરીર વિગેરેથી શિષ્યને જણાયું કે આ કોઈ સારા કુટુમ્બની સ્ત્રી છે, આજે આવા આપત્કાળમાં અનાયાસે સામગ્રી મળતી જોઈને તેણે પ્રભુનીકૃપા માની, અને પોતાની ઝોળી આગળ ધરી.

પરન્તુ એજ સમયે તેને ગુરુજીનો આદેશ યાદ આવ્યો, તેણે ઝોળી ખેંચી લીધી. અને પ્રશ્ન કર્યો:–

"તમે કોણ?"

"હું?" ઘંટડીના રણકાર જેવો અવાજ કરીને તેણે જવાબ આપ્યો:–"બાવાજી! મને આપ ઓળખતા નથી? જેને શહેર આખું ઓળખે છે, હું અહીની રાજગણિકા-મધુરી, મારૂં નૃત્ય જોયા વિના રાજાને ચેન પડતું નથી. મારા કટાક્ષો પર કવિઓ કાવ્ય લખવા આતુર રહે છે, મારો આદર સત્કાર કરવામાં પંડિતો પોતાની પંડિતાઈ માને છે. આ સામેની મારી હવેલી; આપે મને ન ઓળખી મહારાજ!"

"માઈ! આપને હું ક્યાંથી ઓળખી શકું? હું શહેરની આ દિશામાં પ્રથમ જ આવ્યો છું; આપ ગણિકા છો એટલે આપની ભિક્ષા મારાથી નહિ લેવાય;" શિષ્યે નીચું જોઇને પ્રત્યુત્તર આપ્યો.

"કારણ?" ગણિકાના સવાલમાં આશ્ચર્ય હતું.

"ગુરુજીનો આદેશ" શિષ્યે સમાધાન કર્યું.

"મહારાજ! આપ વેસ્યાનું અન્ન નિષિદ્ધ ભલે માનો; હું તો માત્ર ગાવાવાળી છું. આપત્કાળે મારૂં અન્ન લેવાનો ગુરુજી ઇન્કાર ન કરે. મારા અન્નથી અસદ્દગતિ થતી નથી શું પેલું **अन्ते मतिः सा गतिः** એ શાસ્ત્રવાક્ય આપ ભૂલી ગયા?" ગણિકાએ ફરીવાર વિનતિ કરી.

"નહિ—" કહીને બાવાજી ચાલતા થયા.

"મહારાજ! પસ્તાશો, આજે શહેરમાં પ્રલય પ્રવર્તી રહ્યો છે, વરસાદ અટકતો નથી, ક્યાંક મારાથીએ હલકી જાતિની ભિક્ષા..."

સાંભળવાની દરકાર પણ કર્યા વિના બાવાજીએ માર્ગ પકડયો, આખા શહેરમાં ફર્યા, છતાં કોઇએ બાવાજીને ભિક્ષા આપવા માટે દ્વાર ન ખોલ્યું.

બજારની એક બાજુએ એક ચર્મકાર (ચમાર) નું ઘર હતું. પેલો શિષ્ય ચાલતાં ચાલતાં ત્યાં આવીને અટકી ગયો. આગળના માર્ગમાં પાણી ખૂબ જ ભરાઈ ગયેલું હોવાથી જઈ શકાય તેમ ન હતું; એટલામાં જ ચર્મકારની દૃષ્ટિ એ ઉદાસ મુખવાળા શિષ્ય ઉપર પડી! જાતનો એ ચર્મકાર હતો, છતાં એ રાજમહેલનો પહેરેગીર પણ હતો અને સાથે સમય મળ્યે પોતાનો ધંધો પણ ચલાવતો હતો. એને ત્યાં પુષ્કળ દ્રવ્ય હતું. પરન્તુ પુત્ર ન હતો, એથી તે નિત્ય ઉદાસ રહેતો હતો.

નજર પડતાં જ તેણે મહાત્મા શ્રી રામાનંદજીના શિષ્યને ઓળખી લીધો! તેણે પાસે આવીને નમન કર્યું, અને તેની ઉદાસીનું કારણ પૂછયું, શિષ્યે નિઃસંકોચ ભાવવડે તમામ હકીકત કહી. ચર્મકારે આપદ્ધર્મનું વર્ણન કરીને તેને પોતાના ઘરની સામગ્રી સ્વીકારવાનો આગ્રહ કર્યો.

બીજો કોઈ ઉપાય ન હોવાથી ગમે તે ભોગે ભગવાનને નૈવેદ્ય તો ધરાવવું જ જોઇએ? એમ જાણીને તેણે ચર્મકારની સામગ્રીનો સ્વીકાર કર્યો, અને ગુરુજીની સમક્ષ સામગ્રી મૂકીને તેણે પ્રણામ કર્યા.

સામગ્રીને જોઈને જ દિવ્ય દૃષ્ટિવાળા મહાત્મા શ્રી રામાનંદજીએ જાણી લીધું; અને એકદમ રકત-નેત્રો કરીને કહ્યું:—

"અલ્યા ચર્મકાર! તને સામગ્રી પણ ચર્મ-કારના ઘરની જ મળી?

ગુરુજીના શબ્દો સાંભળીને શિષ્ય ધ્રૂજી ઉઠયો! તેણે દંડવત્ પ્રણામ કરી તમામ હકીકતનું નિવેદન કર્યું. અને અપરાધની ક્ષમા માગી.

થોડીવારે શાંત થયા બાદ ગુરુજીએ કહ્યું:–

વત્સ! ભાવીને વશવર્તી આ વિશ્વમાત્ર છે. તો પછી આપણે કોણ માત્ર? ભગવાનની ઇચ્છાથી બોલાયેલાં મારાં વાકયને સત્ય કરવા માટે તારે એ જ ચમારને ત્યાં જન્મ લેવો પડશે! છતાં તારા પર પ્રભુનો પૂર્ણ અનુગ્રહ રહેશે. **પ્રત્યેક સ્થિતિને પ્રભુલીલાના રૂપમાં જોનાર અભ્યાસીને દુઃસ્થિતિ પણ દુઃખકારક બનતી નથી.**

શિષ્યે ગુરુશાપને મસ્તક પર ચડાવી લીધો, અને સમયાન્તરે એ શરીરનો પરિત્યાગ કરીને તે એ જ ચર્મકારને ત્યાં પુત્રરૂપે જન્મ્યો. ગુરુકૃપા વડે ચર્મકારને ત્યાં જન્મ્યા છતાં તેની પૂર્વજન્મની સ્મૃતિ કાયમ રહી. એ જ આપણા કથાનાયક ભક્તપ્રવર રોહિદાસજી.

[૨]

વૃદ્ધ ચર્મકારને ત્યાં આજે આનંદનો અવધિ હતો, પરન્તુ થોડા જ સમયમાં એ આનંદ શોકમાં પલટાવા લાગ્યો, પુત્રજન્મ અને તે પણ વૃદ્ધાવસ્થામાં થયેલા તેજસ્વી પુત્રના પ્રાકટ્યથી ચમાર પોતાને ધન્ય માનતો હતો, પરન્તુ બીજી જ પળે તેને ખબર પડી કે બાલક સ્તનપાન કરતો નથી, સેંકડો ઉપાયો અજમાવ્યા, વૃદ્ધ સ્ત્રીઓએ ડોશીશાસ્ત્રના ટુચકાઓ કરી જોયા પરન્તુ બધાયે વ્યર્થ; બાલક સ્તનપાનવિનાનો ક્યાં સુધી જીવી શકશે? એ ચિંતાએ વૃદ્ધ ચમારને ચિંતાતુર બનાવી દીધો!

એક, બે, ત્રણ–ચાર કરતાં કરતાં સાત દિવસ વ્યતીત થયા, સાત દિવસ સુધી સ્તનપાન ન કરનાર છતાં પ્રારબ્ધકર્મનો ઉપભોગ માનનાર બાલક એવો ને એવો તેજસ્વી જણાતો હતો. પૂર્વની તપશ્ચર્યા જાણે તેની આ જન્મની તપશ્ચર્યામાં સહાય કરી રહી હતી!

સાત દિવસમાં તો ચમારે અનેક જ્યોતિષીઓ, ભૂવાઓ અને જતિઓની સેવા કરી જોઈ, દોરા ધાગાઓ અને ભાવીફલો અદૃષ્ટ જણાયાં, આખરે ચર્મકાર નિરાશ થવા લાગ્યો.

શહેરમાં આ વાત વાયુવેગે પ્રસરી ગઈ, પેલી ચતુર ગણિકાએ આ બાલકને જોવાની ઇચ્છા કરી, તેણે પોતાની એક દાસીને સાથે લીધી અને ચમારને ત્યાં આવી પહોંચી.

ગણિકાએ એકાન્તના ઓરડામાં જઈને બાલકને ખોળામાં લીધો, ચતુર ગણિકાએ પૂર્વના આગંતુક ભિક્ષુને પારખી લીધો, બાલક પણ જાણે ગણિકાને ઓળખતો હોય તેમ ખિલખિલાટ હસી પડયો!

ગણિકાએ સંસ્કૃત ભાષામાં જ એ બાલકની સાથે વાર્તાલાપ શરૂ કર્યો:—

ગણિકાઃ—"**कस्त्वं बालक!**" હે બાલક! તું કોણ છે?

ગણિકાની વાત સાંભળીને બાલકની વાચા ખુલી ગઈ! તેણે ગણિકાનો પ્રત્યુતર પણ સંસ્કૃતમાં જ આપવો શરૂ કર્યો.

બાલકઃ—"**बालके! यतिरहम्**" હે બાલિકા! હું (તારે ત્યાં ભીક્ષા ન લેનારઃ) યતિ–સાધુ છું.

ગણિકાઃ—"**कस्मात्तवैषा गतिः?**" (શુદ્ધ ઘરની ભિક્ષા લેનારા સાધુચરિત્ર) સાધુની આવી ગતિ કેમ થઈ?

બાલકઃ — **पूर्वोपार्जितपापपुंजजनुषा लब्धं मयाऽसद्वपुः** "।

અર્થાત્ પૂર્વના કરેલા પાપસમૂહના ફલરૂપે મને આવું અશુદ્ધ શરીર મળ્યું છે.

ગણિકાઃ "**कस्मात्प्राप्तमिदं तवाधमवपुः?**" તમારા એવા કયા પાપના ફલરૂપે આ અધમ શરીર મળ્યું?

બાલક–"**बाले! कुभिक्षावशात्**" હે બાલિકા! આ ચમારના ઘરની નિંદ્ય ભિક્ષા લેવાના પાપથી મને આ શરીર મળ્યું.

ગણિકાએ શિષ્યને બરાબર ઓળખી લીધો; તેણે છેવટના શબ્દોની યાદી આપતાં કહ્યું:–

ગણિકાઃ–"**मयाऽपि कथितं ह्यन्ते मतिः सा गतिः**" હે યોગીરાજ! મેં તો પ્રથમથી જ કહ્યું હતું કેઃ–અંતકાલ સમયે જેવી બુદ્ધિ હોય તેવી જ ગતિ થાય છે. માટે હે બાલયોગી! હઠ છોડી દો, જન્મ મળ્યો છે, તેને યથાર્થ નિભાવો, આપ તો પૂર્વના સાધુપુરુષ છે. અને હું ગણિકા છું. છતાં આપને યાદી અપાવું છું કેઃ—

**अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम् ।**
**सुखं दुःखं जातिभेद स्तद्धै कर्मस्य कारणम् ॥**

અર્થાત્ હે બાલક! પોતાના હાથથી કરાયેલું શુભ કે અશુભ કર્મ અવશ્ય ભોગવવું પડે છે; સુખ, દુઃખ પણ કર્મ પ્રમાણે મળે છે અને ઉચ્ચનીચ જાતિમાં જન્મ થવો એ પણ કર્મનું જ કારણ છે."

**यज्जातमस्तु तज्जातं शोकं त्यक्त्वा स्तनं पिब ।**
**न चेत्कृतं पयःपानं भविष्यत्यात्मघातकम् ॥**

"હે બાલક! જે કાંઇ સંયોગવશાત્ થયું તે ભલે થયુ; હવે શોકનો ત્યાગ કરીને સ્તનપાન કરઃ અને જો તું સ્તનપાન નહિ કરે તો તને આત્મહત્યાનું મહાન્ પાપ લાગશે."

**इहैवानन्त जन्मेषु ह्यर्जितं पापसंचयम् ।**
**ज्ञानिनोऽपि न जानन्ति कर्मणो गहनागतिः ॥**

હે બાલક! ભલે હજારો જન્મો વડે પણ કરેલા પાપનું ફળ અહીં જ ભોગવવું પડે છે; આ વસ્તુને જ્ઞાની પુરુષો પણ જાણી શકતા નથી, કારણ કેઃ– કર્મની ગતિ અતિ ગહન છે.”

ચમારને ત્યાં જન્મેલો બાળક પણ પૂર્વના સત્સંગ પ્રભાવથી દૃઢ જ્ઞાની હતો, ગણિકાનું આવું સુંદર જ્ઞાન સાંભળીને તે કહેવા લાગ્યોઃ–

“માતા! આપની વાત સત્ય છે; કરેલું પાપકર્મ ભોગવવા માટે તો મને આ મનુષ્યદેહ મળ્યો છે પરન્તુ સંસારના શત્રુઓની વચમાં ઝઝૂમીને મારે મારાં કર્મો કેવી રીતે ભોગવવાં? સંસારમાં જ્યાં જોઉં છું ત્યાં મને બધા સ્વાર્થાન્ધ શત્રુઓજ જોવામાં આવે છે આ રહ્યા એ શત્રુઓ.—

**सुखे भवत्यसन्तुष्टः कष्टेऽपि मर्मघातकृत् ।**
**प्रथक्त्वे भेदबुद्धित्वात्तातः प्रत्यक्ष शत्रुवत् ॥**

સુખ વખતે અસંતોષ રાખે છે અને દુઃખ વખતે ન કહેવાના શબ્દો વડે મર્મસ્થળોમાં વાણીરૂપી પ્રહાર કરે છે પુત્રો જૂદા રહેતા હોય ત્યારે “આ ભાઇ સારો અને આ ભાઇ લુચ્ચો” એવી એવી પોતાના જ પુત્રો પ્રત્યે ભેદબુદ્ધિ રાખે છે માટે **પિતા** એ સંસારનો પ્રત્યક્ષ શત્રુ છે.

**बन्धनं कुरुते गर्भाज्जन्मतः कुरुते व्यथाम् ।**
**पश्चात् संसारभारेण जननी शत्रुवद् भवेत् ॥**

ગર્ભ ધારણ કરતાંની સાથે જ બંધન કરે છે, જન્મ આપતી વખતે સેંકડો વીંછીની વેદના કરાવે છે અને પછીથી સ્ત્રી પરણાવવા રૂપ અને વ્યવહારરૂપ સંસારનો મહાન્ ભાર પુત્રના ઉપર મૂકીને પોતાનો ભાર ઓછો કરે છે. આ **માતા** પણ શત્રુસમાન કાર્ય કરે છે.

**दर्शनाद्धरते चित्तं स्पर्शनाद्धरते बलम् ।**
**संभोगाद्धरते सत्त्वं नारी प्रत्यक्ष नागिनी ॥**

દર્શન થવા માત્રથી ચિત્તનું હરણ કરે છે, સ્પર્શ કરવાથી બલનો નાશ કરે છે અને સંભોગવડે શરીરના સત્વનો વિનાશ કરે છે આમ **સ્ત્રી** પણ પ્રત્યક્ષ સર્પિણી–માનવજાતની શત્રુ છે.

**गर्भस्थः कुरुते रोगं जन्मतो दुग्धमाहरेत् ।**
**युवायां स्पर्द्धया सम्यङ् मानेन च दुरुक्तिभिः ॥**

**व्यवहारेऽपि संघर्षं कुरुतेऽनन्यभावतः**
**पश्चाद्धनविभागेन नास्ति भ्राता समो रिपुः ॥**

જ્યારે ગર્ભમાં હોય ત્યારથી જ આગળ જન્મ પામેલા મોટાભાઇના શરીરમાં રોગ ઉત્પન્ન કરે છે, જન્મ પામ્યા બાદ મોટાભાઇનો સ્તનપાનનો હક્ક છીનવી લે છે, યુવાવસ્થામાં સન્માન, ધન અને અધિકારમાં ઈર્ષ્યા અને હરિફાઇ કરે છે તથા કઠોર વચનવડે ચિત્તને બાળે છે. વ્યવહારમાં પણ પોતાનો બનીને ભેદ પડાવે છે અને જૂદા થતી વખતે ધન–સમૃદ્ધિના વિભાગવડે ભાગીદાર બને છે માટે **ભાઇ** સમાન અન્ય એકેય શત્રુ નથી.

**जायमानो हरेद् भार्यां वर्धमानो हरेद्धनम् ।**
**रोगे-दुःखे च दुःखत्वाद्धत्रेत्पुत्रोऽपि शत्रुवत् ॥**

જન્મ પામતાની સાથે જ પિતાના સ્ત્રી સુખનું હરણ કરે છે.–અવસ્થા વધવાની સાથે ધનનો ખર્ચ કરાવે છે, પુત્ર રોગી હોય કે દુઃખી હોય તો પિતાને દુઃખ કરાવે છે; માટે **પુત્ર** પણ પિતાના શત્રુ સમાન છે.

બાળકના પ્રશ્નનો પ્રત્યુત્તર આપતાં ગણિકા કહેવા લાગીઃ–

**शत्रवः प्रबलाः सन्ति संसारसमरांगणे ।**
**जयस्व स्थितप्रज्ञत्वात्कुरु देहस्य सार्थकम् ॥**

“હે બાળક! તારી વાત સાચી છે; આ સંસાર રૂપી યુદ્ધક્ષેત્રમાં તેં બતાવેલા તથા એ સિવાયના પણ અનેક શત્રુઓ છે; છતાં તારી સ્થિર–સ્થિતપ્રજ્ઞા વડે એ બધા શત્રુઓને જીતી લઇને તારાતું શરીરનું સાર્થક કર–અથવા એ શત્રુઓને મિત્ર સમાન ગણ. વળી નવમાસ સુધી જે માતાના ગર્ભમાં એના ઉચ્છિષ્ટ અન્ન તથા રુધિરાદિનું પાન કરતાં તને સંકોચ ન થયો તો પછી હવે એ માતાનું સ્તનપાન કરવામાં આટલો સંકોચ શા માટે કરે છે?”

પરમ ભાગવત ધર્માચાર્ય શ્રી. રામાનંદજીના પૂર્વ સદુપદેશવડે પાવન થયેલ બાલકે તે જ સમયથી માતાનું સ્તનપાન ચાલુ કર્યું! ગણિકા પણ એ યોગ-ભ્રષ્ટ યોગીને પ્રણામ કરીને સ્વસ્થાને ચાલી ગઇ.

બાળકને સ્તનપાન કરતો જોઇને વૃદ્ધ માતા પિતા અત્યન્ત પ્રસન્ન થયાં, અને એ બાળકનું રોહિદાસ× નામ પાડયું.

---

× મૂલ નામ ‘રવિદાસ’ ઉપરથી અપભ્રંશ–

[ ૩ ]

દશ વર્ષની અવસ્થા થતાં સુધીમાં રોહિદાસે પોતાના પિતાના ધંધામાં કાંઇ મદદ ન આપી, પિતા એને ઘણું સમજાવતા પરંતુ રોહિદાસ એક શબ્દ પણ ન બોલતાં નીચું જોઇને બેસી રહેતો. એકના એક પુત્રપર ઘડીભર રોષ ઠાલવીને પિતા પ્રેમ કરવા લાગી જતા.

સંયોગવશાત્ એક દિવસ ગુરુ રામાનંદજી ત્યાંથી નિકળ્યા, વૃદ્ધ ચમારે દૂરથી પ્રણામ કર્યા અને માર્ગની વચમાં જ ઉભો રહીને કહ્યું–"મહારાજ કૃપા કરો."

"શું છે?" રામાનંદજીએ ચમારની સામે જોયું.

"મહારાજ! મારો દશ વર્ષનો પુત્ર ઘરકામમાં દિલ લગાવતો નથી, મારી અવસ્થા હવે વૃદ્ધ થઇ છે. હું હવે થોડા દિવસનો મહેમાન છું. આપ જ્ઞાની છો, વર્ણાશ્રમધર્મના ઉપદેશક છો, આપ મારા રોહિદાસને ઘરકામ કરવા માટે યોગ્ય ઉપદેશ આપતા જાઓ." ચમારે પ્રાર્થના કરી.

સામે જ રોહિદાસ બેઠો હતો, ગુરુએ તેને પાસે બોલાવ્યો, એની મુખમુદ્રાપર પૂર્વોપાર્જિત તપનું ઓજસ્ ચમકતું હતું. એના ભાલમાં ભગવદ્ ભક્તિના અક્ષરો અંકિત થયેલા મહાયોગી રામાનંદજીથી છાના કેમ રહી શકે? તેઓએ તત્કાલ જાણી લીધું કે આ મારો પૂર્વનો શાપિત શિષ્ય છે.

આવતાં વારજ બાલક રોહિદાસે મસ્તક નમાવીને પ્રણામ કર્યા, એના મસ્તક પર હાથ મૂકીને પૂછ્યું–

"તારૂં નામ શું?"

"રોહિદાસ"

"શું ભણે છે બેટા?" ગુરુજીએ વિશેષ જાણવાના ભાવથી પૂછ્યું.

"રામનું નામ" રોહિદાસે સીધોજ જવાબ આપ્યો.

"અને કામ શું કરે છે?" ગુરુજીએ ફરીવાર પ્રશ્ન કર્યો.

"હજી તો માત્ર જીવવાનું કામ કરૂં છું; હવે પછીથી આપની જે આજ્ઞા હશે તે કરવા તૈયાર છું. ગુરુજી!" રોહીદાસે પણ પોતાના પૂર્વના ગુરુદેવને પારખી લીધા હતા!"

"જો બેટા! જે જાતિમાં જન્મ લીધો હોય એ જાતિનું કર્મ કરવાથી સિદ્ધિ મળે છે. ગીતાનો પણ એજ ઉપદેશ છે કેઃ–

**स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।**

માટે આજથી મારી આજ્ઞા છે કે તારા આ વૃદ્ધ પિતા તને જે આજ્ઞા આપે એ કાર્ય તારે કરવું.'! રામાનંદજીએ આજ્ઞા કરી."

"અને રામનું નામ?" રોહીદાસે પ્રશ્ન કર્યો.

**"करमें काम और मुखमें राम"** સમજ્યો બેટા?" રામાનંદજીએ સમાધાન કર્યું.

"સમજ્યો ગુરુજી! આપનો ઉપદેશ ન માનવાથી તો આ ન ઇચ્છવા યોગ્ય અવતાર ભોગવી રહ્યો છું અને હવે......"

રોહીદાસને આગળ બોલતો અટકાવવા રામાનંદજીએ નાકપર આંગળી મૂકી અને કહ્યું:—

"—ચૂપ, ગુરુની આજ્ઞા એ રામની આજ્ઞા, સમજ્યો બેટા" કહીને રામાનંદજી ચાલતા થયા.

બીજે જ દિવસે વૃદ્ધ ચમારને રોહિદાસ બદલી ગયેલો જોવામાં આવ્યો. સવારમાં ઉઠીને તરતજ એણે પોતાનાં ઓજારો હાથમાં લઈ લીધાં. અને પિતાની સાથે ઉત્સાહથી કામ કરવા લાગી ગયો, આ હલકું કામ કરવાની એને આજે ઘૃણા ન હતી, એના હૃદયમાં ગુરુઆજ્ઞા હતી, ને મુખમાં હતું શ્રી રામનું સુમધુર નામ.

આગળ કહેવાઈ ચૂક્યું છે કેઃ–રોહિદાસના પિતા રાજમહેલના બહારના ભાગમાં પહેરેગીર તરીકે પણ કામ કરતા હતા.

એક વખત પિતાએ રોહિદાસને પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું;-

"બેટા! હું હવે વૃદ્ધ થયો છું, શરીર ચાલતું નથી, વળી આજે મારા શરીરમાં ઠીક પણ નથી, મારે બદલે આજની રાત્રી તું પહેરો ન દઇ આવે?"

"પિતાજી આપ કહેતા હો તો હું ખુશીથી જઇશ"

રોહિદાસના આ જવાબ પિતાને સન્તોષ થયો, રોહિદાસે પિતાની લાકડી પોતાના હાથમાં લીધી અને રાત્રીના વખતમાં ચોકી કરવા નિકળ્યો.

જગત્ જ્યારે મીઠી ઉંઘમાં સુઇ રહ્યું હતું ત્યારે આપણા ભક્ત રોહિદાસ જાગતા હતા. ખરેખર જગતની રાત્રી એ ભક્તનો દિવસ છે, પરંતુ સૂતેલા

જગતને જોઇને રોહિદાસને દયા આવી, તેઓએ ઉંચા સ્વરથી નીચેના શ્લોકો લલકારવા શરૂ કર્યા!*

**अहंतां ममतां त्यक्त्वा श्रीहरिः शरणं कुरु ।**
**न कदापि पुनर्येन घोरां प्राप्स्यसि संसृतिम् ॥**

હે જગતના જીવો ? અહંકાર અને મમતાનો ત્યાગ કરીને શ્રીહરિને શરણે આવો, કે જેનાથી જન્મ મરણના ઘોર દુઃખને ફરીવાર પ્રાપ્ત થવું પડે નહિ. ૧

**कामक्रोधादयो ह्येते देहे तिष्ठन्ति तस्कराः।**
**भक्तिरत्नं हरन्त्येव तस्माज्जाग्रत जाग्रत ॥२ ॥**

હે જીવો ! તમારા શરીરમાં કામક્રોધાદિ છ ચોર લોકો પ્રવેશ કરીને તમારા ભક્તિરૂપી રત્નને હરી લે છે માટે જાગ્રત થાઓ જાગ્રત થાઓ. ૨

**जन्मदुःखं जरादुःखं दुःखं यौवनसम्भवम् ।**
**मरणे शतधा दुःखं तस्माज्जाग्रत जाग्रत ॥३ ॥**

આ સંસારમાં જન્મ પામવું એ દુઃખ છે, યુવાવસ્થામાં (મસ્તીની અધિકતાનો આવેશ વધવાના કારણથી) દુઃખનો સંભવ છે, વૃદ્ધાવસ્થા તો દુઃખ રૂપ છે જ અને એ બધાં દુઃખોથી સો ગણું દુઃખ મરણ સમયે આવવાનું જ છે માટે જાગ્રત થાઓ જાગ્રત થાઓ. ૩

**माता पिता च पुत्रश्च, स्त्री सहोदरबान्धवाः।**
**स्वार्थसम्बन्धिनः सर्वे तस्माज्जाग्रत जाग्रत ॥४॥**

માતા, પિતા, પુત્ર, સ્ત્રી, ભાઇઓ વિગેરે તો માત્ર સ્વાર્થ પૂરતાં જ સંબંધ ધરાવનારાં છે, માટે જાગ્રત થાઓ જાગ્રત થાઓ,

**शयनाच्छतधादुःखं जागृतिः सुखकारका ।**
**तेनैव संसृतिं प्राप्तस्तस्माज्जाग्रत जाग्रत ॥५॥**

હે જીવો ! સૂતા રહેવાથી સો ગણું દુઃખ છે, અને જાગતા રહેવાથી અનંત સુખ મળી શકે છે, (અન્ય જીવ-જંતુઓના જન્મ વખતે) તમે સૂતા રહ્યા તેથી જ તમોને આ દુઃખ પ્રાપ્ત થયું છે માટે જાગ્રત થાઓ જાગ્રત થાઓ.

રાજમહેલમાં સૂતેલા રાજાને કાને આ અવાજ પહોંચ્યો, અને રાજાના અંગરક્ષકોએ વિના પૂછયે રોહિદાસને પકડીને રાજા પાસે ઉભો કરી દીધો, અને કહ્યું કે:-" મહારાજ ! આજે આ પહેરેદારે આપની નિદ્રાનો ભંગ કરાવ્યો છે, માટે એને ઉચિત દંડ કરો.

રોહિદાસને જોતાં જ રાજાનો ક્રોધ ઉતરી ગયો, એણે રોહિદાસના મુખથી એ શ્લોકો ફરીવાર સાંભળવાની ઇચ્છા બતાવી, રોહિદાસે એ બધા શ્લોકો પ્રેમથી ગાઇ બતાવ્યા, અને એના ગંભીર અર્થોનું પણ વર્ણન કરી બતાવ્યું.

રાજા પ્રસન્ન થઇને રોહિદાસના પગમાં પડી ગયો, અને તે જ દિવસથી રાજાએ એને પહેરેગીરની નોકરીમાંથી મુક્ત કરીને એક હજાર સોના મહોરો ઈનામમાં આપી.

રોહિદાસે ઘેર આવીને પિતાની આગળ બધી વાત કરી, અને રાજાની આપેલી સોના મહોરો આપી દીધી, એ દિવસથી તેને સાધુઓ ઉપર પ્રીતિ વધવા લાગી તથા પ્રભુભજન અને સાધુસેવાની સાથે સાથે તે વ્યવહારિક કાર્યોમાં કુશલ રહેવા લાગ્યો.

પ્રભુકૃપાથી રોહિદાસની પત્ની પણ સાધ્વી જ મળી હતી. પરન્તુ રોહિદાસને મળેલી સોનામહોરોનો વ્યય સાધુસેવા, દરિદ્રોને ભોજન, વસ્ત્રદાન વિગેરેમાં વપરાઇ જવા લાગી ! ભગત આગળ માયા ક્યાં સુધી ટકી શકે ? માયાને અને ભક્તિને તો આદિ-અનાદિથી વેર જ ચાલ્યું આવે છે ને ? આમ રોહિદાસનો ગૃહસંસાર ચાલવા લાગ્યો.

થોડા વખતમાં જ રોહિદાસના પિતાનું મૃત્યુ થયું, એટલે પોતાના ધંધાપર પણ એને લક્ષ્ય રાખવું પડતું; એનો બાપદાદાનો ધંધો હતો ચમારનો; એટલે મૂએલાં ઢોરનાં ચામડાં કાઢી લાવીને તેને વેચવાનું કામ રોહિદાસજી કરવા લાગ્યા અને પોતાની ઝૂંપડીમાં રહેવા લાગ્યા. "**करमें काम और मुखमें राम** "નો મહામંત્ર તેઓ ભૂલ્યા ન હતા.

[૫]

ગરીબી અને ગૃહસ્થાશ્રમ એ બન્નેને એક સાથે ચલાવવાં એ બહુ જ દુષ્કર છે, અને તેમાં પણ 'ગરીબી'-'ગૃહસ્થાશ્રમ' અને 'ગરીબ-નિવાજ-પ્રભુ' એ ત્રણેને ન ભૂલવાં એ વળી એથી પણ દુષ્કર કાર્ય છે, રોહિદાસનો ગૃહસંસાર તો ચાલ્યે જતો હતો, પરન્તુ બહુ જ તંગી હાલતમાં એને રહેવું પડતું, કોઇ-કોઇવાર એની સ્ત્રી એને ઠપકો

* ઉત્તર હિંદુસ્તાનમાં પહેરેગીરો આવા પ્રકારનું કંઇક બોલતાં બોલતાં જ પહેરો દે છે. — લેખક

## શરીરની ચાર અવસ્થા




મનુષ્યના **જન્મ** વખતે, **વ્યાધિ** ઉત્પન્ન થતી વખતે, **વૃદ્ધાવસ્થા** વખતે તેમજ **મૃત્યુ** વખતે અનેકગણી વેદના થાય છે, શરીર ધારણ કરનારને આ ચારે અવસ્થામાંથી પસાર થવાનું જ છે, એટલા માટે મહાત્મા પુરુષોએ શરીરને જ દુઃખરૂપ ગણ્યું છે. બુદ્ધિમાન્ મનુષ્યે આવા ઉપાધિ-મૂલક શરીરનું કદાપિ અભિમાન કરવું ન જોઈએ, અને આ દુઃખમય દેહ ફરીવાર પ્રાપ્ત ન થાય, અને અખંડ આનંદ પ્રાપ્ત થાય એ માટે પરમાત્મ-ભક્તિ અવશ્ય કરવી જોઈએ.

# ભૂલ ન જાનાં

(રાગ—છૂપ ન જાના હે ચાંદ છૂપ ન જાના.)



હે રામ ! ભૂલ ન જાના, જી ભરકે ગુન ગાઉં;
હંસહંસકે દો નયનમેં, આવો પ્રભુ બસાઉં, હે રામ !

ચોરાસી લાખ ફીર લે, ઈન્સાન બનકે આયા;
અપના નહિ થા કુછ ફિર, માયાસે આ ફસાયા;
પાપોં કા ઢેર લે કર, તેરી શરન મેં આઉં. હે રામ !

જપતે મરા' મરા'હો પાતાલ તક ગયે થે;
વાલ્મીકિ જૈસે નરકો, ખુદ આપહી મીલે થે
તેરે નામ કી યેહ મહિમા. જગ ભરકો મૈ સુનાઉં હે રામ !

સુન લો પૂકાર મેરી, પ્રહ્લાદકી સુની થી;
અગ્નિ કે સ્થંભ પે નીલી, ચીટિયાં રહી બની થી;
ચીરકી ધીરી યહી હૈ, ફીર ક્યોં ન તુમકો પાઉં ? હે રામ !

શ્રી. 'અશાન્ત'

# ટકોર !



ભક્તિથી સર્વે સજ થાઓને સંસારીયો રે,
સંસારિયો રે, નરને નારિયો રે,—ભક્તિ–૧

આજ કરીશ અને કાલ કરીશ, એ ખ્યાલ ધરીશ ના ચિત્ત;
રોકડીયો વેપાર વિભુનો, ઉધારની નહિં રીત.—ભક્તિ–૨

ટપટપ કરતાં તક સહુ જાશે, ટપાટપીનો ખેલ;
હાથે તે સાથે લેવાશે રહેશો ના ગાફેલ.—ભક્તિ–૩

જાગ મુસાફર વાગ્યો પાવો, લે સામાન સંધાત;
પાંચ મિનીટ ગાડી ઉપર છે, ઘડીચોટની વાત.—ભક્તિ–૪

ચંચળ રહેજો પલ પલ પ્રાણી, આતુર પડશે હાંક;
અરજી મરજી નહિ ચાલે ત્યાં, જમ ખમશે ન જરાક.—ભક્તિ–૫

ટચકી સાથે ઉચકી લેશે, વચકી જાશે પ્રાણ;
સુકૃત બચકી બાંધી લેજે, નહિ તો વળશે ધાણ.—ભક્તિ–૬

શ્રી. કાલિદાસ. ભી. શર્મા.

પણ આપતી કે:–"તમો આવા ને આવા જ રહ્યા; કોઈ દિવસ સુધર્યા નહિં !"

એ બીચારી સ્ત્રીને ક્યાંથી ખબર પડે કે પોતાનો પતિ પૂર્વજન્મનો સુધરેલ છે. આજના સુધારાવાદીઓને પણ આવો 'સુ–ધારો' ક્યાંથી પસંદ પડે?

**"બગડેલી દુનિયાં, ભક્તિની રીત ન જાણે,**
**—માને પોતાની પ્રમાણે રે..."**

—પરન્તુ ભક્તવત્સલ ભગવાન ભક્તના દુ:ખને જોઇ શક્યા નહિં, એ વિશ્વંભર ભલે વૈકુંઠ, ગોલોક, પરમધામ કે ગમે તે ધામમાં વસતો હોય, એના વાદમાં ઉતરવાનું આપણે પ્રયોજન નથી, એટલું તો જરૂર જ છે કે:–જ્યારે જ્યારે ભકતોને ભીડ પડે છે, ત્યારે ત્યારે ભગવાન્ પોતે જ ભક્તની ભીડ ભાંગી નાંખે છે, ભગવાનને પણ પોતાના ભકતની ભીડ ભાંગવા માટે અને સાથે સાથે એની પરીક્ષા પણ લેવા માટે સાધુ જેવો વેષ ધારણ કરવો પડયો. અને એ જ સ્વરૂપે તેઓ રોહિદાસને ત્યાં પધાર્યા.

કોઇપણ સાધુને જોઈને રોહિદાસ પગમાં પડી જતા, એટલે આ આવેલા સાધુને જોઈને પણ રોહિદાસે પ્રણામ કર્યા, બેસવા માટે આસન આપ્યું અને બે હાથ જોડીને પૂછ્યું:—

"કહો મહારાજ! મને શી આજ્ઞા છે?"

"કંઈ નહિં ભગતજી! હું તો સહજ આવ્યો છું, અહિંથી દ્વારિકાની યાત્રામાં જવાનો મારો વિચાર છે." સાધુએ કહ્યું.

"—તો પ્રભુ, આમ ઉઘાડા પગે કેમ જવાશે? આપ કહો, તો સારીથી મોજડીઓ..."

રોહીદાસનું વાકય અધૂરૂં રાખીને મહાત્મા બોલ્યા:–"નહિં નહિં ભગત, તમારા જેવાને ત્યાં તો હું ઉઘાડે પગે જ આવવામાં રાજી રહું છું અને ...અને...દ્વારિકા તો મારૂં ઘર છે."

"સારૂં મહારાજ! મારા વતી દ્વારકાવાળા દેવને પ્રણામ કરજો અને મારાવતી પ્રાર્થના કરજો કે એક ગરીબ ભગતને આપનું આંગણું જોવા આવવાની ઇચ્છા છે, માટે કૃપા કરજો" રોહિદાસે પોતાની અભિલાષા વ્યક્ત કરી.

"તોભગત,ચાલો મારી સાથે;ખર્ચના પૈસા હું..."

મહાત્માને વચમાંજ અટકાવીને રોહિદાસે કહ્યું–

"ના મહારાજ,પારકે પૈસે પરમાનંદ કરવાની મારી ઇચ્છા નથી. એતો દ્વારકાવાળો દેવ દેશે, ત્યારે એની યાત્રા કરીશું, હાલ તો અહીં બેઠાં એનું ભજન ચાલે છે તે ઠીક છે."

ભગતનાં વાકયો ભગવાનને અમૃત સમાન લાગતાં હતાં, તેઓ ભાવયુક્ત શબ્દો સાંભળીને મંદમંદ હસી ને કહેવા લાગ્યા,

"ભગત! મારા પાસે આ પારસમણિ છે, કોઇ એક સાધુએ મને આપી છે, એમાં એવો ગુણ છે કે જે લોઢાંને એનો સ્પર્શ થાય તે સોનું બની જાય, હું તમારે ત્યાં આને મૂકી જાઉં છું હું યાત્રા કરીને પાછો ન વળું ત્યાં સુધીમાં તમારા પાસે જેટલું લોઢું હોય એટલાને આ મણિનો સ્પર્શ કરાવજો, એટલું સોનું તમે રાખશો તો તમારી યાત્રા પણ થઈ જશે, અને મારે આ જોખમ સાચવવાની મુશ્કેલી પણ ટળી જશે," કહીને મહાત્માજી પોતાની ઝોળીમાંથી પારસમણિ આપવા લાગ્યા.

"મહારાજ! આપને સાચવવાની મુશ્કેલી હોય, તો આપ ખુશીથી મૂકી જાઓ, પણ મારા માટે આપ ફીકર ન કરો, હું તો આપ જેવા સાધુ મહાત્માનો દાસ છું; આપની ચીજ મને ન પચે, યાત્રા તો થવાની હશે તો થશે, નહિંતર "મન ચંગા તો કાથરોટમાં ગંગા" ભગતે મુદ્દાની વાત કરી દીધી.

"ભગત! એમાં કાંઇ હરકત નહિં, હું આપુ છું ને તમારે લેવું છે ને? વળી રસ્તામાં ચોર–ડાકુઓનો બહુ જ ત્રાસ છે, મારી સાથે આવી કિમ્મતી ચીજ રાખી શકાય નહિં. તમે એનો સુખેથી ઉપયોગ કરજો." મહાત્માજીએ ખુલાસો કર્યો.

"સારૂં મહારાજ! બહુ ભીડ પડશે તો વિચાર કરીશ, હાલમાં તો મારા હાથ પણ ચામડાવાળા અશુદ્ધ છે, માટે આપના એ પારસમણિને કપડાંમાં વીટીને આ ઝૂંપડીની છતની અંદર મૂકી રાખો."

ભગવાનને પણ આ નવું કૌતુક જોવા મળ્યું હતું, ભક્તના મસ્તક ઉપર પોતાનો દિવ્ય હાથ મૂકીને તેને આશીર્વાદ આપ્યો અને પારસમણિની ચીંથરી છતમાં મૂકીને ત્યાંથી સાધુ વેશે ચાલતા થયા,

સાધુને ગયે બાર વર્ષો થઇ ગયાં, પરન્તુ ભક્ત રોહિદાસે કાંઈ દિવસ પોતાની છતમાંના પારસમણિને યાદ સુદ્ધાં કર્યો નહિં, બાર વર્ષો પૂરાં થઈ ગયા બાદ એક દિવસ એજ સાધુ મહાત્મા રોહિદાસને

ત્યાં પાછા પધાર્યા. મહાત્માજીને જોઇને ભગતે પ્રણામ કર્યા,

"કેમ ભગત ! પારસમણિનો કંઇ ઉપયોગ જ ન કર્યો, ભલા માણસ ! આ ઝૂંપડીમાં બેઠા કરતાં થોડું સોનું બનાવીને એકાદ બંગલો, સારાં વસ્ત્રો, અને સુખ સામગ્રી તો વસાવી લેવી હતી ?" મહાત્માજીએ હસતાં હસતાં કહ્યું.

દેહમાં છે, હું તે આપના આપેલા પારસમણિની ફીકર કરૂં ? કે પ્રભુના આપેલા આ અમુલ્ય પારસમણિ-મનુષ્ય શરીરની ફીકર કરૂં ? આપનો પારસમણિ આપ પાછો લઇ જાઓ, હું તો આપ જેવા સંતોની કૃપાથી સુખી જ છું." ભગતે નિસ્પૃહતા બતાવી.

ભગવાને જ્યાં આજથી બાર વર્ષ પહેલાં પારસમણિ મૂકયો હતો ત્યાં ને ત્યાંથી પાછો લઈ



ભક્તના મસ્તકપર ભગવાનનો હમેશાં હાથ હોય છે.

"મહારાજ ! હું તો જો કે કંઇ જાણતો નથી. પણ આપના જેવા મહાત્માઓના મુખથી સાંભળ્યું છે કે ઇન્દ્રિઓનાં સુખ તો ૮૪ લાખ યોનિમાં-કાગડા-કૂતરાની યોનિમાં પણ ભોગવ્યાં જ છે, એમાં તે શું વિશેષતા હતી ? ખરી વિશેષતા તો માનવ

લીધો અને મનમાં ને મનમાં પોતાના ભક્તની समलोष्टाश्मकांचनः જેવી વૃત્તિ જોઈ પ્રસન્ન થયા અને એક શાલીગ્રામની મૂર્તિ આપીને બોલ્યા:-

"ભગત ! હું પ્રસન્ન થઇને આ શાલીગ્રામની મૂર્તિ આપું છું, રોજ આનું પૂજન કરજો, અને

પૂજન કર્યા બાદ રોજ એકેક સોના મહોર તમને મળતી રહેશે, એનો અનાદર કરશો નહિં, આ તો ભગવાનની આપેલી પ્રસાદી છે, ભકત લોકો પ્રસાદીનો અનાદર કરતા નથી."

"જેવી આપની આજ્ઞા" કહીને રોહિદાસે શાલીગ્રામની મૂર્તિ લઈ લીધી. મહાત્માજી ત્યાંથી થોડે દૂર જઇને અંતર્ધ્યાન થઇ ગયા.

નિયમ પ્રમાણે રોહિદાસજી નિત્ય શાલીગ્રામની પૂજા કરતા, અને એમાંથી એક સોનામહોર નિકળે એનું અન્ન-વસ્ત્રાદિ લઇને સાધુસંતોને આપી દેતા, આ વાતની શહેરના રાજાને ખબર પડી કે રોહિદાસ આટલા બધા દ્રવ્યનો ખોટો વ્યય કરતો રહે છે, એ બધું ક્યાંથી લાવે છે?

એણે રોહિદાસની ઝૂંપડીની તપાસ કરવા સીપાઈઓ મોકલ્યા, તપાસ કરતાં એક કોથળીમાંથી શાલીગ્રામ અને સોનામહોર નિકળી આવ્યાં, સીપાઇઓએ એ શાલીગ્રામ સહિત સોનામહોરોની કોથળી રાજાને સુપ્રદ કરી દીધી.

પરન્તુ ભકતની પાસેથી ભગવાન દૂર કેવી રીતે જાય? એને ક્યાં રાજસુખની ઇચ્છા હતી? બીજે દિવસે એજ કોથળી રોહિદાસને ત્યાંથી મળી આવી.

રાજાએ બે ત્રણ વાર શાલીગ્રામ ઝૂંટવી લીધા, પરન્તુ પહેલાંની જેમ બીજે દિવસે રોહિદાસને ત્યાં પહોંચી જતા, આથી રાજાએ રોહિદાસને સાચા ભક્ત માની લીધા, અને રોહિદાસને ત્યાં આવીને રાજા પોતે ભક્તને પગે પડયા.

[૬]

રોહિદાસનો નિવાસ કયા ગામમાં હતો અને કયા સંવતમાં એનો જન્મ થયો હતો. એ તો અત્યાર સુધી સારા ઇતિહાસ-વેત્તાઓ પણ જાણી શકયા નથી પરંતુ એનાં ભજનનાં પ્રકાશિત પુસ્તકો પરથી અને સંશોધકોના સંશોધન ઉપરથી એટલો નિશ્ચય થાય છે કે:-તેઓ કાશીથી થોડા દૂરના ભાગમાં જ રહેતા હતા, અને તેઓ તુલસીદાસજીના સમકાલીન હતા, ભક્તપુરુષોનાં ચરિત્રો જ અનુકરણીય હોય છે, એના જન્મ સંવત્ અને સમયના વાદમાં ઉતરવાથી કંઈ જ લાભ મળતો નથી. અસ્તુ.

એક દિવસ સાંજના સમયે રોહિદાસ ગામથી બહારના મંદિરેથી દર્શન કરીને પાછા વળતા હતા, હાથમાં પૂજા કરવા માટેનાં પુષ્પો હતાં, એટલામાં એક બ્રાહ્મણે રોહિદાસને કાશીનો માર્ગ પૂછયો. રોહિદાસે રસ્તો બતાવીને કહ્યું:-"મહારાજ! આપ ગંગાસ્નાન માટે જાઓ છો?"

"હા, હું યાત્રાએ નીકળ્યો છું. અને અત્યારે કાશી જઈ રહ્યો છું." બ્રાહ્મણે જવાબ આપ્યો.

પોતાના હાથમાંનાં ફૂલોમાંથી થોડાં ફૂલો આપતાં રોહિદાસે કહ્યું:-"ત્યારે આપ કૃપા કરીને મારો આ પૂજાપો ગંગા-મૈયાને ચડાવજો અને મારા વતી સ્નાન કરજો."

બ્રાહ્મણે રોહિદાસનાં આપેલાં પુષ્પો લઇ લીધાં, અને ગંગાજીમાં જઇને સ્નાન કર્યું, રોહિદાસના આપેલાં પુષ્પો ગંગાજીમાં પધરાવીને રોહિદાસના વતી સ્નાન કર્યું. ગંગાજીએ રોહિદાસ પર કૃપા બતાવવા માટે પ્રવાહમાંથી પોતાનો એક હાથ કાઢીને બ્રાહ્મણને એક અમૂલ્ય રત્નકંકણ આપ્યું. પરંતુ આવું અમૂલ્ય રત્નકંકણ જોઇને બ્રાહ્મણની બુદ્ધિ બદલી ગઇ! કંચન અને કામિનીથી કોનું ચિત્ત ચંચળ બનતું નથી?

યાત્રા કરીને ઘેર આવ્યા બાદ બ્રાહ્મણની ખર્ચી ખૂટવા લાગી એટલે એણે એ કંકણ વેચવાની ઇચ્છા કરી, આખા શહેરમાં ફર્યો છતાં આવું અમૂલ્ય કંકણ કોણ ખરીદી શકે? આખરે રાજદરબારમાં જઈને બ્રાહ્મણે એ કંકણ વેચી નાખ્યું!

રાજાએ એ કંકણ પોતાની પુત્રીને આપ્યું. પુત્રીને એ કંકણ બહુજ ગમી જવાથી ગમે તેટલી કિમ્મત આપીને પણ એની જોડીનું કંકણ મંગાવી આપવા માટે રાજા પાસે હઠ કરી, પુત્રીની ઇચ્છા-પૂર્ણ કરવા માટે રાજાએ, પેલા બ્રાહ્મણને બોલાવ્યો, અને એની જ જોડીનું બીજું કંકણ લાવી આપવાનો હુકમ કર્યો, બ્રાહ્મણે જે સત્ય બીના હતી તે કહી સંભળાવી, પરન્તુ રાજાએ એ વાત માની નહિ અને આજ્ઞા કરી કે "પંદર દિવસમાં જો આવું કંકણ નહી લાવી આપે તો તારો શિરચ્છેદ કરીશ."

બ્રાહ્મણ ગભરાયો, રોહિદાસની પાસે જઇને તે પગમાં પડી ગયો અને બધી હકીકત કહીને કહ્યું કે: આપના કંકણને પચાવી પાડવા જતાં મારી આ દશા થઇ છે છતાં હવે મારા પ્રાણ બચાવવા એ

આપના હાથની વાત છે આપ મારા પર કૃપા કરીને ગમે તે રીતે પણ એવું જ બીજું કંકણ મેળવી આપો.

સંતપુરુષોના હૃદયમાં ક્ષમાનો અદ્વિતીય ગુણ હોય છે. એટલે તો ગો. શ્રી તુલસીદાસજીએ સત્‌પુરુષોના હૃદયને માખણની સાથે સરખાવ્યું છે, એટલું જ નહિં પણ માખણ તો પોતાના તાપથી પીગળે છે, પરન્તુ ભગવદ્‌ભક્તો–સત્પુરુષો તો બીજાના તાપથી–દુઃખથી પણ પીગળી જાય છે. રોહિદાસને બ્રાહ્મણ ઉપર દયા આવી, એણે બ્રાહ્મણને સાન્ત્વન આપીને કહ્યું:–

"બ્રહ્મદેવ ! ગભરાઓ નહિં, ગંગાજી તો અહીંથી દૂર થાય છે, એટલે થોડા દિવસમાં ત્યાં જઈને આપણે પાછા ફરી ન શકીએ પરન્તુ ગંગાજીના એ સ્થૂલ–સ્વરૂપથી આપણે શું પ્રયોજન છે ? એ ભગવતી ભાગીરથીનું સૂક્ષ્મસ્વરૂપ તો સર્વવ્યાપી છે, એ જરૂર આપણા પર કૃપા કરશે." કહીને રોહિદાસે એક લાકડાની કાથરોટ મંગાવી, અને એમાં પાણી ભરીને ગંગાજીની પ્રાર્થના કરતા તેઓ બોલ્યા:– **मन चंगा तो काथरोटमें गंगा** "

ભક્તની પ્રાર્થના ભગવતી ભાગીરથી ન સાંભળે એ કેમ બને ? પતિત બનેલા મહાકવિ–જગન્નાથની સ્તુતિથી બાવન સીડી ચડીને પણ પાવન કરનાર એ ગંગાજીએ ભક્તની પ્રાર્થના સાંભળીને કાથરોટના પાણીમાંથી પોતાનો હાથ બહાર કાઢીને એક કંકણ રોહિદાસના હાથમાં આપ્યું, રોહિદાસે ગંગામૈયાને પ્રેમથી નમસ્કાર કર્યા, અને કંકણ બ્રાહ્મણને આપીને બ્રાહ્મણનો પ્રાણ બચાવ્યો.

કહે છે કે:–ગંગાજીએ તે દિવસથી એ કાથરોટને ઠેકાણે એક ઝરણું બનાવી દીધું, આજ દિવસ સુધી માત્ર પૃથ્વી ઉપર વહેતું એ ગંગા–ઝરણું ભક્ત રોહિદાસની પ્રેમ ભક્તિના પ્રવાહના પ્રતીક રૂપે વહ્યા કરે છે.

આ અલૌકિક ઘટના બન્યા પછી રોહિદાસની કીર્તિ ચારે દિશામાં ફેલાવા લાગી, રાજદરબારમાં પણ તેનો યશ ફેલાઇ ગયો, ચારે દિશામાંથી સંત પુરુષો રોહિદાસજીનાં દર્શન–સત્સંગ કરવા માટે આવવા લાગ્યાં.

રોહિદાસે પોતાની વાણીમાં અસંખ્ય ભજનો બનાવ્યાં, એમની સાખીઓ અદ્યાપિ ભક્તલોકો ભજનમાં ગાય છે, અને એમાંથી ઝરતાં અખંડ ભક્તિઝરણાંથી સુજ્ઞજનોની બાહ્ય અને આભ્યંતર મલીનતા દૂર થઈ જાય છે.

ભક્તનું હૃદય ભક્ત તરફ આકર્ષાય છે, અને કુચ્છંદી મનુષ્યનું વલણ કુચ્છંદી તરફ જ વળે છે, એ ન્યાય મુજબ ભક્ત રોહિદાસની પ્રખ્યાતિ એ સમયના મહાન્ રામભક્ત ગોસ્વામી શ્રી તુલસીદાસજીના કાનસુધી પહોંચી, રોહિદાસની જાતિ કઈ હતી ? તે ઈશ્વરી સંકેત અનુસાર તુલસીદાસજીને ખબર પડી ન હતી, પરન્તુ તુલસીદાસજીના દિલમાં રોહિદાસને મળવાની ઉત્કંઠા થઈ આવી, અને પોતાના શિષ્યમંડલ સહિત તેઓ રોહિદાસને મળવા માટે ચાલી નિકળ્યા.

રોહિદાસના ગામની ભાગોળે આવીને તુલસીદાજીએ પોતાનો મુકામ કર્યો, એ ગામમાં એક બ્રાહ્મણ તુલસીદાસજીનો પરમ ભક્ત હતો, તેને બોલાવીને તેઓએ પૂછ્યું કે–"અહીં રોહિદાસ નામના કોઈ ભક્ત રહે છે ?"

બ્રાહ્મણે હાથ જોડીને કહ્યું:–"મહારાજ ! અહીં કોઈ રોહિદાસ નામના મહાત્મા કે બ્રાહ્મણ રહેતા નથી, હા, એક રોહિદાસ નામનો શુદ્ર ચમાર રહે છે, એ શાલીગ્રામની પૂજા કરે છે, એની થોડી ઘણી પ્રખ્યાતિ પણ છે, પરન્તુ આપ જેવા મહાત્માએ એને ત્યાં જવું યોગ્ય નથી, એ ચમાર ગમે તેટલો શુદ્ધ હોય તો પણ કંઈ આપ જેવા મહાત્માની બરાબર તો નથી જ."

રોહિદાસજી ચમાર જાતિના છે,એ જાણીને તુલસીદાસજીને ઘણુંજ લાગી આવ્યું, પણ આટલે દૂર રોહિદાસજીને જ મળવા આવ્યા પછી એને મળ્યા વિના કેમ જવાય ? એટલા માટે બધા શિષ્યોને સાથે નહિં લઈ જતાં માત્ર એક જ શિષ્યને સાથે લઈ ને જવાનું ગોસ્વામીજીને ઉચિત લાગ્યું. એટલે એક અલ્પબુદ્ધિના હરિદાસ નામના સાધુને સાથે લઇને તેઓ રોહિદાસજીની પર્ણકુટી તરફ જવા નીકળ્યા.

આ ઘટનામાં ગમે તે ઈશ્વરી સંકેત હોય, પરન્તુ બરાબર તુલસીદાસજીને મળવા આવવાનો સમય હતો, અને એ જ સમયે ભક્ત રોહિદાસજી પોતાના આંગણામાં પડેલા એક મરેલા બળદનું ચામડું ઉતારી રહ્યા હતા ! પૂર્વજન્મના સદ્‌ગુરુની આજ્ઞાનુસાર એ તો એનો નિત્યનો ધંધો જ હતો, **करमें काम और मुखमें राम'** એ ગુરુ આજ્ઞાનુજબ એ પોતાના નિત્ય કાર્યમાં મશગૂલ બન્યા હતા, એના હાથ લોહીથી ખરડાયેલા હતા, અને મુખમાં રામનું નામ હતું.

પોતાનું નામ પૂછતા ગોસ્વામીજી ચાલ્યા આવતા હતા, રોહિદાસે દૂરથી જ તેઓને ઓળખી લીધા, રોહિદાસજીને પણ તુલસીદાસજી પ્રત્યે ખૂબ જ માન હતું, આજે અનાયાસે પોતાને ત્યાં તેઓ પધારતા હોવાથી, પ્રેમના આવેશમાં તેઓ શું કરી રહ્યા છે, એનું એને ભાન ન રહ્યું! અને બળદને ચીરવાનું કામ પડતું મૂકીને તેઓ એકદમ સામે દોડયા! આવી દશામાં આવતા રોહિદાસજી તેઓને ભેટવા માટે પાસે આવી પહોંચ્યા કે તરતજ ગોસ્વામીજી બે ચાર ડગલાં પાછાં હઠી ગયા! આથી ભેટવાને બદલે રોહિદાસજી તેઓના ચરણોમાં પડી ગયા.

રોહિદાસજી પણ ગો. શ્રી તુલસીદાસજીનો આ સંકોચ સમજી ગયા હતા, તેઓને પોતાની આવી દશા માટે જરા ખેદ પણ થયો, છતાં હવે શું થઈ શકે તેમ હતું? પરસ્પર બન્ને ઘડીભર મૌન રહ્યા, અને બન્નેએ પોત પોતાની મેળે સમાધાન કરી લીધું.

રોહિદાસજી જ્યારે ભેટવા માટે પાસે આવ્યા, ત્યારે ગો. શ્રી તુલસીદાસજી થોડા દૂર તો હઠી ગયા હતા, છતાં લોહીથી ખરડાયેલા રોહિદાસના હાથના બે ચાર છાંટાઓ તેઓના વસ્ત્ર પર પડી ગયા હતા.

ચિત્તવૃત્તિના સંકોચને અંગે ગોસ્વામીજીના ચિત્તની વૃત્તિ જરા અપ્રસન્ન બની ગઇ હતી, છતાં યોગ્ય વાર્તાલાપ કરીને તેઓએ રજા માગી, દંડવત્ પ્રણામ કરીને રોહિદાસજીએ ક્ષમા માગી અને ગોસ્વામીજીને વિદાય આપી.

પોતાના શિષ્યને લઇને ગોસ્વામીજી પાછા ફર્યા અને માર્ગમાં જ તળાવ ઉપર જઇને તેઓએ સ્નાન કર્યું, અને વસ્ત્ર બદલી નાખ્યું, પહેરેલા વસ્ત્રમાં લોહીના જે ડાઘાઓ પડી ગયા હતા, તેને કાઢવા માટે ગોસ્વામીજીએ ઘણો જ યત્ન કર્યો, પરન્તુ જેમ જેમ એ વસ્ત્રને ધોતા ગયા, તેમ તેમ એ ડાઘાઓ વધારે ખુલતા થવા લાગ્યા! આથી કંટાળીને તેઓએ એ વસ્ત્ર પોતાના બુદ્ધિહીન શિષ્ય હરિદાસને ધોઇ નાખવાની આજ્ઞા કરી અને પોતે પોતાને ઉતારે આવ્યા.

આ બાજુ પેલો બુદ્ધિહીન શિષ્ય ગોસ્વામીજીનું વસ્ત્ર ધોવા લાગ્યો, ઘણોજ પરિશ્રમ કર્યા છતાં એ ડાઘાઓ તો જેમના તેમ રહી ગયા, આથી શિષ્ય ઘણો જ ગભરાઇ ગયો, અને ગુરુની સેવાને જ સાચી સેવા માનનારા એ ભક્ત શિષ્યે એ ડાઘાઓને મોઢાંથી ચૂસીને દૂર કરવાનો પ્રયાસ અજમાવી જોયો! ગુરુની આજ્ઞાપાલન કરવામાં તેને ધર્માધર્મનો ભેદ સૂઝયો નહિ!.

હરિદાસ નામનો ગોસ્વામીજીનો આ શિષ્ય સૌથી બુદ્ધિહીન હતો, પરંતુ આ વસ્ત્રના ડાઘાઓને જેમ જેમ ચૂસતો ગયો, તેમ તેમ તેનામાં અલૌકિક જ્ઞાન સ્ફુરવા લાગ્યું, એની અનુપમ દિવ્યદૃષ્ટિ થઇ ગઇ અને બીજી બાજુ લોહીના ડાઘાઓ પણ અદૃશ્ય થઈ ગયા!.

શિષ્યે આવીને ગોસ્વામીજીને પ્રણામ કર્યા, અને ધોયેલું વસ્ત્ર આપી દીધું, આ ગુહ્યભેદની ગોસ્વામીજીને પણ ખબર ન પડી! ત્યાંથી શિષ્યો સહિત તેઓ પોતાના નિવાસસ્થાન–કાશીમાં આવી પહોંચ્યા.

× × ×

સંધ્યાનો સમય હતો, હજારો માનવસમુદાયની વચમાં ગો. શ્રી. તુલસીદાસદાસજી રામાયણની કથા વાંચી રહ્યા હતા, તેઓનો આ સત્સંગ નિત્યનો હોવા છતાં દૂર–દૂરના શ્રોતાઓ ગોસ્વામીજીની કથા સાંભળવા માટે ત્યાં આવતા હતા..

રોહિદાસજીને મળીને આવ્યા બાદ પહેલે જ દિવસે ગોસ્વામીજી સત્સંગ કરાવી રહ્યા હતા, વનવાસમાંથી અયોધ્યામાં આવ્યા બાદ સીતાજી બધા વાનરોને વસ્ત્રાલંકારની ભેટો અને સુંદર ભોજનો આપતાં હતાં એ પ્રસંગ ચાલી રહ્યો હતો.

પ્રસંગમાં આગળ ચાલતાં "સીતાજીએ હનુમાનજીને પોતાનો અમૂલ્ય મણિહાર ભેટમાં આપ્યો, અને હનુમાનજી હારમાંના એકેક મણીને પોતાના મુખ વડે તોડી પાડવા લાગ્યા, આથી સભાના દરેક મનુષ્યો વિચાર કરવા લાગ્યા. કેઃ–હનુમાનજી ગમે તેમ પણ વાનર જાતિના હોવાથી આવા અમૂલ્ય હારની તેને કિમ્મત ક્યાંથી સમજાય?',

અહીં સુધીના પ્રવચન બાદ ગોસ્વામીજીને રોહિદાસજીનો તાજો જ દાખલો યાદ આવી ગયો! અને જાતિ–સ્વભાવપર કંઇક વિશેષ વિવેચન કરવાની ઇચ્છા થઈ આવી! તેઓ આગળ બોલવા જતા જ હતા, ત્યાં હાથ જોડીને જ તેમનો શિષ્ય હરિદાસ ઉભો રહ્યો અને વિનયથી કહ્યું.

"ગુરુદેવ! આગળનું વિવેચન કૃપા કરીને કરશો નહિ"

શિષ્યને સામે ઉભેલો જોઈને તુલસીદાસજીએ સહજ આવેશથી કહ્યું:–

"કેમ?"

"—ગુરુદેવ! આપ જે કંઇ કહેવાના છો તે હું જાણું છું" હરિદાસે વિજ્ઞપ્તિ કરી.

"તું શું જાણે છે?" ગોસ્વામીજીને આશ્ચર્ય થયું.

"—પ્રભો! આપ ગઈ કાલે બની ગયેલી ભક્તરાજ રોહિદાસની જાતિ સંબંધી વિવેચન કરવા ઇચ્છો છો, એ વિવેચનમાં ભક્તિની નિંદા અને જાતિની સ્તુતિ આવશે, અને એ પ્રમાણે થવું યોગ્ય નથી" શિષ્યે રહસ્યનો સ્ફોટ કર્યો.

હરિદાસનું વચન સાંભળીને ગોસ્વામીજી આશ્ચર્ય-મુગ્ધ બની ગયા! પોતાના મનમાં ધારેલી વાત પોતાના બુદ્ધિહીન શિષ્યે કેવી રીતે કહી દીધી એ વસ્તુ જ તેઓના સમજવામાં ન આવી! આથી તેઓએ પૂછ્યું:–

"બેટા! મારા અંતરની વાત તેં કેવી રીતે જાણી?"

ગુરુ મહારાજ! આપની જ કૃપાથી, આપનું ડાઘાવાળું વસ્ત્ર ચૂસવાથી મને દિવ્યદૃષ્ટિવાળું જ્ઞાન થયું છે" શિષ્યે સમાધાન કર્યું.

શિષ્યની આ વાત સાંભળીને ગોસ્વામીજીનું આવરણ દૂર થઇ ગયું, રોહિદાસજી પ્રત્યેની જાતીય ઘૃણાને બદલે તેઓને તેમના ભક્તિભાવ અને આત્મભાવ ઉપર ખૂબ જ પ્રેમ ઉત્પન્ન થયો. તેજ દિવસના પ્રવચનમાં તેઓએ કહ્યું:–

**चतुराई चूल्हे पड़ी धूरे पर्यो आचार ।**
**तुलसी हरिकी भक्ति बिन चारों वर्ण चमार ॥**

પ્રવચન પૂર્ણ થયું, પરન્તુ હવે પૂર્ણપ્રેમથી રોહિદાસજીને ભેટવા માટે ગોસ્વામીજીને તાલાવેલી લાગી હતી, રોહિદાસજીનું તેઓએ જાણે અપમાન કર્યું હતું આ બધા વિચારો તેઓના મનમાં વિદ્યુતવેગે આવ્યા અને ચાલ્યા ગયા!

મહાત્માઓના નિશ્ચયો અડગ હોય છે, નિશ્ચય થઈ ગયા પછી તેઓ સમયને ગુમાવતા નથી પોતાના બધા શિષ્યોને લઈને તેઓ રોહિદાસજીને મળવા માટે ચાલી નિકળ્યા, આ વખતે પણ રોહિદાસજી તેઓની સામે દોડીને આવ્યા, પરંતુ જ્યારે ગોસ્વામીજી ભેટવા માટે આતુર હતા, ત્યારે રોહિદાસે દૂરથી જ દંડવત્ પ્રણામ કર્યા, અને બીજે જ દિવસે પાછા પધારવાનું કારણ પૂછ્યું.

ગો. શ્રી. તુલસીદાસજીએ બધું વૃત્તાંત કહી સંભળાવ્યું અને પોતાની ભેટવા માટેની વૃત્તિ પણ જણાવી દીધી.

રોહિદાસજીએ હાથ જોડીને કહ્યું:–"પ્રભો! પ્રથમ મીલન વખતે મને જે પ્રેમભાવ ઉત્પન્ન થયો હતો, તે પ્રેમાવેશ હવે મારામાં રહ્યો નથી, તે વખતે જે ભાવ મારામાં આવ્યો હતો, એ ભાવ તો નૈઃસર્ગિક હતો, આજે હું આપને જે ભાવથી ભેટીશ એ ભાવ કૃત્રિમ હશે, પછી તો જેવી આપની ઇચ્છા."

ત્યારબાદ તુલસીદાસજીએ અનેક રીતથી સત્સંગ વાર્તાલાપ કર્યો, તુલસીદાસજીના પ્રિય શિષ્ય હરિદાસે તુલસીદાસજીની અખંડ રામભક્તિનું પ્રેમમયી વાણીથી વર્ણન કર્યું. અને એ વર્ણન સાંભળીને રોહિદાસજીના હૃદયમાં પ્રેમાવેશનો ઉભરો આવી ગયો. રોહિદાસજી એકદમ પ્રેમાવેશમાં ઉભા થયા. અને ગોસ્વામીજીને ભેટી પડયા!

ભક્ત ભક્તને ભેટે; એમાં પછી અંતર શું રહે?

આપણે આપણા એ અભિન્ન ભક્તરત્નોને ભેટતા જ રાખીને એના જેવો પરમ પ્રેમ કેળવવા પ્રયત્ન કરીએ તો?

**સંપૂર્ણ.**






લેખક: ભક્ત પુંજીરામજી, માણસા ઉ. ગુ.

પ્રેમ...એ શબ્દનું પ્રગટ સ્વરૂપ સમજવા માટે જ કરોડો સંતો અને ગ્રંથોનો ગેબી ધ્વનિ થઇ રહ્યો છે, છતાં તેનું મૃતઃપ્રાય જડ સ્વરૂપ જડબુદ્ધિની જડમાં એવું તો મજબુત જડાઈ ગયું છે કે દેશો-દેશમાં, ગામે ગામમાં કમનશીબ કુટુમ્બોમાં, અને ઘરોઘરમાં રોષ ભરી આંખો પાપનાં રક્ત હજુ વરસાવે છે. ત્યાં દીન, અને દીનબંધુ સામે દૃષ્ટિ કરવાનો તો અવકાશ જ ક્યાંથી?

સૌને વહાલો તો પ્રેમ જ છે. વૈર તો કોઇને ગમતું જ નથી. છતાં શા માટે સૌ કોઇ દ્વેષના વરસાદ વરસાવે છે? તેના ઉત્તરમાં વ્યાપક સંદેશો શ્રી હરિનો એવો આવે છે કે તેઓ બીચારાઓને ખબર જ નથી કેઃ—અમારો વરસાવેલો દ્વેષનો અગ્નિ પ્રથમ તો અમને પોતાને જ બાળતો હશે.

હજારો સમસ્યાઓ થઈ ચૂકી. હજારો ઈસારા થઇ ચૂક્યા. છતાં જો તું આત્મપ્રેમ ના કમાયો! તો આખુ જીવન ફના જ કર્યું છે. હજુ સમય બચતો હોય તો આજેજ ચેતન થા. આત્મવત્ બન.

પહાડો અને પર્વતો. નદીઓ અને નાળાંઓ. વૃક્ષો અને વેલીયો, સાતે સમુદ્રો અને સપ્તદ્વીપો, અરે અનંત બ્રહ્માન્ડોના અણું-અણુંઓ પુષ્પ લઇને તારી રાહ જોઈ રહ્યાં છે, છતાં એ હૃદયના કંજુસ માયાવી માનવા! વિશાળતાને વણસાવીને સંકુચિત પામર કેમ બને છે?

વરસતા વરસાદને પૂછી જો કે આટલા બધા ઉમંગથી નાચરંગ કરતો તું વરસી રહ્યો છે તેમાં તારો કયો પ્રેમ; કોના ઉપર, કેવો અને કેટલા પ્રમાણમાં છે? તેનો ઉત્તર લેવા અંતરગુહામાં ઉતરી જા.

પ્રસરી રહેલા પ્રખ્યાત પવનને પૂછી જો કે તારા તાન્ડવમાં તું કોના ઉપર રાગદ્વેષ કરે છે? તારો પ્રેમ એવો તે કેવો મસ્તાનો છે કે તું રેતીના કણેકણ સાથે રમવામાં આટલો મહાન છતાં શરમાતો નથી.

ઝાડનું પાન પ્રેમનાજ હિંડોળે હીંચી રહ્યું છે. વિશ્વભરની અનંત સંપત્તિ પોતાના ઇષ્ટ પ્રિયતમના પુનર્મિલનના પવિત્ર આશાએ પોતાના સર્વસ્વનો ભોગ આપવા તત્પર છે. પણ તે ઇષ્ટ શું? તે ભાગ્યે જ કોઈ વૃત્તિઓ જાણીને તેને વરી શકે છે.

પુષ્પની પાખંડીઓ અવતારને સફળ કરવા ઇષ્ટ આત્માની આશાએ પ્રેમના પરાગ પ્રસરાવી રહી છે. પૃથ્વી ઇષ્ટ વર્ષાની આશાએ પ્રેમનાં અમીપાન કરતી ઘોર તપશ્ચર્યા કરી રહી છે. અહા, ધન્ય છે. તારી વિશાળતાને! તું આટલી મહાન છતાં પ્રેમ-દેવની આગળ તું પણ દીનતા અને ક્ષમાભાવ ધારણ કરતાં લેશ પણ લજાતી નથી.

છતાં કાદવના કીટક જેવાં જીવનધારી માનવો પોતાની મોટાઇમાં ચેતન છતાં આત્મપ્રેમ-પરમાત્મનનો પ્રેમ સ્વીકારતાં લજ્જીત થાય છે.

પ્રેમ, પ્રત્યક્ષ, પ્રગટ અને ચેતનદેવ છે. માટે તે પરિચિત અને પ્રગટ ચેતનને જ વરી શકે. અને તેમ ન બને ત્યાં સુધી "પ્રેમ" એ નામની નકલ થાય છે પિશાચણી તેના પાલકની ગ્રાસિકા બને છે.

વિભુ વિશ્વરૂપ છે. વિભુ ચેતન છે. વિશાળ છે. માટે સંકુચિત ભાવનો આજે જ ત્યાગ કરો. કારણ કે તારી અજ્ઞાતતાથીએ તારો વિશ્વવ્યાપી વારસો તારા દેહમાં રહેલા દેવોના કબજામાંથી સદાને માટે

દૂર થઈ દ્વેષના દરીયામાં ડૂલી જાય છે. ઓ...વ્હાલા ...કનૈયા ! તારી સોનાની દ્વારિકાં સમુદ્રમાં સમાય છે.

ધ્રુવ, પ્રહ્લાદ, મીરાં, નરસૈયો, નામદેવ જ્ઞાનદેવ આદિ ભગવદ્ભક્તો; જનક વશિષ્ઠ આદિ બ્રહ્મનિષ્ટ પુરુષો, રામકૃષ્ણ પરમહંસ, સ્વામી રામતીર્થ. સ્વામી વિવેકાનંદ, ભર્તુહરિ, ગોપીચંદ આદિયોગીઓ, વિશ્વ-પ્રેમના પ્રગટ પ્રત્યક્ષ મોંઘા મંત્રોના પાઠ ભણાવી ગયા છે, છતાં હજુ અમાગણી જીમડી આશિર્વાદ વરસાવતાં અચકાય છે, તો હજુ આખાય દેહ બ્રહ્માન્ડમાં દુર્યોધન રૂપી અહંકાર, ધર્મ સ્વરૂપ યુધિષ્ઠિરની ચક્રવર્તી ગાદી જરૂર પડાવી જ બેઠો છે એમ જ ગણાશે; તું પ્રપંચના જુગારમાં સર્વસ્વ મુક્તિરૂપી દ્રૌપદી સહિત ગુમાવી બેઠો છે. એમ નક્કી જાણ. છતાં......

દેહરૂપી રથપર ઇન્દ્રિયોના ઘોડાઓને ચલાવવામાં અંતઃકરણના આસન પર સુઘડ સારથી રૂપ શ્રી કૃષ્ણ (બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુ)ને સત્વરે પધરાવી તત્ત્વમસિની પ્રત્યંચા નિશ્ચયના ધનુષ્ય ઉપર ચડાવી ષડ્રીપુનો સંહાર કરી શિવોહંનું સ્વરાજ્ય સ્વાધીન કર.

પણ... વ્હાલા ! એટલું જ યાદ રાખવાની જરૂર છે કે શ્રીકૃષ્ણ વિશ્વરૂપ છે. માટે વિશ્વમાંના એક અણુથી પ્રેમ ચૂકીશ તો તારો વિજય કદી નથી. ૐ શાન્ત થા. સુખી થા.



## સાચો ભક્ત

જેનો આત્મા સાકરની પેઠે મધુર છે, તેને બીજાની ખારાશની શી પરવા છે ? જેનો આત્મા એ પરમાત્માનાં દર્શન કરે છે, તેને આકાશના ક્રોધનો શો ડર છે ? આકાશની ઉપર રહેલ ચંદ્રમા તરફ કૂતરો ભસતો રહે તો પણ તે પોતાની મધુર ચાંદની ફેલાવતો અને હસતો જ રહે છે. જલ ઉપર ગમે તેટલો કચરો પડતો રહે છતાં તે પોતાની નિર્મળતા છોડતું નથી તેવી જ રીતે તું તારી નિર્મળતામાં જ રહીશ તો તું સાચો ભકત જ છે.

જેને ભગવાન્ સિવાય બીજું કાંઈ જોઇતું નથી, તે અંધારામાં આથડતો નથી, એ ખરો ભકત કોઈ દિવસ અશાન્ત થતો નથી, જગતમાં જે કાંઈ બને છે, તેની કિમ્મત બહુ અલ્પ છે, આખા જગતનું રાજ્ય મળે તેના કરતાં એક સારો વિચાર મળે તેની કિમ્મત અનેક ગણી વધારે છે, સાચો ભકત દૈહિક સુખ કરતાં સારા વિચારો મેળવવા માટે વિશેષ આતુર રહે છે.

યુવાનીનું સૌન્દર્ય વિજળીના ચમકારા જેવું છે, વ્યવહારમાં જે વસ્તુ ન મળતી હોય તે વસ્તુ મળ્યા પછી તેની કિમ્મત ઓછી થવા લાગે છે, કારણ કે એ બધાં ક્ષણિક સુખો છે, જે સુખનો અંત દુઃખમાં આવે તેને સુખ કહેવું એ સુખની હાંસી કરવા બરાબર છે.

## ભક્તોના ધ્યાનગમ્ય ભગવાન્



અર્થઃ—ભગવાન પોતે સ્વરૂપના લાભથી જ પૂર્ણ છે, તે અજ્ઞાની મનુષ્યો પાસે પોતાની પૂજા કરાવવા ઇચ્છતા નથી, પરન્તુ તેઓ દયાળુ હોવાથી પૂજા કરનારને ફલ આપે છે, જે લોકો ધન વિગેર પદાર્થોથી પ્રભુને માન આપે છે, તે પદાર્થ પોતાને માટે થાય છે, જેમ મુખ ઉપર જેટલી શોભા કરીએ તે બધી અરીસામાં રહેલ પ્રતિબિમ્બને મળે છે. તેમજ ભગવાનની પૂજા જેણે કરેલ હોય, તેનું ફલ પૂજા કરનારને મળે છે.

## ભક્તોના ભગવાન્



ધન્ય પ્યારા આપને ભક્તિસુધા ભરનાર છો,
વીણા વગાડી વિશ્વને વૈકુંઠવત્ કરનાર છો;
કીર્તનાચાર્ય શ્રી સીતારામજી શર્મા.



# નામ સ્મરણ ભક્તિ

લે:—**કીર્તનાચાર્ય મહાત્મા શ્રી સીતારામજી શર્મા.**

કળીદેવના સામ્રાજ્યમાં અને આધુનિક જમાનાના **વિષમ વમળમાં** આજની દુનીયા અવળે માર્ગે દોરાઈ રહી છે મનુષ્યજીવનની સાચી કમાણી શ્રી હરિનું નામસ્મરણ સર્વશ્રેષ્ઠ છે. એ સ્મરણમાં આજની દુનીયામાં શ્રદ્ધા, પ્રેમ અને વિશ્વાસ રહ્યો નથી. અને જેથી એ માર્ગના બીલકુલ અજ્ઞાત માણસો છે. તેઓ એમ બોલે છે કે કેવળ પોપટની માફક. "રામ-રામ" અને "કૃષ્ણ કૃષ્ણ" કરવાથી શો અર્થ સરે? પણ એ ભાઈઓની સમજમાં ફેર છે. દૃષ્ટાંત તરીકે રસ્તામાં એક અગ્નિનો તણખો પડ્યો હોય અને એક અજાણ્યા માણસનો ભૂલથી એના ઉપર પગ પડી જાય તો પણ તે દાઝે છે. તેમ પૂર્વના પ્રાતઃ સ્મરણીય ઋષિમુનિઓનું મંતવ્ય છે. કે "રામનુંનામ" અજાણે લેવાથી પણ એ પાપોના પુંજોને બાળી શકે છે. એક કવિ કહે છે કે

**"રઘુપતિ રાઘવ રાજારામ,**
**પતિત પાવન સીતારામ."**

"સીતારામ" નું નામ પતિતપાવન છે અને એ નામ પાપીઓને પાવન કરનારૂં છે. જો એમાં એ એ શક્તિ ન હોત તો "પતિત પાવન સીતારામ ને બદલે" ભક્ત ઉદ્ધારણ સીતારામ "લખાયું હોત. અને જો ભક્તોનોજ ઉદ્ધાર કરે તો એને સમદર્શી ન કહેવાય, ન્યાયી ન કહેવાય. એટલા માટે બીજો એક કવિ કહે છે કે.

**"સમદર્શી હૈ નામ તિહારો**
**ચાહે તો પાર કરો.**
**હે પ્રભુ! મેરે અવગુન ચિત ન ધરો."**

એટલાજ માટે ભક્ત શિરોમણિ પ્રાતઃ સ્મરણીય તુલસીદાસે કહ્યું છે કે

**"કલજુગ કેવલ નામ આધારા,**
**સુમિર સુમિર ભવ ઉતરહિ પારા."**

કહેવાનું તાત્પર્ય એ છે કે. કલિયુગમાં કલ્યાણનો માર્ગ અને ભવસાગર તરવાનો માર્ગ એકજ છે અને તે કેવળ સ્મરણ પછી મંત્ર જેના જે ઇષ્ટ હોય તે. લઈ શકે છે. અમુકજ મંત્ર કરવો એવું કંઈ નથી છતાં પણ મારા માનવા પ્રમાણે રામનામ જપના કરતાં અને પ્રણવ ૐ કારના કરતાં બધાજ મંત્રો મોટા છે. એટલે મોટા મંત્રોની માળાઓ કરતાં. માણસને એમ થાય છે. કે. કંઈજ ન થયું ત્યારે રામનામની માળા ઘણી સહેલાઈથી અને વધુ પ્રમાણમાં થઈ શકે છે. એથી શરૂઆતમાં માળા કરનાર ભાઈને એ મંત્રની માળાઓ ઉત્સાહી બનાવે છે કારણ એ કાર્ય ઝડપથી થઈ શકે છે.

આજની દુનીયામાં કેટલાક માણસો એમ પણ બોલે છે કે. ભગવાનના આપણે કંઈ સાડાચાર દોકડા કાઢ્યા છે કે–અમે એને જપીએ? અને કેટલાકનું ધારવું એમ છે કે પાપ કરતા હોઈએ તો તો જપીએ એ એમની સમજમાં ફેર છે. દાખલા તરીકે એક અત્યંત નિર્ધન કોઇ ધનપતિ પાસે યાચનાએ જાય અને કાકલુદી ભરી વાણીથી પોતાનું દારિદ્ર ફેડવા વિનતિ કરે, ઉદાર ધનપતિ એની ગરીબાઈને લક્ષમાં લઈ બે પાંચ હજાર જેવી રકમ એને દાનમાં આપે તો હવે હું જવાબ માગું છુ કે દાન લીધા પછી યાચક આશીષ આપશે કે શ્રાપ? આશીષ જ આપશે. કહેવાનું તાત્પર્ય એ છે કે બે પાંચ હજાર જેવી રકમ માટે દરિદ્રનારાયણ જીવે ત્યાં સુધી હૃદયથી આશીષ આપે છે કે હે ધનપતિ! તેં મારૂં દારિદ્ર નષ્ટ કર્યું તો પરમ કૃપાળુ પરમાત્મા તમારૂં કલ્યાણ કરો. હવે અનુમાન કરો કે બે પાંચ હજારના ઉપકાર બદલ માનવી આભારને વશ થાય છે. તો જે પરમ કૃપાળુ પરમાત્માએ આપણા ઉપર અનવધી ઉપકારો કર્યા છે એને

ચોવીસ કલાકમાં એક પળ પણ યાદ ન કરીએ યા એનો આભાર ન માનીએ તો શું એ માનવને માનવ કહી શકાય? આ વાત માનવી યા ન માનવી એ દરેકની પાત્રતા ઉપર અવલંબે છે. પરંતુ સત્ય એ છે કે બાપલા! હું અને તમે સર્વ, અરે સારીએ સૃષ્ટિ જ્યારે પોતાની માતાના ગર્ભરૂપી નર્કમાં સડતી હતી ત્યારે એણે પ્રભુને કોલ દીધા છે કે હે પ્રભુ! મને તું આ ગર્ભરૂપી નર્કમાંથી બહાર કાઢ. મારાથી આ નર્કયાતના હવે સહેવાતી નથી અને બહાર પડયા પછી હું મારાં પ્રત્યેક ડગલાં અચ્યુત (જ્યાં ગયા પછી પુનઃ આ ભવાટવીમાં પાછું ફરવું પડતું નથી.) ધામમાં આવવા માટે ભરીશ. આવો આપણે ગર્ભમાં કોલ કર્યા છે. છતાં આપણે ઈશ્વરના નામને ભૂલીએ તો એવા ભૂલેલા માનવને માનવ કેમ કહેવાય? એક કવિ કહે છે કે—

**"આવ્યો અવસર અણમોલ રે,**
**હરિ રસ પીવા**

કારણકે.—

**ગર્ભે દીધા તેં તો કોલરે, હરિ રસ પીવા"**

અને બીજા કહે છે કે—

**"પ્રભુને કોલ દીધા તો કરીશ સત્કર્મ સંસારે"**

ત્યારે ત્રીજા પણ કહે છે કે—

**"સત્કર્મ કેરે કાજે. જન્મ્યો તું ભારતીમાં"**

વળી આપણાં ગાન્ધીગીત પણ જણાવે છે કે

**"આ ગયા હૈ કર્મયુગ,**
**કુછ કર્મ કરનાં શીખ લો."**

આટલા આત્મીય બંધુઓ, આટલા દાખલા પરથી સહેજે સમજમાં આવતું હશે કે—ના—ના—સ્મરણ તો જરૂર કરવું જોઈએ. અને જો સ્મરણ ન કરીએ તો.

**"आहार निद्राभयमैथुनं च,**
**सामान्य मेतत् पशुभिर्नराणाम"**

જો કેવળ પેટ ભરીને મરી જવું હોય, આહાર નિદ્રા અને ભયમાં પ્રવર્ત રહેવું હોય અને મરી જવું હોય તો તે બીચારા વાચારહિત પશુ પક્ષીઓ પણ પેટ ભરીને મરી જઈ શકે છે. તો બાપ! મનુષ્યત્વ પ્રાપ્ત કર્યા પછી એ પશુપક્ષિઓ કરતાં વધારે તેં શું કર્યું? કારણ—

**॥ दुर्लभो मानुषो देहो, देहिनां क्षणभंगुरः ॥**

મનુષ્યત્વ મને અને તમને સૌને મહાન ભગીરથ પ્રયત્ને પ્રાપ્ત થયું છે. પણ તે કેવું છે ક્ષણભંગુર? એક કવિ કહે છે.

**"અલ્પ સમય આ સમ અહિંનો**
**અલ્પ સમય આરામ.**
**કાયમનો આ વાસ નથી,**
**આ કાયમ નથી મુકામ."**

તદનુસાર મનુષ્યત્વના સ્મરણરૂપી સત્કર્મને આદરી દરેક સજ્જને, પોતાના મનુષ્યત્વનો સદુપયોગ કરવો એજ મુખ્ય માનવધર્મ છે. જે માનવે મનુષ્યત્વ પ્રાપ્ત કર્યા પછી, ઈશ્વર નામ સંકીર્તનમાં પ્રેમ આપ્યો નથી. એવા માનવને માનવ કેમ કહેવાય!

**"માનવ જીવન મળ્યું આ**
**બહુ પુણ્યના પ્રભાવે. (૨)**
**તોયે ભજ્યા નહિ તેં,**
**શ્રી નાથજીને ભાવે. (૨)**

અરે ગુસાંઈજી પણ કહે છે કે:—

**"માનુષ તન હૈ દુર્લભ ભાઈ,**
**ભજન બિના બીરથા ચલ જાઈ"**

મનુષ્યત્વ પ્રાપ્ત કર્યા પછી જેમણે ભગવત્ સ્મરણ કર્યું નથી. તે મનુષ્યનું મનુષ્યત્વ સદા નિરર્થક છે. માટે આવો બાપના! એક વખત પ્રેમપૂર્વક બધા બોલો ભગવાનના નામનો જયનાદ કરીએ.

**"શ્રી રામચંદ્ર દેવ કી જય."**
**"શ્રી કૃષ્ણચંદ્ર દેવ કી જય."**

**હરિના નામની રે આવો તો ધુન મચાવીએ.**
**મચાવીએ, મચાવીએ, મચાવીએ રે. હરિ.**

બીજા ભક્ત કહે છે કે—

**અમે ભજીએ છીએ ભગવાન**
**આવો અમારી પાસે રે.**
**તેમાં બેસે નહિ કંઈ દામ**
**આવો અમારી પાસે રે.**
**આવો ભાગમાં કરીએ વેપાર**
**આવો અમારી પાસે રે.**
**જેમાં ખોટ નહિ તલભાર**
**આવો અમારી પાસે રે.**

**—અપૂર્ણ.**



# શ્રી નારદ ભક્તિસૂત્ર

[ભક્તિમાર્ગનાં મહાતત્ત્વો સમજાવનારા બે સૂત્રગ્રન્થો છે, એક આ "શ્રી નારદ ભક્તિસૂત્ર" અને બીજો આના પછીનો "શાંડિલ્ય ભક્તિસૂત્ર". દેવર્ષિ નારદ અને મહર્ષિ શાંડિલ્ય એ બન્ને ભક્તિમાર્ગના આચાર્યો છે. આ બન્ને ગ્રન્થો મૂળ સંસ્કૃત ભાષામાં સૂત્રરૂપે હોવાથી એનો ગુજરાતી શબ્દ અનુવાદ સહિત આપવામાં આવે છે. આશા છે કે ભક્તિશાસ્ત્રના અભ્યાસીઓને એ ખાસ પસંદ પડશે. સમ્પાદક ]

**१ अथातो भक्तिं व्याख्यास्यामः ॥१॥**

હવે અમે ભક્તિની વ્યાખ્યા કરીએ છીએ.

**२ सा त्वस्मिन् परमप्रेमरूपा ॥२॥**

ભગવાનમાં પરમ પ્રેમ એ ભક્તિનું સ્વરૂપ છે.

**३ अमृतस्वरूपा च ॥३॥**

તે અમૃતસ્વરૂપ પણ છે.

**४ यल्लब्ध्वा पुमान् सिद्धो भवति, अमृतो भवति, तृप्तो भवति ॥४॥**

જે મેળવીને મનુષ્ય સિદ્ધ થાય છે, અમર થાય છે અને તૃપ્ત થાય છે.

**५ यत्प्राप्य न किञ्चिद्वाञ्छति न शोचति न द्वेष्टि न रमते नोत्साही भवति ॥५॥**

તે મળ્યા પછી મનુષ્યને કોઈ પ્રકારની ઇચ્છા રહેતી નથી, તેને શોક થતો નથી. તે દ્વેષ કરતો નથી, કોઈ વસ્તુમાં આસક્ત થતો નથી અને તેને વિષયભોગ માટે ઉત્સાહ રહેતો નથી.

**६ यज्ज्ञात्वा मत्तो भवति स्तब्धो भवति आत्मारामो भवति ॥६॥**

તે પરમ પ્રેમરૂપ ભક્તિને જાણીને મનુષ્ય ઉન્મત્ત થઈ જાય છે, શાંત થઈ જાય છે. આત્મામાં રમણ કરનારો થાય છે.

### પ્રેમમાં અનન્યતા

**७ सा न कामयमाना निरोधरूपत्वात् ॥७॥**

ભક્તિ સંસારી વાસના સાથે રહી શકતી નથી. કારણ કે તે વાસનાનો નિરોધ કરે છે,

**८ निरोधस्तु लोकवेदव्यापारन्यासः ॥८॥**

લૌકિક અને વૈદિક સમસ્ત કર્મોના ત્યાગને નિરોધ કહે છે.



ભક્તિમાર્ગના આચાર્ય: શ્રી નારદજી

**९ तस्मिन्ननन्यता तद्विरोधिषूदासीनता च ॥९॥**

એ પ્રિયતમ ભગવાનમાં અનન્યતા અને તેથી પ્રતિકૂળ વિષયમાં ઉદાસીનતા રાખવી તેને પણ નિરોધ કહે છે.

**१० अन्याश्रयाणां त्यागोऽनन्यता ॥१०॥**

પોતાના પ્રિયતમ ભગવાન સિવાય બીજા આશ્રયના ત્યાગને અનન્યતા કહે છે.

**૧૧ लोके वेदेषु तदनुकूलाचरणं तद्विरोधिषूदासीनता ॥११॥**

લૌકિક અને વૈદિક કર્મોમાં ભગવાનને અનુકૂળ કર્મ કરવું અને તેને પ્રતિકૂળ વિષયમાં ઉદાસીનતા રાખવી.

**૧૨ भवतु निश्चयदार्ढ्यादूर्ध्वं शास्त्ररक्षणम् ॥१२॥**

ઉપર કહ્યા પ્રમાણે દૃઢ નિશ્ચય થઈ ગયા પછી શાસ્ત્રનું રક્ષણ કરવું એટલે ભગવત્ અનુકૂળ શાસ્ત્રોક્ત કર્મ કરવાં.

**૧૩ अन्यथा पातित्याशङ्कया ॥१३॥**

નહિ તો પડી જવાની શંકા રહેશે.

**૧૪ लोकोऽपि तावदेव किन्तु भोजनादिव्यापारस्त्वाशरीरधारणावधि ॥१४॥**

લૌકિક કર્મ બાહ્યજ્ઞાન રહે ત્યાં સુધી વિધિપૂર્વક કરવાં, ભોજન વિગેરેની ક્રિયા શરીરના રક્ષણ પૂરતી શરીર રહેશે ત્યાં સુધી થયા કરશે.

**પ્રેમરૂપ ભક્તિનું લક્ષણ અને ઉદાહરણ**

**૧૫ तल्लक्षणानि वाच्यन्ते नानामतभेदात् ॥१५॥**

વિભિન્ન આચાર્યોના મત અનુસાર હવે ભક્તિનાં લક્ષણ બતાવવામાં આવે છે.

**૧૬ पूजादिष्वनुराग इति पाराशर्यः ॥१६॥**

પારાશરમુનિ ભગવાનની પૂજા વગેરેમાં અનુરાગને ભક્તિ કહે છે.

**૧૭ कथादिष्विति गर्गः ॥१७॥**

ભગવાનની કથામા પ્રીતિ તેને ગર્ગમુનિ ભક્તિ કહે છે.

**૧૮ आत्मरत्यविरोधेनेति शाण्डिल्यः ॥१८॥**

શાંડિલ્ય મુનિ એમ કહે છે કે આત્મરતિના અવિરોધિ વિષયમાં અનુરાગ રહે તે ભક્તિ છે.

**૧૯ नारदस्तु तदर्पिताखिलाचारिता तद्विस्मरणे परम व्याकुलतेति ॥१९॥**

દેવર્ષિ નારદના મતમાં બધી ક્રિયા ભગવાનને અર્પણ કરી દેવી અને ભગવાનનું થોડું પણ વિસ્મરણ થાય તો બહુ વ્યાકૂળતા ઉપજે તેને ભક્તિ કહે છે.

**૨૦ अस्त्येवमेवम् ॥२०॥**

ભક્તિ ખરેખર એવી જ છે.

**૨૧ यथा व्रजगोपिकानाम् ॥२१॥**

વ્રજની ગોપીઓમાં તેવી ભક્તિ હતી.

**૨૨ तत्रापि न माहात्म्यज्ञानविस्मृत्यपवादः ॥२२॥**

તેમને તે વખતે પણ ભગવાનના મહાત્મ્ય જ્ઞાનનું વિસ્મરણ થયું નહોતું.

**૨૩ तद्विहीनं जाराणामिव ॥२३॥**

જ્ઞાન વગરનો પ્રેમ એ જારનો પ્રેમ જેવો છે.

**૨૪ नास्त्येव तस्मिंस्तत्सुखसुखित्वम् ॥२४॥**

જ્ઞાનરહિત પ્રેમમાં પ્રેમ રાખનાર પ્રેમીના સુખે સુખી થતો નથી, પરંતુ પોતાના સુખ માટે જ પ્રેમ કરે છે.

**પ્રેમરૂપ ભક્તિ ફળરૂપ છે.**

**૨૫ सा तु कर्मज्ञानयोगेभ्योऽप्यधिकतरा ॥२५॥**

એ પ્રેમરૂપ ભક્તિ તો કર્મ, જ્ઞાન અને યોગથી પણ શ્રેષ્ઠતર છે.

**૨૬ फलरूपत्वात् ॥२६॥**

કારણ એવી ભક્તિ ફળરૂપ છે.

**૨૭ ईश्वरस्याप्यभिमानद्वेषित्वाद् दैन्यप्रियत्वाच्च ॥२७॥**

ઇશ્વરને પણ અભિમાની ઉપર દ્વેષ ભાવ છે અને દીન ઉપર પ્રિયભાવ છે.

**૨૮ तस्या ज्ञानमेव साधनमित्येके ॥२८॥**

ભક્તિનું સાધન જ્ઞાન જ છે એવો કોઈ આચાર્યોનો મત છે.

**૨૯ अन्योन्याश्रयत्वमित्यन्ये ॥२९॥**

બીજા કોઈ આચાર્યોનો મત એવો છે કે ભક્તિ અને જ્ઞાન બન્ને એક બીજાનાં આશ્રિત છે.

**૩૦ स्वयं फलरूपेति ब्रह्मकुमाराः ॥३०॥**

બ્રહ્મકુમાર એટલે સનત્કુમારના મતમાં ભક્તિ સ્વયં ફળરૂપ છે.

**૩૧ राजगृहभोजनादिषु तथैव दृष्टत्वात् ॥३१॥**

રાજદરબારમાં અને ભોજન વિગેરેમાં ભક્તિની ફલરૂપતા નજરે આવે છે.

**૩૨ न तेन राजपरितोषः क्षुधाशान्तिर्वा ॥३२॥**

રાજમહેલનું વર્ણન સાંભળવાથી શાંતિ થતી નથી તેમ ભોજનના જ્ઞાન માત્રથી ક્ષુધા નિવૃત્તિ થતી નથી.

**૩૩ तस्मात्सैव ग्राह्या मुमुक्षुभिः ॥३३॥**

માટે મુમુક્ષુઓએ પ્રેમરૂપ ભક્તિજ ગ્રહણ કરવી.

**પ્રેમરૂપ ભક્તિનું સાધન અને સત્સંગનો મહિમા.**

**૩૪ तस्याः साधनानि गायन्त्याचार्याः ॥३४॥**
આચાર્યો પ્રેમરૂપ ભક્તિનાં સાધન બતાવે છે.

**૩૫ तत्तु विषयत्यागात् सङ्गत्यागाच्च ॥३५॥**
વિષયનો ત્યાગ કરવાથી અને સંગનો ત્યાગ કરવાથી ભક્તિ પ્રાપ્ત થાય છે.

**૩૬ अव्यावृत्तभजनात् ॥३६॥**
સતત ભજન કરવાથી પણ ભક્તિ પ્રાપ્ત થાય છે.

**૩૭ लोकेऽपि भगवद्गुणश्रवणकीर्तनात् ॥३७॥**
લોકસમાજમાં પણ ભગવાનના ગુણનું શ્રવણ અને કીર્તન કરવાથી ભક્તિ ઉત્પન્ન થાય છે.

**૩૮ मुख्यतस्तु महत्कृपयैव भगवत्कृपालेशाद्वा ॥३८॥**
પરંતુ પ્રેમ ભક્તિનું મુખ્ય સાધન તો મહાપુરુષોની કૃપા છે; અથવા ભગવાનની થોડીક કૃપાથી પણ કામ થઇ જાય છે.

**૩૯ महत्सङ्गस्तु दुर्लभोऽगम्योऽमोघश्च ॥३९॥**
પરંતુ એવા મહાપુરુષોનો સંગ મેળવવો દુર્લભ છે, મળે તો તેની દશા સમજવી મુશ્કેલ છે. તેનો સંગ અવશ્ય ફલદાયી છે.

**૪૦ लभ्यतेऽपि तत्कृपयैव ॥४०॥**
ભગવાનની કૃપાથી એવા મહાપુરુષોનો સંગ મળે છે.

**૪૧ तस्मिंस्तज्जने भेदाभावात् ॥४१॥**
કારણ કે ભગવાનમાં તથા તેના ભક્તમાં ભેદનો અભાવ છે.

**૪૨ तदेव साध्यतां तदेव साध्यताम् ॥४२॥**
માટે મહાપુરુષોના સંગની સાધના કરો, તે મળે તેવી જીજ્ઞાસા સતત રાખો.

**પ્રેમભક્તિનું મુખ્ય વિઘ્ન કુસંગ છે.**

**૪૩ दुःसङ्गः सर्वथैव त्याज्यः ॥४३॥**
દુઃસંગનો સર્વથા ત્યાગ કરવો જોઇએ.

**૪૪ कामक्रोधमोहस्मृतिभ्रंशबुद्धिनाशसर्वनाशकारणत्वात् ॥४४॥**
કારણ કે દુઃસંગથી કામ, તેનાથી ક્રોધ, મોહ, સ્મૃતિભ્રંશ અને બુદ્ધિનાશ છે તેથી તે સર્વનાશનું કારણ છે.

**૪૫ तरङ्गायिता अपीमे सङ्गात्समुद्रायन्ति ॥४५॥**
પહેલાં કામ, ક્રોધ તરંગની માફક નાના રૂપમાં આવે છે, પછી દુઃસંગથી તે સમુદ્ર જેવું રૂપ ધારણ કરી લે છે.

**માયા કોણ તરી શકે છે?**

**૪૬ कस्तरति कस्तरति मायाम् ? यः सङ्गांस्त्यजति यो महानुभावं सेवते, निर्ममो भवति ॥४६॥**
પ્રશ્ન–કોણ તરે છે ? કોણ માયા જીતે છે ?
ઉત્તર–જે સર્વ સંગનો પરિત્યાગ કરે છે અને મહાપુરુષોની સેવા કરે છે, અને જે મમતા રહિત થાય છે તે માયાને તરી શકે છે.

**૪૭ यो विविक्तस्थानं सेवते, यो लोकबन्धमुन्मूलयति, निस्त्रैगुण्यो भवति, योगक्षेमं त्यजति ॥४७॥**
જે નિર્જન સ્થાનમાં નિવાસ કરે છે, જે લૌકિક બંધન તોડી નાંખે છે, જે ત્રણ ગુણોથી પર થઈ જાય છે. જે યોગક્ષેમની ચિંતા પણ છોડી દે છે તે માયાને તરી જાય છે.

**૪૮ यः कर्मफलं त्यजति, कर्माणि संन्यस्यति, ततो निर्द्वन्द्वो भवति ॥४८॥**
જે કર્મ ફળનો ત્યાગ કરે છે, કર્મોનો પણ ત્યાગ કરે છે, જે બધું ત્યાગી નિર્દ્વંદ્વ થઇ જાય છે તે માયાને તરે છે.

**૪૯ वेदानपि संन्यस्यति, केवलमविच्छिन्नानुरागं लभते ॥४९॥**
જે વેદોનો પણ ત્યાગ કરે છે અને અખંડ અસીમ ભગવત્પ્રેમ પ્રાપ્ત કરી લે છે.

**૫૦ स तरति स तरति स लोकांस्तारयति॥५०॥**
તે તરે છે, તે તરે છે. તે લોકોને પણ તારે છે.

**પ્રેમરૂપભક્તિ અને ગૌણીભક્તિનું સ્વરૂપ**

**૫૧ अनिर्वचनीयं प्रेमस्वरूपम् ॥५१॥**
પ્રેમનું ખરૂં સ્વરૂપ વર્ણવી શકાય તેવું નથી.

**૫૨ मूकास्वादनवत् ॥५२॥**
મુંગો સાકર ખાઈને તેના સ્વાદને કહી શકતો નથી તેના જેવું છે.

**૫૩ प्रकाशते क्वापि पात्रे ॥५३॥**
કોઈ વિરલ યોગ્ય પાત્રમાં (એટલે પ્રેમી ભક્તમાં) એવો પ્રેમ પ્રગટ થાય છે.

**૫૪ गुणरहितं कामनारहितं प्रतिक्षणवर्धमान-मविच्छिन्नं सूक्ष्मतरमनुभवरूपम् ॥૫૪॥**

એવો પ્રેમ ગુણરહિત છે, કામનારહિત છે, પ્રતિક્ષણ વધતો રહે છે, ભેદ રહિત છે, સૂક્ષ્મથી વધારે સૂક્ષ્મ છે અને અનુભવરૂપ છે.

**૫૫ तत्प्राप्य तदेवावलोकयति तदेव शृणोति तदेव भाषयति तदेव चिन्तयति ॥૫૫॥**

એવો પ્રેમ મેળવી પ્રેમી એવો પ્રેમ જુએ છે, એને જ સાંભળે છે, એવા પ્રેમનું વર્ણન કરે છે અને એનું જ ચિન્તન કરે છે.

**૫૬ गौणी त्रिधा गुणभेदादार्तादिभेदाद्वा ॥૫૬॥**

ગૌણી ભક્તિ ગુણ ભેદથી અને સુખ દુઃખના ભેદથી ત્રણ પ્રકારની હોય છે.×

**૫૭ उत्तरस्मादुत्तरस्मात्पूर्वपूर्वा श्रेयाय भवति ॥૫૭॥**

ઉત્તર ઉત્તર ક્રમથી પૂર્વ પૂર્વ ક્રમની ભક્તિ કલ્યાણકારી થાય છે.

**ભક્તિની સુલભતા અને મહત્તા**

**૫૮ अन्यस्मात् सौलभ्यं भक्तौ ॥૫૮॥**

અન્ય સર્વ સાધનની અપેક્ષાથી ભક્તિ સુલભ છે.

**૫૯ प्रमाणान्तरस्यानपेक्षत्वात् स्वयं प्रमाणत्वात् ॥૫૯॥**

કારણ કે ભક્તિ સ્વયં પ્રમાણરૂપ છે તેથી તેને માટે બીજા પ્રમાણની અપેક્ષા રહેતી નથી.

**૬૦ शान्तिरूपात्परमानन्दरूपाच्च ॥૬૦॥**

ભક્તિ શાંતિરૂપ છે અને પરમ આનંદરૂપ છે.

**ભક્તિનું સાધન અને અંતરાય**

**૬૧ लोकहानौ चिन्ता न कार्या निवेदितात्मलोक वेदत्वात् ॥૬૧॥**

લોકહાનિની ચિંતા ન રાખવી, કારણ કે ખરો ભક્ત બધાં લૌકિક અને વૈદિક કર્મ ભગવાનને અર્પણ કરીને ભક્તિ કરે છે.

**૬૨ न तत्सिद्धौ लोकव्यवहारो हेयः किन्तु फलत्यागस्तत् साधनं च कार्यमेव ॥૬૨॥**

ભક્તિની સિદ્ધિ માટે લોક વ્યવહાર તજવો નહિ પણ તેના ફળનો ત્યાગ કરવો, શરીરના રક્ષણ પૂરતો વ્યવહાર કરવાથી ભક્તિનુ સાધન સિદ્ધ થાય છે.

**૬૩ स्त्रीधननास्तिकवैरिचरित्रं न श्रवणीयम्॥૬૩॥**

લોક વ્યવહારમાં પણ સ્ત્રી, ધન, નાસ્તિક અને વૈરીનું ચરિત્ર સાંભળવાથી ખાસ બચવું જોઈએ.

**૬૪ अभिमानदम्भादिकं त्याज्यम् ॥૬૪॥**

અભિમાન દંભ વગેરેનો ત્યાગ કરવો જોઇએ.

**૬૫ तदर्पिताखिलाचारः सन् कामक्रोधाभिमानादिकं तस्मिन्नेव करणीयम् ॥૬૫॥**

બધો આચાર ભગવાનને અર્પણ કર્યા પછી કામ, ક્રોધ અભિમાન વિગેરે ઉત્પન્ન થાય તો તે પણ ભગવાન ઉપર કરવાં.*

**પ્રેમી ભક્તોનો મહિમા**

**૬૬ त्रिरूपभङ्गपूर्वकं नित्यदासनित्यकान्ताभजनात्मकं वा प्रेमैव कार्यम् ॥૬૬॥**

ત્રણ રૂપ એટલે સ્વામી, સેવક અને સેવા એ ભાવને દૂર કરી નિત્ય દાસભાવથી અથવા નિત્ય કાન્તાભાવથી પ્રેમ કરવો જોઇએ, પ્રેમ જ કરવો જોઇએ (દાસભક્તિમાં પણ એક સ્વામીની સત્તા સર્વત્ર માનવાથી બીજી સત્તાનો અત્યંત અભાવ થઈ જાય છે)

**૬૭ भक्ताः एकान्तिनो मुख्याः ॥૬૭॥**

અનન્ય ભક્ત જ શ્રેષ્ઠ છે.

**૬૮ कण्ठावरोधरोमाञ्चाश्रुभिः परस्परं लपमानाः पावयन्ति कुलानि पृथिवीं च ॥૬૮॥**

એવા અનન્યભક્ત કંઠાવરોધ, રોમાંચ અને અશ્રુયુક્ત નેત્રવાળા થઈ પરસ્પર સંભાષણ કરતાં પોતાના કુળને અને પૃથિવીને પણ પવિત્ર કરે છે.

**૬૯ तीर्थीकुर्वन्ति तीर्थानि, सुकर्मीकुर्वन्ति कर्माणि, सच्छास्त्रीकुर्वन्ति शास्त्राणि ॥૬૯॥**

---

×સર્વ કર્મ ભગવાનને અર્પણ કરવાં એ સાત્વિકી ભક્તિ છે. યશ અને ઐશ્વર્યની ઇચ્છાવાળી ભેદદષ્ટિપૂર્વક જે ભક્તિ થાય છે તે રાજસી છે અને જેમાં ક્રોધ, હિંસા, દંભ વિગેરે હોય તે તામસી ભક્તિ કહેવાય છે.

શ્રીમદ્ ભાગવત્ ૩-૨૯-૮, ૯ ૧૦

*ખરી રીતે ભક્તના ચિત્તમાં જગતના સંસ્કાર સ્ફૂરતા નથી, પણ કોઇ એવો ભાવ ઉત્પન્ન થાય તો તે ભગવાન તરફ વાળવાથી દિવ્ય બની જાય છે. જેમ રુકિમણિનો કામ, ગોપીઓનું માન, વિગેરે સંસારની પ્રેમલીલામાં પણ ક્રોધ, રાગ વિગેરે પ્રેમી ઉપર કવચિત્ થાય તે પ્રેમ વધારવામાં ઉપયોગી થાય છે.

એવા ભકતો તીર્થોને સુતીર્થ કરે છે, કર્મોને સુકર્મ કરે છે, અને શાસ્ત્રોને સત્શાસ્ત્ર કરે છે.

**૭૦ तन्मयाः ॥७०॥**

કારણ કે તેઓ તન્મય થઈને રહે છે, ફરે છે.

**૭૧ मोदन्ते पितरो नृत्यन्ति देवताः सनाथा चेयं भूर्भवति ॥७१॥**

એવા ભક્તોને જોઈ પિતૃઓ હર્ષ પામે છે, દેવો નાચે છે. અને પૃથિવી સનાથ થાય છે.

**૭૨ नास्ति तेषु जातिविद्यारूपकुलधनक्रियादि भेदः ॥७२॥**

એવા ભક્તોમાં જાતિ, વિદ્યા, રૂપ, કુળ, ધન અને ક્રિયાનો ભેદ રહેતો નથી.

**૭૩ यतस्तदीयाः ॥७३॥**

કારણ કે બધા ભક્ત ભગવાનનાજ છે.

## વાદવિવાદ રૂપી વિઘ્ન

**૭૪ वादो नावलम्ब्यः ॥७४॥**

ભક્તે વાદવિવાદ કરવો જોઈએ નહિ.

**૭૫ बाहुल्यावकाशादनियतत्वाच्च ॥७५॥**

કારણ કે વાદથી વાદ વધે છે અને તેથી નિશ્ચય થતો નથી.

## ભક્તિમાં મુખ્ય સહાય આપનાર

**૭૬ भक्तिशास्त्राणि मननीयानि तदुद्बोधक कर्माण्यपि करणीयानि ॥७६॥**

પ્રેમભક્તિની પ્રાપ્તિ માટે ભક્તિવાળા શાસ્ત્રનું મનન કરવું અને એવાં કર્મ કરવાં કે જેથી ભક્તિ વધે.

**૭૭ सुखदुःखेच्छालाभादित्यक्ते काले प्रतीक्ष्यमाणे क्षणार्द्धमपि व्यर्थं न नेयम् ॥७७॥**

સુખ, દુઃખ, ઇચ્છા, લાભ વગેરેનો પૂર્ણ ત્યાગ થઈ જાય એવો અવસર કેમ ઝટ મળે એવી રાહ જોઇ અરધી ક્ષણ પણ ભજન વગર નકામી ગાળવી નહિ.

**૭૮ अहिंसासत्यशौचदयास्तिक्यादि चारित्र्याणि परिपालनीयानि ॥७८॥**

ભક્તિ કરવાવાળાએ અહિંસા, સત્ય, શૌચ, દયા, આસ્તિકતા અને સદાચારનું બરાબર પાલન કરવું.

**૭૯ सर्वदा सर्वभावेन निश्चिन्तितैर्भगवानेव भजनीयः**

બધે વખતે, બધા ભાવથી નિશ્ચિંત થઈને કેવળ ભગવાનનું જ ભજન કરવું.

## પ્રેમભક્તિનું ફળ અને ભક્તિની સર્વશ્રેષ્ઠતા

**૮૦ स कीर्त्यमानः शीघ्रमेवाविर्भवति अनुभावयति च भक्तान् ॥८०॥**

એ ભગવાન પ્રેમપૂર્વક કીર્તન થવાથી શીઘ્ર પ્રગટ થાય છે અને ભક્તોને પોતાનો અનુભવ કરાવી દે છે.

**૮૧ त्रिसत्यस्य भक्तिरेव गरीयसी भक्तिरेव गरीयसी ॥८१॥**

ત્રણે કાળમાં સત્ય એવા ભગવાનની ભક્તિ જ શ્રેષ્ઠ છે, ભક્તિ જ શ્રેષ્ઠ છે.

**૮૨ १ गुणमाहात्म्यासक्ति**
**२ रूपासक्ति**
**३ पूजासक्ति**
**४ स्मरणासक्ति**
**५ दास्यासक्ति**
**६ सख्यासक्ति**
**७ कान्तासक्ति**
**८ वात्सल्यासक्ति**
**९ आत्मनिवेदनासक्ति**
**१० तन्मयासक्ति**
**११ परमविरहासक्ति**
**एकधाप्येकादशधा भवति ॥८२॥**

આ પ્રેમરૂપ ભક્તિ એક હોવા છતાં ભગવાનના

૧. ગુણમહાત્મ્યની આસક્તિથી
૨. રૂપની આસક્તિથી
૩. પૂજાની આસક્તિથી
૪. સ્મરણની આસક્તિથી
૫. દાસભાવની આસક્તિથી
૬. સખ્યભાવની આસક્તિથી
૭. કાન્તાભાવની આસક્તિથી
૮. વાત્સલ્યભાવની આસક્તિથી
૯. આત્મનિવેદનથી
૧૦. તન્મયપણાથી અને
૧૧. પરમ વિરહની આસક્તિથી

અગીઆર પ્રકારની થાય છે.

८३ इत्येवं वदन्ति जनजल्पनिर्भया एकमताः कुमारव्यासशुकशाण्डिल्यगर्गविष्णुकौण्डिन्यशेषोद्धवारुणिबलिहनुमद्विभीषणादयो भक्त्याचार्याः ॥८३॥

સનત્કુમાર, વેદવ્યાસ, શુકદેવ, શાંડિલ્ય, ગર્ગ વિષ્ણુ, કૌડિન્ય, શેષ, ઉદ્ધવ, આરુણી, બલિ, હનુમાન, વિભીષણ, વિગેરે ભક્તિતત્વના આચાર્યગણ લોકોની નિંદા સ્તુતિથી કોઇપણ રીતે ભય પામ્યા વગર એક મતથી એ જ કહે છે કે ભક્તિ સર્વથી શ્રેષ્ઠ છે.

८४ य इदं नारदप्रोक्तं शिवानुशासनं विश्वसिति श्रद्धत्ते स प्रेष्ठं लभते स प्रेष्ठं लभते इति ॥८४॥

આ નારદે કહેલું શિવના અનુશાસનવાળું શાસ્ત્ર છે તેમાં જે વિશ્વાસ અને શ્રદ્ધા રાખે છે તે પ્રિયતમને પામે છે, તે પ્રિયતમને પામે છે. —સંપૂર્ણ



## પ્રેમનાં આંસુ

( ગઝલ )

વિભુની છે વિભૂતિ એ, ખરેખર! પ્રેમનાં આંસુ
પ્રભુના પ્રેમી ભક્તોને, પરમપદ અર્પતાં આંસુ. (૧)
વહે જે ભક્તિ ભાવેથી, અલૌકિક પ્રેમનાં આંસુ
પ્રભુનાં દિવ્ય દર્શન એ, કરાવી દે અજબ આંસુ. (૨)
પિપાસુ પ્રેમ રસના જે, વહે છે તેહને આંસુ
ડૂબાવી રસ સાગરમાં, બનાવે મસ્ત એ આંસુ. (૩)
અનન્ય ભાવથી પ્રભુને, ભજે તેને વહે આંસુ
ખરે! પ્રભુમય જીવન તેનું, બનાવી એ દીયે આંસુ. (૪)
પ્રભુ કેરા અનુરાગી, સુભાગીને વહે આંસુ
અનેરો અંતરે આનંદ, ભરી દે એ અજબ આંસુ (૫)
બન્યા જે મુગ્ધ પ્રભુની મહીં, વહે છે તેહને આંસુ
ભીંજાવી ભક્તિ "ગંગામાં", પરમ પુનિત કરે આંસુ. (૬)
વહે ભાવિક ભક્તોને, અનેરાં પ્રેમનાં આંસુ
પ્રીતિની ગાંઠ પાડી દે, પ્રભુની સાથ એ આંસુ (૭)
પવિત્ર પુણ્યશાળીને, વહે છે પ્રેમનાં આંસુ
પ્રભુ સ્વરૂપમાં તલ્લીન, બનાવી આપતાં આંસુ. (૮)
પ્રસાદીરૂપ પ્રભુનાં એ, અનુપમ પ્રેમનાં આંસુ
કરાવે પાન અમૃતનાં, પરમશાન્તિ કરે આંસુ. (૯)
કૃપાના પાત્ર બનવાથી વહે છે પ્રેમનાં આંસુ
લઇ જાતાં અમરધામે, અભયપદ આપતાં આંસુ. (૧૦)
ઉંચે ઉંચે લઈ જાતાં, અજબ છે પ્રેમનાં આંસુ
ખરે! ભવસિંધુ તરવાનું, અનેરૂ નાવ એ આંસુ. (૧૧)

શ્રી. મણીલાલ જેચંદભાઇ દોશી.



# માતા-પિતા અને ગુરુની ભક્તિ.



મૂલ લેખક : શ્રી જયદયાલજી ગોયન્દકા

( બાલકો માટે ખાસ )

માતા-પિતાની સેવાની શું વાત કરવી ? તેઓ તો સર્વથી વિશેષ સત્કાર કરવા યોગ્ય છે. મનુએ કહ્યું છે:—

**उपाध्यायान्दशाचार्य आचार्याणां शतं पिता।**
**सहस्रं तु पितृन्माता गौरवेणातिरिच्यते ॥**

( ૨-૧૪૫ )

'મોટાઇમાં, દશ ઉપાધ્યાયોથી એક આચાર્ય, સો આચાર્યોથી એક પિતા અને હજાર પિતાઓથી એક માતા વિશેષ મોટી (મહાન) છે.'

એટલા માટે કલ્યાણ ઇચ્છનારાએ શ્રદ્ધા ભક્તિપૂર્વક તત્પરતાથી એમની સેવા કરવી ઉચિત છે. જુઓ; મહારાજ યુધિષ્ઠિર મહાન સદાચારી, ગુણોના ભંડાર, ઇશ્વરભક્ત, અજાતશત્રુ; તથા મહાન ધર્માત્મા પુરુષ હતા; જેમના ગુણ અને આચરણોની વ્યાખ્યા કોણ કરી શકે છે ? આ બધું હોવા છતાં પણ તેઓ પોતાના માતાપિતાના અસાધારણ ભક્ત પણ હતા, એટલું નહિ પણ પોતાના મોટા પિતા ધૃતરાષ્ટ્ર (કાકા) તથા ગાંધારીના પણ ઓછા ભક્ત નહોતા. તેઓ એમની અનુચિત આજ્ઞાનું પાલન કરવામાં પણ પોતાનો ધર્મ સમજતા હતા. રાજા ધૃતરાષ્ટ્રે પાંડવોને ભસ્મ કરવાના ઉદ્દેશથી લાક્ષાભવન (લાખનો મહેલ) બનાવરાવ્યો હતો અને એમાં બદદાનતથી પાંડવોને તેમની માતા સહિત રહેવાની આજ્ઞા આપી. આ કપટભરી આજ્ઞાને પણ યુધિષ્ઠિરે શિરોધાર્ય કરીને રાજા ધૃતરાષ્ટ્રના ષડયંત્રપૂર્ણ ઇરાદાને સમજવા છતાં પણ વારણાવત નગરમાં જઇને લાક્ષાભવનમાં નિવાસ કર્યો; પરંતુ ધર્મનો આશરો લેવાથી, આ પ્રકારની આજ્ઞા પાળવા છતાં પણ ધર્મે એમની રક્ષા કરી. સાક્ષાત્ ધર્મના અવતાર વિદુરજીએ સુરંગ ખોદાવીને લાક્ષાગૃહમાંથી માતા સહિત પાંડવોને કાઢીને બચાવ્યા; કેમ કે જે પુરુષ ધર્મનુ પાલન કરે છે; તેની રક્ષા અવશ્યમેવ ધર્મ થઇને તેને કરવી પડે છે. શાસ્ત્રોમાં કહ્યું છે કે ધર્મ



સુજ્ઞ બાલક માતા-પિતાની ભક્તિ કરે છે

કોઇને તજતો નથી. લોકો જ તેને તજી દે છ. એટલે મનુષ્ય માટે ઉચિત છે કે ભયંકર આપત્તિ આવી પડે તો પણ કામ, ક્રોધ, લોભ, ભય, અને મોહને વશીભૂત થઈને ધર્મનો ત્યાગ ન કરે.

રાજા યુધિષ્ઠિર પર અનેક આફતો આવી, પણ એમણે બરાબર ધર્મનું પાલન કર્યું. એટલે ધર્મ પણ તેમની રક્ષા કરતો રહ્યો.

જુગાર રમવું એ મહાપાપ છે અને તમામ અનર્થોનું મૂળ છે એમ સમજવા છતાં પણ ધૃતરાષ્ટ્રની આજ્ઞા થવાથી રાજા યુધિષ્ઠિર જુગાર રમ્યા. તેનાં પરિણામ સ્વરૂપ દ્રૌપદીનું ભયંકર અપમાન અને વનવાસનાં મહાન કષ્ટો સહન કર્યાં, પરંતુ આજ્ઞાપાલનરૂપ ધર્મનો ત્યાગ ન કરવાના કારણે ભગવાનની કૃપાથી અંતે તેમનો વિજય થયો.

ત્યારબાદ અતુલ રાજ્યલક્ષ્મી પામીને પણ રાજા યુધિષ્ઠિરે પોતાની સાથે ઘોર અન્યાય કરનારા ધૃતરાષ્ટ્ર અને ગાંધારીને નિત્ય પ્રણામ કરતા રહી તેમની સેવા કરી. જ્યારે ધૃતરાષ્ટ્ર વનમાં જવા લાગ્યા તે સમયે પોતાના મૃત બંધુ-બાંધવો અને પુત્રોનાં (કલ્યાણના) ઉદ્દેશથી અપરિમિત ધન બ્રાહ્મણોને દાન દેવા માટે ઈચ્છા પ્રગટ કરી. તે સમયે રાજા યુધિષ્ઠિરે સ્પષ્ટ શબ્દોમાં વિદુરજીને સંદેશો મોકલી કહાવ્યું કે 'મારૂં જે કાંઇ ધન છે તે સર્વ આપનું જ છે. મારૂં શરીર પણ આપને આધીન છે. આપ આપની ઈચ્છા અનુસાર જે ચાહો તે કરી શકો છો. (મહાભારત આશ્રમવાસિક પર્વ. અ. ૧૨) વાંચક ગણ! જરા વિચારજો અને ધ્યાન આપજો! પોતાની સાથે આ પ્રકારનો વિરોધ કરનાર તથા પ્રાણ લેવાના પ્રયત્નો કરનાર સાથે પણ આવો ધર્મયુક્ત, ઉદારતાપૂર્ણ વ્યવહાર કરવો તે સાધારણ વાત નથી. માટે જ આજે સંસારમાં રાજા યુધિષ્ઠિર 'ધર્મરાજ' ના નામથી વિખ્યાત છે. અને ધર્મપાલનના પ્રભાવથી જ તેઓ સદેહ સ્વર્ગમાં જઇને તે બાદ અતુલનીય પરમગતિને પ્રાપ્ત થયા. અસ્તુ! આપણે પણ પોતાની સાથે અનુચિત વ્યવહાર કરવા છતાં પણ માતા-પિતા આદિ ગુરુજનોની સેવા તો શ્રદ્ધા-ભક્તિ-પૂર્વક સરળતાથી કરવી જ જોઇએ, જ્યારે આ તો પોતાના કાકાની સેવાની વાત થઈ. તો પછી જન્મ આપનાર માતા-પિતાની તો વાત જ ક્યાં રહી? તેઓ તો સર્વથી વિશેષ સત્કાર કરવા યોગ્ય છે. કેમ કે આપણા પાલન-પોષણમાં તેમણે જે કષ્ટો સહન કર્યાં છે એનાં સ્મરણ માત્રથી જ રોમાંચ ખડાં થઇ જાય છે. મનુએ કહ્યું છે કે:-

**यं मातापितरौ क्लेशं सहेते सम्भवे नृणाम्।**
**न यस्य निष्कृतिः शक्या कर्तुं वर्षशतैरपि ॥**
(૨-૨૨૭)

'મનુષ્યની ઉત્પત્તિના સમયમાં જે કષ્ટો માતા-પિતા સહન કરે છે, એનો બદલો સો વર્ષોમાં પણ સેવા વગેરે કરવાથી ચૂકાવી શકતો નથી.'

માટે આપણે બદલો ચૂકવવાનો ઉદ્દેશ ન રાખતાં એમની સેવા-પૂજા અને આજ્ઞાપાલન પોતાનું પરમ કર્તવ્ય સમજીને કરવાં જોઇએ, એમ કરવું તેજ પરમ ધર્મ અને પરમ તપ છે. અર્થાત્ માતા-પિતાની સેવા સમાન ન તો કોઇ ધર્મ છે, ન કોઇ તપ. જુઓ! ધર્મવ્યાધ વાઘ હોવા છતાં પણ માતા-પિતાની સેવાના પ્રતાપથી ત્રિકાળજ્ઞાની થયા. એમણે શ્રદ્ધા-ભક્તિ, વિનય અને સરળતાપૂર્વક પોતાનાં માતા-પિતાની સેવા કરી.

તેઓ પોતાના માતા-પિતાને સર્વોત્તમ દેવ મંદિર સમાન સુંદર ઘરમાં રાખતા હતા. એમાં કેટલાયે પલંગ, આસન-આરામ કરવા માટે રાખ્યાં હતા. જેમ મનુષ્ય દેવતાઓની

પૂજા કરે છે તેવી જ રીતે તેઓ પોતાના માતાપિતાને જ યજ્ઞ, હોમ, અગ્નિ, વેદ અને પરમ દેવતા માનીને પુષ્પોથી, ફળથી, ધનથી એમને પ્રસન્ન રાખતા હતા. તેઓ જાતે જ એ બંનેના પગ ધોતા, સ્નાન કરાવી એમને ભોજન કરાવતા. તથા તેમને મીઠાં તથા પ્રિય વચન કહેતા અને તેમને અનુકૂળ રીતે ચલાવતા હતા. આ પ્રકારે તેઓ આળસરહિત થઈ ને શમ, દમ, આદિ સાધનમાં સ્થિત થઇને પોતાનો પરમ ધર્મ સમજીને મન, વાણી, શરીર દ્વારા તત્પરતાથી પુત્ર–સ્ત્રી સહિત એમની સેવા કરતા હતા જેના પ્રતાપથી તેઓ આ લોકમાં અચળ કીર્તિ, દિવ્યદૃષ્ટિને પ્રાપ્ત કરી ઉત્તમ ગતિને પામ્યા.

(મહા. વ. પ. અ. ૨૧૪–૨૧૫)

કૌશિક મુનિ જે માતા–પિતાની આજ્ઞા લીધા વિના તપ કરવા ગયા હતા તે પણ આ ધર્મવ્યાધ સાથે વાર્તાલાપ કરીને તપથી પણ માતા–પિતાની સેવાને ઉચ્ચતર માનીને પુનઃ માતાપિતાની સેવા કરીને ઉત્તમ ગતિને પામ્યા.

જે માતા–પિતાની સેવા અને આજ્ઞા-પાલન ન કરતાં એથી વિપરીત આચરણ કરે છે તેની આ લોકમાં પણ નિંદા તથા દુર્ગતિ થાય છે–લોકોમાં આ વાત પ્રસિદ્ધ છે કે રાજા કંસે બળપૂર્વક રાજ ઝૂંટવીને પોતાનાં માતા પિતાને કેદમાં નાંખ્યાં હતાં. આ કારણથી તેના પર આજ સુધી કલંકની કાલિમા લાગેલી છે. આજ પણ કોઇ છોકરો માતા–પિતા સાથે ખરાબ વ્યવહાર કરે છે તો માતા–પિતા એના પર આક્ષેપ કરતાં ગાળના રૂપમાં તેને કંસનો અવતાર કહ્યા કરે છે, પરંતુ જે બાળક માતા–પિતાની સેવા, પ્રણામ તથા એમની આજ્ઞાનું પાલન કરતાં એમને અનુકૂળ ચાલે છે તેનાં માતા–પિતા એનાં આચારોથી મુગ્ધ થઇ ગદ્ગદ વાણીથી તપસ્વી શ્રવણની ઉપમા દઈને તેનાં ગુણગાન કરે છે. માટે બાળકોને અમારી સવિનય વિનતિ છે કે તેમણે કદી પણ કંસ ન કહેવડાવતાં શ્રવણ કહેવડાવવું જોઇએ.

આપને ખબર હશે કે શ્રવણ એક તપસ્યા કરનાર વૈશ્ય ઋષિનો પુત્ર હતો. શ્રવણની કથા વાલ્મીકિ રામાયણ અયોધ્યાકાંડના ૬૩ અને ૬૪ માં સર્ગમાં વિસ્તારપૂર્વક વર્ણવેલી છે.

મર્યાદા પુરુષોત્તમ ભગવાન શ્રી રામચંદ્રજી પિતાની આજ્ઞાને શિરોધાર્ય કરીને પ્રસન્ન-તાપૂર્વક જ્યારે વનમાં ચાલ્યા ગયા હતા, ત્યારે રાજા દશરથ આજ્ઞાકારી ભગવાન શ્રી રામચંદ્રના વિરહમાં વ્યાકુળ થઇ કૌશલ્યાના ભુવનમાં જઇને રામનાં શીલ, સેવા, આચરણોને યાદ કરીને રોવા લાગ્યાં. ભગવાન શ્રી રામ-ચંદ્રજીના વનમાં ચાલ્યા જવાની છઠ્ઠી રાત્રે મધરાતના સમયે પુત્રવિરહથી પીડિત થઇને રાજાએ કૌશલ્યાને કહ્યું:–હે દેવી! જ્યારે આપણો વિવાહ પણ નહોતો થયો અને જ્યારે મને યુવરાજપદ પ્રાપ્ત થયું હતું એવા સમયે ખરાબ આદતને લીધે એક દિવસ હું ધનુષ્ય બાણ લઇને રથ પર સવાર થઈ શિકાર ખેલવા જ્યાં મહિષ, હાથી આદિ વનનાં પશુઓ જળ પીવા આવતાં હતાં, ત્યાં સરયૂના તીર પર ગયો. એટલામાં એ ઘોર વર્ષાની અંધારી રાત્રિમાં કોઈ જળનો ઘડો ડૂબાડવા લાગ્યો, તો તેના ઘડા ભરાવાનો શબ્દ મને એવો જણાયો કે જાણે કોઈ હાથી આવીને પાણી પી રહ્યો છે. એ પ્રકારે અનુમાન કરીને એ શબ્દને લક્ષ કરીને મેં બાણ છોડયું એટલામાંજ કોઈ વનવાસીનો અવાજ સંભળાયો: 'હાય, હાય! મને આ બાણ કોણે માર્યું? હું તપસ્વી છું, આ ઘોર રાત્રિમાં નદીના કિનારે જળ લેવા આવ્યો હતો, વનનાં ફળ–મૂળ ખાઇને વનમાં વાસ કરનાર જટા–વલ્કલ મૃગચર્મધારી(હું)

મારો વધ શસ્ત્ર દ્વારા કોણે કર્યો? મને મારીને કોઈનુંય શું કાર્ય સિદ્ધ થશે? મેં કોઇનું લેશ પણ અહિત કર્યું નથી, તો પછી કોણે મારા પર અકારણ આ શસ્ત્ર ચલાવ્યું? મને મારા પ્રાણનો તો શોક નથી. શોક છે કેવળ મારાં વૃદ્ધ માતા–પિતાનો. એ વૃદ્ધોનું અત્યાર સુધી તો મારા દ્વારા પાલન–પોષણ થતું રહ્યું, પરંતુ મારા મરવા પછી મારાં તે વૃદ્ધ માતા પિતા પોતાનો નિર્વાહ શી રીતે કરશે? આ રીતે તો અમે બધા જ માર્યા ગયા.'

હે કૌશલ્યા! આ કરુણાજનક વાણી સાંભળીને હું ખૂબ જ દુઃખી થયો અને મારા હાથથી ધનુષ–બાણ પડી ગયાં. હું કર્તવ્યઅકર્તવ્યના જ્ઞાનથી રહિત શોકથી વ્યાકુળ થઈને ત્યાં ગયો. મેં જઇને જોયું તો સરયૂના તટ પર જળનો ઘડો હાથમાં પકડીને; રુધિરથી ભીંજાએલ અને બાણથી પીડિત એક તપસ્વી યુવક પડયો પડયો તરફડી રહ્યો હતો, મને જોઇને તે બોલ્યો કે 'હે રાજન્! મેં તમારો શું અપરાધ કર્યો હતો! હું વનવાસી છું. મારાં માતા–પિતાને પીવા માટે જળ લેવા આવ્યો હતો. એ બંને દુર્બળ, અંધ, અને તરસ્યાં છે. તેઓ મારા આવવાની રાહ જોતાં જોતાં ખૂબ જ દુઃખી થતાં હશે. મારી આ દશાને પણ પિતાજી નથી જાણતા, માટે હે રાઘવ! જ્યાં સુધી અમારા પિતાજી આપને ભસ્મ ન કરી નાંખે, તે પહેલાં અતિ શીઘ્રતાથી જઈને આ વૃત્તાંત મારા પિતાજીને કહી દો. હે રાજન્! મારા પિતાજીના આશ્રમપર જવાનો એક નાનો પગદંડીનો માર્ગ છે. આપ ત્યાં શીઘ્રતાથી જઈને પિતાજીને પ્રસન્ન કરો જેથી તેઓ ક્રોધિત થઇને આપને શાપ ન દે. અને મારા મર્મસ્થાનથી આ બાણ કાઢીને મને દુઃખરહિત કરો.

હે કૌશલ્યે! તે ઉપરાંત મારા મનના ભાવને જાણનાર મારી ચિંતાયુક્ત દશાને જોઇને બોલવાની શક્તિ ન હોવા છતાં પણ મરણાસન્ન થએલા એ ઋષિએ ધૈર્ય ધારણ કરીને સ્થિર ચિત્તથી કહ્યું. 'હે રાજન્! તમે બ્રહ્મહત્યાના ડરથી બાણ કાઢતા નથી....એને દૂર કરો, હું વૈશ્યનો પુત્ર છું.' જ્યારે ઋષિકુમારે એમ કહ્યું ત્યારે મેં તેની છાતીમાંથી બાણ કાઢી લીધું. બાણ કાઢવાથી એને મૃત્યુ પામેલો જોઈ હું ખુબ જ દુઃખી થયો. હે દેવી! પછી હું ચિંતા કરવા લાગ્યો કે હવે કઇ રીતે સારૂં (મંગલ) થાય. ત્યારબાદ ખૂબ વિચાર કરીને શ્રવણે લાવેલા ઘડામાં સરયુનું પાણી ભરીને એ તપસ્વીના બતાવેલા માર્ગે એના પિતાના આશ્રમની તરફ ગયો. અને ત્યાં જઇને તેનાં વૃદ્ધ માતા–પિતાને જોયાં. એમની અવસ્થા ખૂબ જ શોચનીય અને શરીર અત્યંત દુર્બળ હતું. તેઓ પુત્રના જળ લાવવાની રાહ જોતા હતા. હું શોકાતુર ચિત્તથી ડરનો માર્યો ચેતનારહિત જેવો તો થઇ જ રહ્યો હતો અને એ આશ્રમમાં જઇને એમની દશા જોઈ ને મારો શોક તેથી પણ વધી ગયો. મારો પગરવ સાંભળીને ઋષિ પોતાનો પુત્ર સમજી બોલ્યાઃ– હે વત્સ! તમને આટલો વિલંબ શાથી થયો? સારૂં, હવે જલ્દીથી અમોને પાણી લાવ, અમે નેત્રહીન છીએ–એટલે તું અમારી ગતિ, નેત્ર, અને પ્રાણ છો. પણ આજ તમે બોલતા કેમ નથી? ત્યારે મેં ખૂબજ ડરતાં ડરતાં, સાવધાનીથી, ધીમા સ્વરે મારો પરિચય આપતાં અથથી ઈતિ સુધી શ્રવણના મૃત્યુ વિષયનો તમામ વૃત્તાંત, અક્ષરશઃ કહી સંભળાવ્યો.

મેં કરેલા એ દારુણ પાપનો સંપૂર્ણ વૃત્તાંતને સાંભળીને નેત્રોમાં આંસુ ભરી શોકથી વ્યાકુળ થઈ; તે તપસ્વી મને હાથ જોડી ઉભા થઇને બોલ્યા–'હે રાજન્! તમે આ દુષ્કર્મ કર્યું તે જો તમે તમારા મુખથી ન કહેત તો તમારા

મસ્તકના હમણાં જ સેંકડો-હજારો ટુકડા થઇ જાત અને આજે જ આખાયે રઘુકુળ-વંશનો નાશ પણ થઈ જાત. હે રાજન્! હવે જે થઇ ગયું તે થયું, હવે અમને ત્યાં પુત્ર પાસે લઈ જાઓ, અમે એકવાર અમારા એ પુત્રનાં દર્શન* કરવા ઇચ્છીએ છીએ, કેમકે પછી એની સાથે આ જન્મમાં અમારો મેળાપ નહિ થાય.'

તે પછી હું પુત્ર શોકથી વ્યાકુળ થએલા એ વૃદ્ધ પતિ-પત્નિને ત્યાં લઇ ગયો, તે બંને નજીક પહોંચીને અને એને સ્પર્શ કરીને પડી ગયાં, અને વિલાપ કરતા બોલ્યાં,-હે વત્સ! જ્યારે અર્ધરાત્રિ વીતી જતી હતી, ત્યારે તમે ઉઠીને ધર્મશાસ્ત્ર આદિનો પાઠ કરતા હતા, જે સાંભળીને અમે ખૂબજ પ્રસન્ન થતાં હતાં. હવે અમે કોના મુખથી શાસ્ત્રની વાતો સાંભળીને હર્ષિત થઇશું? હે પુત્ર! હવે પ્રાતઃકાળ સ્નાન, સંધ્યોપાસના, અને હોમ કરીને અમને કોણ પ્રમુદિત કરશે? હે બેટા! અંધ હોવાને લીધે અમારામાં તો એ પણ શક્તિ તથી કે કંદ, મૂળ, ફળ એકઠાં કરીને પણ પોતાનું પેટ ભરી શકીએ! તમે જ અમારાં સ્નાન, પાન, ભોજન વગેરેનો પ્રબંધ કરતા હતા, હવે તમે અમને છોડીને ચાલ્યા ગયા. હવે કંદ, મૂળ, ફળ વનમાંથી લાવીને પ્રિયજનની માફક અમને કોણ ભોજન કરાવશે? હવે અનાથ, અસહાય, અને શોકથી વ્યાકુળ થએલાં અમે કોઇપણ રીતે આ વનમાં નહિ રહી શકીએ. શીઘ્ર જ યમલોકમાં ચાલ્યા જઇશું. હે વત્સ! તમે પાપરહિત છો, પણ પૂર્વજન્મમાં તો કોઇ પાપ કર્યાં જ હશે જેથી તમે માર્યા ગયા. અસ્તુ! શસ્ત્રથી મૃત્યુ પામેલા વીરગણો જે લોકમાં ગમન કરે છે, તમે પણ અમારા સત્યબળથી એ જ લોકમાં ચાલ્યા જાઓ. તથા સગર, શૈબ્ય, દિલીપ વગેરે રાજર્ષિઓની જે ઉત્તમ ગતિ થઇ છે તે જ ગતિ તમને મળે. પરલોકને માટે શુભ કર્મ કરનારની દેહત્યાગ કર્યાં પછી જે ગતિ થાય છે તે જ તમારી પણ થાઓ.'

આ પ્રકારે તે ઋષિએ કરુણ સ્વરથી વારંવાર વિલાપ કરતાં પોતાની સ્ત્રી સહિત પુત્રને અર્ધ-જલાંજલિ આપી. તદનન્તર તે ધર્મવિત્ ઋષિકુમાર પોતાના કર્મબળથી દિવ્ય રૂપ ધારણ કરીને વિમાન પર ચડીને સર્વોત્તમ દિવ્યલોકમાં ઘણી શીઘ્રતાથી જવા લાગ્યો. તે સમયે એક મુહૂર્ત સુધી પોતાનાં માતા-પિતા બંનેને આશ્વાસન આપનાં પિતાને કહ્યું:-'હે પિતાજી! મેં આપની જે સેવા કરી હતી. તે પુણ્યના બળથી મને સર્વોત્તમ સ્થાન પ્રાપ્ત થયું છે અને તમે પણ ખૂબ જ શીઘ્રતાથી મારી પાસે આવશો.' એમ કહીને ઇંદ્રિય-વિજયી ઋષિકુમાર પોતાના અભીષ્ટ દિવ્યલોકમાં ચાલ્યો ગયો.

ત્યારબાદ તે પરમ તપસ્વી અંધ મુનિએ મને હાથ જોડીને ઉભા થઇને કહ્યું—હે રાજન્! તમે ક્ષત્રિય છો અને વિશેષ કરીને અજાણતાં જ ઋષિને માર્યા છે એટલે તમને બ્રહ્મહત્યા તો નહિ લાગે પણ અમારી જેમ જ આ જ પ્રકારે તમારી પણ ભયંકર દુર્ગતિ થશે, અર્થાત્ પુત્રના વિયોગની વ્યાકુળતામાં જ તમારા પ્રાણ જશે.' આ પ્રકારે તે અંધ તપસ્વી મને શાપ દઈને કરુણાજનક વિલાપ કરતા ચિતા બનાવીને મૃતકની સાથે બંને ભસ્મ થઇને સ્વર્ગમાં ચાલ્યાં ગયાં.

'હે દેવી! શબ્દવેધી હોવા છતાં મેં અજ્ઞાનતાથી જે પાપ કર્યું હતું તેને લીધે મારી દશા થઇ છે. હવે તે સમય આવી ગયો છે; આ પ્રકારે બધો ઇતિહાસ કહીને રાજા દશરથ

*વાસ્તવમાં સ્પર્શ; કારણ બંને અંધ હતાં એટલે જોઇ તો શી રીતે શકે? પણ મૂળ લેખકે યહીં 'દર્શન' શબ્દ અસલ હિંદી પુસ્તકમાં વાપર્યો છે તેથી 'દર્શન' શબ્દ જ મેં મૂકયો છે-અનુવાદક.

રુદન કરવા લાગ્યા અને મરણના ભયથી ભયભીત થઈ ને પુનઃ કૌશલ્યાને કહ્યું: 'હે કલ્યાણિ! મેં રામચંદ્ર સાથે જે વ્યવહાર કર્યો અને વર્તન કર્યું છે તે કોઇ પણ રીતે યોગ્ય નથી-પરંતુ એમણે મારી સાથે જે વર્તાવ કર્યો છે તે યોગ્ય જ છે. ભલા આ રીતે વનવાસ દેવા છતાં પણ પિતાને કાંઇ પણ ન કહે એવો કોઈ પુત્ર સંસારમાં છે? ખરેખર ન તો મારા જેવો દયરહિત પિતા કોઇ છે અને ન પરમ ગુણવાન રામ જેવા કોઇ પુત્ર પણ છે. હે દેવી! આથી અધિક બીજું કયું દુઃખ હોય કે મરણ સમયે પણ સત્ય પરાક્રમ શ્રી રામચંદ્રને હું જોઇ શકતો નથી. આજથી પંદર વર્ષ પછી વનવાસથી પાછા ફરીને અયોધ્યામાં આવેલા શરદ્ ઋતુના ચંદ્ર તથા ખીલેલા કમળ પુષ્પ સમાન શ્રી રામચંદ્રજીના મુખારવિન્દ જે લોકો જોશે તે જ પુરુષો ધન્ય અને સુખી હશે. હે કૌશલ્યે! રામચંદ્રને વનમાં મોકલીને હું એકવાર તો અનાથ જ થઇ ગયો. આ પ્રકારે શોકથી વ્યાકુળ થએલા દશરથજી વિલાપ કરવા લાગ્યા. હે રામ! હે મહાબાહો! હે પિતૃવત્સલ! હે શોક નિવારણ કરનાર! તમે જ અમારા નાથ છો અને તમે જ અમારા પુત્ર છો. તમે ક્યાં ગયા? હે કૌશલ્યે! હે સુમિત્રે! હવે હું તમને જોઇ નથી શકતો! આ પ્રકારે દશરથ રાજા દુઃખથી ખૂબ જ વ્યાકુળ અને આતુર થઇને વિલાપ કરતા કરતા મધ્ય રાત્રિના સમયે દેહત્યાગ કરી ગયા.

સાચેજ હે બાળકો! તમારે પણ વૈશ્ય ઋષિ શ્રવણકુમાર તથા મર્યાદા પુરુષોત્તમ શ્રી રામચંદ્રજીની માફક માતા-પિતાના ચરણોમાં નિત્ય પ્રણામ કરવા જોઇએ, અને શ્રદ્ધા, ભક્તિ, વિનય અને સરળતાપૂર્વક એમની આજ્ઞાનું પાલન કરીને એમની સેવા કરવા માટે તત્પરતાથી પરાયણ થઇ જવું જોઇએ. જે બાલક ઉપરોક્ત પ્રકારે માતા-પિતાની સેવામાં પરાયણ થાય છે એમનાં આયુષ્ય અને બળની તો વૃદ્ધિ થાય જ છે-ઉત્તમ ગતિ તથા આ લોક અને પરલોકમાં ચિરકાળ સુધી રહેનારી કીર્તિ પણ પામે છે.

આજે સંસારમાં શ્રવણની કીર્તિ વિખ્યાત છે. ભગવાન શ્રી રામચંદ્રજીની તો વાત જ શું કરવી? તેઓ તો સાક્ષાત્ પરમાત્મા હતા. એમણે તો લોકમર્યાદાને માટે જ અવતાર લીધો હતો. એ મર્યાદાપુરુષોતમ ભગવાનનું વર્તન તો લોકહિતને માટે આદર્શરૂપ હતું. શ્રી રામચંદ્રજીનો માતા-પિતા તથા ગુરુજનો સાથેનો વ્યવહાર તો શ્રદ્ધા, ભક્તિ, વિનય અને સરળતાપૂર્વકનો હતો જ, પરંતુ સીતા અને પોતાના બંધુઓ સાથે તથા સમસ્ત પ્રજાઓ સાથે પણ અલૌકિક દયા અને પ્રેમપૂર્ણ હતો. ખરેખર! તમારે પણ શ્રી રામચંદ્રજી મહારાજનો આદર્શ સમજીને એમને લક્ષમાં રાખી એમની આજ્ઞા; સ્વભાવ તથા આચરણ અનુસાર પોતાના સ્વભાવ અને આચરણ બનાવવા માટે કટિબદ્ધ થઇને પ્રાણપર્યંત પ્રયત્ન કરવો જોઈએ. આ પ્રકારના નિષ્કામ ભાવથી પાલન કરેલો ધર્મ શીઘ્ર જ ભગવત્‌ની પ્રાપ્તિરૂપ પરમ કલ્યાણ કરનાર છે. એવા ધર્મપાલનથી મૃત્યુ પણ થાય તો તે મૃત્યુમાં પણ કલ્યાણ છે.

**'स्वधर्मे निधनं श्रेयः'** (ગીતા ૩-૩૫)

વાત એવી છે કે શાસ્ત્રોમાં માતા, પિતા, અને આચાર્યને ત્રણ લોક, ત્રણ વેદ, અને દેવતા જણાવ્યા છે. શ્રુતિ કહે છે—

**मातृदेवो भव। पितृदेवो भव। आचार्यदेवो भव।**

'માતા; પિતા અને આચાર્યને દેવતા માનો.) મનુએ કહ્યું છે કે:-

**त एव हि त्रयो लोकास्त एव त्रय आश्रमाः।**
**त एव हि त्रयो वेदास्त एवोक्तास्त्रयोऽग्नयः॥**

(૨-૨૩૦)

'તેઓજ ત્રણ લોક, તેઓજ ત્રણ આશ્રમ, તેઓજ ત્રણ વેદ અને તેઓજ ત્રણે અગ્નિ કહેવાય છે.'

ભગવાને તપની વ્યાખ્યા કરતાં પ્રથમ વડિલોની સેવા-પૂજાને શરીરનું તપ કહ્યું છેઃ—

**देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।**
**ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥**
(ગીતા ૧૭-૧૪)

'દેવતા, બ્રાહ્મણ, ગુરુ અને જ્ઞાનીજનોનું પૂજન, પવિત્રતા, સરળતા, બ્રહ્મચર્ય અને અહિંસા એ શરીરસંબંધી તપ કહેવાય છે.'

તેથી બાળકો માટે એ ઉચિત છે કે આળસ અને પ્રમાદ તજીને માતા-પિતા આદિ ગુરુજનોની સેવાને પરમધર્મ સમજીને એમની પૂજા-સેવા તથા આજ્ઞાનું પાલન તત્પર થઇને કરે.

મનુષ્ય કેવળ ગુરુની સેવાથી પણ પરબ્રહ્મ પરમાત્માને પ્રાપ્ત થઈ શકે છે. ગીતામાં કહ્યું છેઃ—

**अन्ये त्वेवमजानन्तः श्रुत्वान्येभ्य उपासते।**
**तेऽपि चातितरन्त्येव मृत्युं श्रुतिपरायणाः ॥**
(૧૩-૨૫)

'એમનાથી બીજા અર્થાત્ જે મંદ બુદ્ધિવાળા પુરુષો છે તે (સ્વયં) આ પ્રકારે ન જાણતાં બીજાઓથી અર્થાત્ તત્ત્વને જાણનારા પુરુષો દ્વારા શ્રવણ કરીને જ ઉપાસના કરે છે અને તે શ્રવણપરાયણ થયેલા પુરુષો પણ મૃત્યુરૂપી સંસારસાગરને નિઃસંદેહ તજી જાય છે.'

આ પ્રકારનાં વેદ અને શાસ્ત્રોમાં ખૂબજ ઉદાહરણ પણ મળે છે. એક સમય આયોદ્ધૌમ્ય મુનિએ પંજાબ નિવાસી આરુણિ નામના શિષ્યને કહ્યું:—"હે આરુણે! તમે ખેતરમાં જઇને બંધ બાંધો! આરુણિ ગુરુની આજ્ઞા લઇને ત્યાં ગયો, પણ પ્રયત્ન કરવા છતાં પણ કોઇ રીતે તે જળને રોકી શકયો નહિ. અંતમાં એને એક ઉપાય સૂઝી આવ્યો અને જાતે કયારીમાં જઇને સૂઇ રહેવાથી પાણીનો પ્રવાહ રોકાઈ ગયો, સમયસર આરુણિ પાછો ન આવવાથી, આયોદ્ધૌમ્ય મુનિએ અન્ય શિષ્યોને પૂછયું કે 'પંજાબનિવાસી આરુણિ કયાં છે?' શિષ્યોએ ઉત્તર આપ્યો કે 'આપે જ એને ખેતરમાં બંધ બાંધવા માટે મોકલ્યો છે.' શિષ્યોની વાત સાંભળીને મુનિએ કહ્યું. 'ચાલો, જ્યાં આરુણિ ગયો છે ત્યાંજ



સુજ્ઞ શિષ્ય સદ્ગુરુને વંદન કરે છે.

આપણે સર્વ જઇએ.' તદનન્તર ગુરુજી ત્યાં બંધ પાસે પહોંચીને તેને બોલાવવા માટે પોકારવા લાગ્યાઃ—બેટા આરુણિ! કયાં છો! ચાલ્યા આવો.' આરુણિ ગુરુની વાત સાંભળીને એ બંધથી સહસા ઉઠીને એમની નિકટ ગયો અને બોલ્યો:—'હે ભગવન્! આપના ખેતરમાં જળ નીકળી રહ્યું હતું, હું કોઈ પ્રકારે એને ન રોકી શકયો ત્યારે અંતે હું ત્યાં સૂઈ ગયો. જેથી પાણી નીકળવું બંધ થઈ ગયું. હમણાં આપના બોલાવવાથીજ તરત આપની પાસે આવ્યો છું અને પ્રણામ કરું છું. આપ આજ્ઞા આપો, મારે આ સમયે કયું કાર્ય

કરવાનું છે ?' ગુરુ બોલ્યા:—'બેટા! બંધનું ઉદ્દાલન (જળનું રોકવું) કરીને નીકળ્યા છો– માટે તમે ઉદ્દાલક નામથી પ્રસિદ્ધ થશો.' એમ કહીને ગુરુ એના પર કૃપા વર્ષાવતાં બોલ્યા 'તમે તન, મનથી મારી આજ્ઞાનું પાલન કર્યું છે, માટે સંપૂર્ણ વેદ અને ધર્મ-શાસ્ત્ર તમારા મનમાં ભણ્યા વિનાજ પ્રકાશિત રહેશે અને તમે કલ્યાણને પામશો. તે ઉપરાંત ગુરુના પ્રસાદને પામીને આરુણિ (ઉદ્દાલક) ગુરુ–આજ્ઞા લઇને ચાલ્યો ગયો. ( મહાભારત આદિ પર્વ અધ્યાય ૩ )

જબાલા નામની એક સ્ત્રી હતી. એના પુત્રનું નામ સત્યકામ હતું. એક સમય તેણે હારિતદ્રુમ ગૌતમની પાસે જઇને કહ્યું કે "હું આપને ત્યાં બ્રહ્મચર્યનું પાલન કરીને નિવાસ કરીશ. એ માટેજ હું આપની પાસે આવ્યો છું.' ગુરુએ કહ્યું:—'હે સૌમ્ય! તું કયા ગોત્રનો છે?' ત્યારે સત્યકામ બોલ્યો કે 'ભગવન્' હું નથી જાણતો!' ત્યારે ગૌતમે કહ્યું 'આવું સ્પષ્ટ ભાષણ બ્રાહ્મણ સિવાય બીજો કોઇ કરી શકે જ નહિ. અસ્તુ, તું બ્રાહ્મણ છે. કેમ કે તેં સત્યનો ત્યાગ નથી કર્યો.'

પછી ગૌતમે તેનો ઉપનયન સંસ્કાર કર્યા બાદ ગાયોનાં ઝુંડમાંથી ચારસો કૃશ અને દુર્બળ ગાયોને જુદી કાઢીને તેને કહ્યું કે 'હે સૌમ્ય! તું આ ગાયોની પાછળ પાછળ જા.' ગુરુની આજ્ઞા જાણીને સત્યકામે કહ્યું: 'આની એક હજાર સંખ્યા નહિ થાય ત્યાં સુધી હું પાછો નહિ ફરૂં' પછી તે એક સુંદર વનમાં ગયો, જ્યાં જળ અને ઘાસ પુષ્કળ હતાં. અને ઘણા સમય પર્યંત એ ગાયોની સેવા કરતો રહ્યો. જ્યારે ગાયોની સંખ્યા એક હજાર થઈ ગઇ ત્યારે એક સાંઢે સત્યકામને કહ્યું કે 'હે સત્યકામ! અમે એક હજાર થઇ ગયા છીએ, હવે તમે અમને આચાર્ય કુલમાં લઈ ચાલો અને ગુરુની આજ્ઞાપાલનના પ્રતાપથી જ એને રસ્તામાં ચાલતાં ચાલતાં જ સાંઢ, અગ્નિ, હંસ અને મુદ્‌ગલ દ્વારા વિજ્ઞાનાનન્દઘન બ્રહ્મના સ્વરૂપની પ્રાપ્તિ થઈ ગઇ. આ કથા છાન્દોગ્યોપનિષદ્ અધ્યાય ૪, ખંડ ૪ થી ૯ સુધીમાં છે.

એક સમયે જબાલાના પુત્ર સત્યકામ પાસે કમલના પુત્ર ઉપકોશલે યજ્ઞોપવીત લઈને બાર વર્ષ સુધી એમની સેવા કરી. ત્યારે સત્યકામની પત્નિએ સ્વામીને કહ્યું: 'આ ઉપકોશલ ખૂબ તપસ્યા કરી ચૂકયો છે, એણે સારી રીતે આપની આજ્ઞાનુસાર અગ્નિઓની સેવા કરી છે. અસ્તુ! એને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવો જોઇએ!' પણ સત્યકામ એને કંઇ ઉત્તર આપ્યા વિનાજ બહાર ચાલ્યા ગયા, એમના ચાલી જવાથી ઉપવાસ કરનાર ઉપકોશલને અગ્નિઓએ બ્રહ્મનો ઉપદેશ કર્યો. ત્યારબાદ ગુરુ પાછા આવ્યા અને તેને પૂછયું—'હે સૌમ્ય! તારૂં મુખ બ્રહ્મવેત્તા સમાન પ્રતીત થાય છે. તને કોણે ઉપદેશ કર્યો છે!' ત્યારે ઉપકોશલે ઇશારાથી અગ્નિઓને બતાવ્યા. ત્યારબાદ આચાર્યે પૂછયું 'શું ઉપદેશ આપ્યો છે?' ત્યારે તેણે તમામ વાતો અક્ષરશઃ કહી દીધી, પછી આચાર્ય બોલ્યા: 'હે સૌમ્ય! હવે હું તને એ બ્રહ્મનો ઉપદેશ આપીશ કે જેને જાણી લેવાથી તું જળથી કમળપત્રની માફક પાપથી સ્પર્શાઇશ નહિ.' ત્યારે ઉપકોશલે કહ્યું—'મને બતાવો! પછી આચાર્યે તેને બ્રહ્મનો ઉપદેશ આપ્યો અને તેનાથી તે બ્રહ્મને પ્રાપ્ત થયો આ કથા છાન્દોગ્યોપનિદ્ અધ્યાય ૪ ખંડ ૧૦ થી ૧૫ માં છે.

આજકાલના બાળકો મુખ્યત્વે કોની સાથે કેમ વર્તવું જોઈએ? તે વાતને ભૂલી જ ગયા છે બીજાઓની વાત તો ઠીક છે પણ ઉપા-

ધ્યાય, ગુરુ, આચાર્ય અને શિક્ષણ આપનાર ગુરુજનોની સાથે પણ સદ્વ્યવહાર કરવો તો દૂર રહ્યો, કેટલાક વિદ્યાર્થીઓ તો ઘૃણા અને તુચ્છ દૃષ્ટિએ એમને જુવે છે અને કોઇ કોઇ તો તિરસ્કારપુર્વક એમની ઠઠ્ઠા–મશ્કરી કરે છે આ સર્વ શાસ્ત્રની શિક્ષાના અભાવનું પરિણામ છે. ગુરુઓની પાસે જઇને કઇ રીતે એમની સેવા, પૂજા–સત્કાર પૂર્વક વ્યવહાર કરવો જોઈએ તે મનુ આદિ મહર્ષિઓની શિક્ષાને જોવાથી જ જાણી શકાય છે. અમારા આ દેશનો આદર્શ કેટલો ઉચ્ચ હતો કે ગુરુજનોની સાથે કેવો વ્યવહાર હતો અને કેવી સભ્યતા હતી, એનું સ્મરણ કરવાથી મનુષ્ય મુગ્ધ બની જાય છે. મનુજી કહે છે:—

**शरीरं चैव वाचं च बुद्धीन्द्रियमनांसि च ।**
**नियम्य प्राञ्जलिस्तिष्ठेद्वीक्षमाणो गुरोर्मुखम् ॥**
(૨–૧૯૨)

શરીર, વાણી, બુદ્ધિ; ઇન્દ્રિયો અને મન આ સર્વને રોકીને હાથ જોડીને, ગુરુના મુખ સામું જોઇને ઉભો રહે.'

**हीनान्नवस्त्रवेषः स्यात्सर्वदा गुरुसन्निधौ ।**
**उत्तिष्ठेत्प्रथमं चास्य चरमं चैव संविशेत् ॥**
( મનુ૦ ૨–૧૯૪ )

'ગુરુની સાથે હંમેશાં સાધારણ, અન્ન, વસ્ત્ર અને વેષમાં રહે તથા ગુરુની પહેલાં જાગ્રત થાય અને પછી જ સૂઈ જાય.'

**आसीनस्य स्थितः कुर्यादभिगच्छंस्तु तिष्ठतः ।**
**प्रत्युद्गम्यस्त्वाव्रजतः पश्चाद्धावंस्तु धावतः ॥**
( મનુ ૨–૧૯૬ )

'શિષ્યે બેઠેલા ગુરુની સામે ઉભા રહીને ઉભા રહેલા હોય તો તેમની સામે જઈને, પોતાની તરફ આવતા હોય તો થોડાં ડગલાં આગળ જઇને, દોડતા હોય તો તેમની પાછળ દોડીને વાતચીત કરવી જોઇએ.'

**नीचं शय्यासनं चास्य सर्वदा गुरुसन्निधौ ।**
**गुरोस्तु चक्षुर्विषये न यथेष्टासनो भवेत् ॥**
( મનુ ૨–૧૯૮ )

'ગુરુની સમીપ શિષ્યની શૈય્યા અને આસન પર નહિ બેસવું જોઇએ. ગુરુની આંખો સામે શિષ્યે ગમે તે આસન પર નહિ બેસવું જોઇએ. ગુરુની સાથે અસત્ય આચરણ કરવાથી તેની દુર્ગતિ થાય છે. મનુજીએ કહ્યું છે–

**परिवादात्खरो भवति श्वा वै भवति निन्दकः ।**
**परिभोक्ता कृमिर्भवति कीटो भवति मत्सरी ॥**
( મનુ ૨–૨૦૧ )

'ગુરુ પર જુઠ્ઠો દોષ મૂકનાર એમની નિન્દા કરનાર, અનુચિત રીતે એમના ધનને ભોગવનાર અને એમની સાથે દગો કરનાર મનુષ્ય અનુક્રમે ગધેડો, કુતરો, કૃમિ અને કીટ થાય છે.'

માટે એમની સાથે અસદ્ વ્યવહાર કદિ પણ નહિ કરવો જોઇએ.

હે બાળકો! જ્યારે તમે ગુરુજનોની પાસે વિદ્યા ભણવા જાઓ ત્યારે મન, વાણી અને ઇન્દ્રિયોને વશ કરીને સાદાઇથી શ્રદ્ધાભક્તિ પૂર્વક ગુરુજનોની સમીપ, એમનાથી નીચા ઉભા રહીને વિનય અને સરળતાથી એમને પ્રણામ કરીને વિદ્યાનો અભ્યાસ તથા પ્રશ્નોત્તર કર્યા કરો.

આ પ્રકારે વ્યવહાર કરવાથી ગુરુજન પ્રેમથી ઉપદેશ, શિક્ષા વિદ્યા આદિ પ્રસન્નતાપૂર્વક પ્રદાન કરે છે. સેવા કરનાર સેવક એમની પાસેથી સહજમાં જ વિદ્યા પામી શકે છે.

બાલ્યાવસ્થામાં માતા, પિતા તથા ગુરુની ભક્તિ કરવાથી જ ભવિષ્યમાં પ્રભુપ્રત્યે ભક્તિ કરવાની યોગ્યતા મળે છે. **સંપૂર્ણ.**

★




१ अथातो भक्तिजिज्ञासा ॥

માટે હવે ભક્તિનું તત્ત્વ જાણવાની જરૂર છે.

२ सा परानुरक्तिरीश्वरे ॥

પરાભક્તિ એટલે ઇશ્વિરમાં અનુરાગ.

३ तत् संस्थस्यामृतत्वोपदेशात् ॥

તેવી ભક્તિમાં જેની નિષ્ઠા થાય છે તે અમર થાય છે એમ શાસ્ત્રમાં કહેલ છે.

४ ज्ञानमिति चेन्न द्विषतोऽपि ज्ञानस्य तदसंस्थितेः ॥

બ્રહ્મજ્ઞાન એ ભક્તિ છે એમ કહો તો તેમ નથી. જે ભગવાનનો દ્વેષ કરે છે તેને જ્ઞાન થાય છે. તે જ્ઞાન નિષ્ઠાવાળું ન હોવાથી ભક્તિ કહેવાતી નથી.

५ तयोपक्षयाच्च ॥

ભક્તિ આગળ જ્ઞાન ગૌણ થઈ જાય છે.×

६ द्वेषप्रतिपक्षभावाद्रसशब्दाच्च रागः ॥

ભક્તિ એટલે રાગ, તે દ્વેષનો પ્રતિપક્ષી છે. વળી રાગજનક છે.

७ न क्रिया कृत्यनपेक्षणाज्ज्ञानवत् ॥

ભક્તિ ક્રિયા–સાધ્ય નથી. (જ્ઞાનની માફક ભક્તિ પણ નિરપેક્ષ છે,) એટલે વસ્તુતંત્ર છે તે સ્વતઃ સ્ફૂરે છે.

८ अत एव फलानन्त्यम् ॥

તેથી તેનું ફલ અનંત છે.

९ तद्वतः प्रपत्तिशब्दाच्च न ज्ञानमितरप्रपत्तिवत् ॥

ભક્તિ એ જ્ઞાન નથી, કારણ કે ગીતામાં કહેલ છે કે બહુ જન્મને અંતે જ્ઞાની મારા શરણે આવે છે. હલકી ભક્તિમાં જ્ઞાન નથી. જ્ઞાન પછીની ભક્તિ એ સાચી ભક્તિ છે. જ્ઞાનની ૫ મી ભૂમિકાથી જે નિષ્ઠા જીવન મુક્તિ માટે શરૂ થાય છે, તે મુખ્ય ભક્તિનું સ્વરૂપ છે,

१० सा मुख्येतरापेक्षितत्वात् ॥

ભક્તિ એ મુખ્ય તત્ત્વ છે, જ્ઞાન અને યોગ તેના સહાયક છે.

११ प्रकरणाच्च ॥

એવું પ્રમાણ પણ મળે છે કે જ્ઞાન એ ભક્તિ કરતાં ગૌણ છે.

१२ दर्शन फलमिति चेन्न तेन व्यवधानात् ॥

જ્ઞાનનુ ફળ મુક્તિ છે એમ કહો તો તેમ નથી. કારણ કે તેમાં જ્ઞાતા જુદો રહી જાય છે.+

१३ द्रष्टृत्वाच्च ॥

પ્રેમનું કારણ જ્ઞાન છે. જ્ઞાનનું કારણ પ્રેમ નથી. (વ્યવહારમાં પહેલાં જ્ઞાન પછી પ્રેમ થાય છે, જ્ઞાનની ચોથી ભૂમિકા એ વસ્તુ સમજાયા પછી તેમાં જે નિષ્ઠા થાય છે તે પ્રેમ છે અને તે જ ભક્તિ છે.)

१४ अत एव तदभावाद्वल्लवीनाम् ॥

ગોપીઓને જ્ઞાન વગર માત્ર નિષ્ઠાથી મુક્તિ મળી હતી. ( એટલે તેમનામાં જ્ઞાનથી દૂર કરવા જેવો દોષ ન હોતો; ગોપીઓ શ્રુતિરૂપ હોવાથી ગયા જન્મમાં તેમણે શ્રવણ વિગેરે કરેલ હતું. )

१५ भक्त्या जानातीति चेन्नाभिज्ञप्त्या साहाय्यात् ॥

ગીતા એમ કહેલ છે કે ભક્તિથી મને જાણે છે. (૧૮—૫૫) તો તેમ નથી. ત્યાં એમ પણ કહેલ છે કે જ્ઞાની મારે શરણે આવે છે તેથી ભક્તિ ઉત્તમ ભૂમિકાનું તત્ત્વ છે.

× જ્યાં જ્ઞાનને ગૌણ માનવામાં આવેલ છે ત્યાં નિષ્ઠા વગરનું પરોક્ષ જ્ઞાન સમજવાનું છે. નિષ્ઠા અને પ્રેમ એક હોવાથી નિષ્ઠાવાળું જ્ઞાન ભક્તિ સ્વરૂપ છે.

+ખરી રીતે જ્ઞાન, જ્ઞાતા અને જ્ઞેયને એક કરે છે. સાચું જ્ઞાન દ્વૈતને સહન કરતું નથી. કલ્પિત માયા સાચું દ્વૈત ઉત્પન્ન કરી શકતી નથી તેથી. ભક્તિ અને નિષ્ઠાવાળું અપરોક્ષ જ્ઞાન એક જ છે.

**૧૬ प्रागुक्तं च ॥**

તે પહેલા શ્લોક (એટલે ગીતા. ૧૮—૫૪)માં પણ એ પ્રમાણે કહેલ છે.

**૧૭ एतेन विकल्पोऽपि प्रत्युक्तः ॥**

તેથી બન્ને સરખા ઉપયોગી છે એ વાતનો જવાબ અપાઈ ગયો છે.

**૧૮ देवभक्तिरितरस्मिन् साहचर्यात् ॥**

જ્યાં દેવભક્તિની વાત આવે છે ત્યાં જે ભકિતથી મુક્તિ મળે છે તે સમજવાની નથી

**૧૯ योगस्तूभयार्थमपेक्षणात् प्रयाजवत् ॥**

યોગની જરૂર તો ભક્તિ અને જ્ઞાન બન્નેમાં માનેલી છે, પ્રયાજ ક્રિયાની માફક.

**૨૦ गौण्या तु समाधिसिद्धिः ॥**

ગૌણી ભકિતથી પણ સમાધિની સિદ્ધિ થાય છે.

**૨૧ हेया रागत्वादिति चेन्नोत्तमास्पदत्वात्-सङ्गवत् ॥**

ભકિતનો અર્થ રાગ થાય છે. તેથી તે ત્યાજ્ય છે એમ કહો તો તેમ નથી. તેનું લક્ષ્ય ઉત્તમ સંગની માફક ઉત્તમ છે.

**૨૨ तदेव कर्मिज्ञानियोगिभ्य आधिक्यशब्दात् ॥**

ભક્તિજ ઉત્તમ છે. યજ્ઞ વગેરે કર્મથી. જ્ઞાન-માર્ગથી અને યોગથી તે વધારે શ્રેષ્ઠ છે એવાં પ્રમાણ વચન મળે છે.

**૨૩ प्रश्ननिरूपणाभ्यामाधिक्यसिद्धेः ॥**

પ્રશ્ન અને ઉત્તર દ્વારા પણ ભક્તિનું અધિકપણું સિદ્ધ થાય છે. (પ્રમાણ —ગીતાનો ૧૨મો અધ્યાય.)

**૨૪ नैव श्रद्धा तु साधारण्यात् ॥**

ભકિતનો અર્થ શ્રદ્ધા નથી. શ્રદ્ધા સાધન દશાનું તત્ત્વ છે.

**૨૫ तस्यां तत्त्वे चाऽनवस्थानात् ॥**

ભકિત એ શ્રદ્ધા હોય તો શ્રદ્ધાનું કારણ શું અને તેનું કારણ શું એમ અનવસ્થા દોષ આવી જાય.

**૨૬ ब्रह्मकाण्डं तु भक्तौ तस्यानुज्ञानाय सामान्यात् ॥**

બ્રહ્મકાંડ એટલે વેદાન્ત પણ ભક્તિનું પ્રતિપાદન કરે છે. જ્ઞાનનું અન્વેષણ તો બન્ને કાંડમાં કરેલું છે.

**૨૭ बुद्धिहेतुप्रवृत्तिराविशुद्धेरवघातवत् ॥**

જ્ઞાનનાં સાધન, ડાંગર ખાંડવાની માફક, ચિત્ત-શુદ્ધિ થતાં સુધી ચાલુ રાખવાં.

**૨૮ तदङ्गानां च ॥**

તેનાં અંગો એટલે ગુરુસેવા, મનન, અવિરુદ્ધ તર્ક વિગેરે પણ ચાલુ રાખવાં.

**૨૯ तामैश्वर्यपरां काश्यपः परत्वात् ॥**

કાસ્યપ મુનિ એમ માને છે કે ભગવાનના સ્વરૂપના જ્ઞાનથી ઘણો લાભ છે, કારણ કે તે જીવના જ્ઞાનથી પરમ લાભ થાય છે.

**૩૦ आत्मैकपरां बादरायणः ॥**

બાદરાયણ મુનિ એમ માને છે કે આત્માના જ્ઞાનથી પરમ લાભ થાય છે,

**૩૧ उभयपरां शाण्डिल्यः शब्दोपपत्तिभ्याम् ॥**

શાંડિલ્ય એમ માને છે કે પરમાત્માનું તેમજ આત્માનું, બંન્નેનું જ્ઞાન પરમ લાભકારક છે, તે માટે શબ્દ પ્રમાણ મળે છે અને તે બુદ્ધિને પણ અનુકૂળ આવે છે.

**૩૨ वैषम्यादसिद्धमिति चेन्नाभिज्ञानवदवैशिष्ट्यात् ॥**

એમાં વૈષમ્ય દોષ છે એમ કહો તો તેમ નથી. બન્નેનું સ્વરૂપ એક છે.

**૩૩ न च क्लिष्टः परः स्यादनन्तरं विशेषात् ॥**

જીવાત્મા અને પરમાત્મા એક માનવાથી પરમાત્માને ક્લેશ થશે એમ સમજવાનું નથી, કારણ કે જીવનો ખરો આત્મા પણ ક્લેશ વિગેરેથી રહિત છે,

**૩૪ ऐश्वर्यं तथेति चेन्न स्वाभाव्यात् ॥**

બંન્ને એક થતાં ઇશ્વરનું ઐશ્વર્ય રહેશે નહિ એમ કહો તો નહિ, તેમ બનશે નહિ, ઐશ્વર્ય એ ઇશ્વરનો સ્વભાવ છે.

**૩૫ अप्रतिषिद्धं परैश्वर्यं तद्भावाच्च नैवमितरेषाम् ॥**

ઇશ્વરનું ઐશ્વર્ય વિરોધ વગરનું છે. અને જીવો પણ તેના અંશ હોવાથી દુ:ખ એ જીવનો વાસ્તવ સ્વભાવ નથી.

**૩૬ सर्वानृते किमिति चेन्नैवम् बुद्ध्यानन्त्यात् ॥**

પ્રલય વખતે બધાનો નાશ થશે એમ માનતા હો તો તેમ નથી, કારણ કે અંતઃકરણ અનંત છે.

**૩૭ प्रकृत्यन्तरालादवैकार्यं चित्सत्त्वेनानुवर्तमानात् ॥**

પ્રકૃતિ દ્વારા જગત્ થતું હોવાથી મૂળ સ્વરૂપ અવિકારી રહે છે.

**૩૮ तत्प्रतिष्ठा गृहपीठवत् ॥**

માયાનું આલંબન ઉપચારિક છે. ઘરમાં ખુરશી

ઉપર બેઠેલા માણુસ માટે એમ કહેવાય છે કે તે ઘરમાં બેઠા છે. તેની માફક માયા ઉપચારિક છે.

**૩૯ मिथोऽपेक्षणादुभयम् ॥**

બંન્ને પરસ્પરથી અપેક્ષા રાખતા હોવાથી બંને (બ્રહ્મ અને પ્રકૃતિ) કારણુ કહેવાય છે.

**૪૦ चेत्याचित्तोर्न तृतीयम् ॥**

જ્ઞાતા અને જ્ઞેય સિવાય ત્રીજું તત્ત્વ નથી.

**૪૧ युक्तौ च सम्परायात् ॥**

બંન્ને અનાદિ હોવાથી અભિન્ન છે.

**૪૨ शक्तित्वान्नानृतं वेद्यम् ॥**

જ્ઞેયમાં શક્તિ હોવાથી મિથ્યા નથી.

**૪૩ तत्पारशुद्धिश्च गम्या लोकवल्लिङ्गेभ्यः ॥**

ભક્તિની પરિશુદ્ધિ, સામાન્ય માણુસની લાગણીની પેઠે, બહારના ચિહ્નથી જણાઈ આવે છે.

**૪૪ सम्मानबहुमानप्रीतिविरहेतरविचिकित्सामहिमाख्यातितदर्थप्राणस्थान तदीयता सर्वतद्भावाप्रतिकूल्यादीनि च स्मरणेभ्यो बाहुल्यात् ॥**

ભગવત્ સ્મરણુ કરતાં ઘણાં ચિહ્નો ઉત્પન્ન થાય છે. જેમકે, સમ્માન, બહુમાન, પ્રીતિ, વિરહ, બીજા ઉપર શંકા, તેનો મહિમા ગાવો, તેના માટે જ પ્રાણુ ધારણુ કરવા, તદીયતા, તેની સર્વત્ર હાજરી, અને શરણુાગતિ વગેરે જોવામાં આવે છે.

**૪૫ द्वेषादयस्तु नैवम् ॥**

જ્યાં ભક્તિ હોય ત્યાં દ્વેષ વિગેરે રહેતાં નથી.

**૪૬ तद्वाक्यशेषात् प्रादुर्भावेष्वपि सा ॥**

બધું તપાસી જોતાં ભક્તિ તેના ચિહ્નોથી જણાઈ આવે છે.

**૪૭ जन्मकर्मवदश्चाजन्मशब्दात् ॥**

ભગવાનનાં જન્મ અને કર્મ જાણે છે, તેને જન્મ થતો નથી.

**૪૮ तच्च दिव्यं स्वशक्तिमात्रादुद्भवात् ॥**

ભગવાનનાં જન્મ અને કર્મ દિવ્ય છે, કારણુ કે તે સ્વશક્તિથી–સ્વ–ઇચ્છાથી ધારણ કરે છે.

**૪૯ मुख्यं तस्य हि कारुण्यम् ॥**

તેના કર્મમાં મુખ્ય કારણુ તેની કરુણા છે.

**૫૦ प्राणित्वान्नविभूतिषु ॥**

ભગવાનની વિભૂતિની ભક્તિ કરવાથી મુક્તિ મળતી નથી, કારણુ કે વિભૂતિઓનો સંબંધ પ્રાણુની સાથે છે.

**૫૧ द्यूतराजसेवयोः प्रतिषेधाच्च ॥**

શાસ્ત્રોમાં જુગાર અને રાજાની સેવાનો પ્રતિષેધ છે તેથી રાજાના જેવી વિભૂતિની સેવા એ ભગવાનની સેવા તરીકે માની શકાય નહિ.

**૫૨ वासुदेवेऽपीति चेन्नाकारमात्रत्वात् ॥**

વાસુદેવ (કૃષ્ણુ)ની ભક્તિ એ વિભૂતિની ભક્તિ છે એમ માનતા હો તો તેમ નથી. તેનો આકાર શરીરનો હોવા છતાં કૃષ્ણુ બ્રહ્મરૂપ હતા. શાસ્ત્રમાં પણુ કૃષ્ણુને બ્રહ્મરૂપે માનેલ છે.

**૫૩ प्रत्यभिज्ञानाच्च ॥**

શાસ્ત્રોમાં પણુ કૃષ્ણુને બ્રહ્મરૂપે માનેલ છે.

**૫૪ वृष्णिषु श्रैष्ठ्येन तत् ॥**

વૃષ્ણિઓમાં તેની શ્રેષ્ઠતા જણાવેલ છે.

**૫૫ एवं प्रसिद्धेषु च ॥**

બીજા અવતારો વિષે પણુ એમ જ સમજવાનું છે. એટલે કે તે પણુ બ્રહ્મ રૂપ હતા.

### ભક્તિ માટે બહારનાં સાધન

**૫૬ भक्त्या भजनोपसंहाराद् गौण्या परायैतद्धेतुत्वात् ॥**

ભક્તિથી ઉપસંહાર કરેલ હોવાથી (ગીતામાં) ગૌણી ભક્તિ એ મુખ્ય ભક્તિનું સાધન સમજવાનું છે.

**૫૭ रागार्थं प्रकीर्तिसाहचर्याच्चेतरेषाम् ॥**

ભગવાનના નામ અને કર્મનાં કીર્તનથી તેનામાં પ્રેમ વધે છે

**૫૮ अन्तराले तु शेषाः स्युरुपास्यादौ च काण्डत्वात् ॥**

ગૌણી ભક્તિનાં સાધન વચ્ચે બતાવેલાં છે, અને ઉપાસ્યના વર્ણનમાં બતાવેલ છે, તે બ્રહ્મકાંડનો ભાગ છે.

**૫૯ ताभ्यः पावित्र्यमुपक्रमात् ॥**

ગૌણી ભક્તિથી પણુ પવિત્રતા ઉત્પન્ન થાય છે.

**૬૦ तासु प्रधानयोगात् फलाधिक्यमेके ॥**

ક્રિયાવાળી અને પ્રેમવાળી બંને ભક્તિનું મિશ્રણુ કરવાથી વધારે ફળ મળે છે એમ કોઈ કહે છે.

**૬૧ नाम्नेति जैमिनिः सम्भवात् ॥**

જૈમિની એમ માને છે કે નામ પોતેજ ફળરૂપ છે.

**૬૨ अत्राङ्गप्रयोगानां यथाकालसम्भवो गृहादिवत् ॥**

સાધન દેશ અને કાળને અનુકૂળ થવું જોઈએ. ઘર બનાવવું હોય તો જે વખતે જે વસ્તુ મેળવવી અનુકૂળ લાગે તે મેળવી લેવાય છે તેમ જે વખતે જે સાધન અનુકૂળ લાગે તે કરી લેવું.

**૬૩ ईश्वरतुष्टेरेकोऽपि बली ॥**

કોઈ એક સાધન પણ ભાવપૂર્વક કરવાથી ઇશ્વરને સંતોષ થાય છે.

**૬૪ अबन्धोऽर्पणस्य मुख्यम् ॥**

શરણાગતનું બંધન રહેતું નથી, તેથી શરણાગતિ એ મુખ્ય સાધન છે.

**૬૫ ध्याननियमस्तु दृष्टसौकर्यात् ॥**

ધ્યાનનો નિયમ એટલા માટે રાખેલ છે સાકાર વસ્તુનું ધ્યાન સરળતાથી થઈ શકે છે.

**૬૬ तद्याजिः पूजायामितरेषां नैवम् ॥**

યજ્ એટલે પૂજા કરવી એ (ભક્તિમાર્ગમાં) અર્થમાં એ શબ્દ વપરાય છે. બીજા યજ્ઞોમાં એ એ અર્થમાં એ શબ્દ વપરાતો નથી.

**૬૭ पादोदकं तु पाद्यमव्याप्तेः ॥**

ચરણનું જળ એટલે ચરણ ધોવાનું જળ એમ સમજવાનું છે.

**૬૮ स्वयमर्पितं ग्राह्यमविशेषात् ॥**

સેવકે જે અર્પણ કર્યું તે સેવક લઈ શકે છે, તેમાં ભેદ નથી.

**૬૯ निमित्तगुणव्यपेक्षणादपराधेषु व्यवस्था ॥**

સેવામાં જે અપરાધનું વર્ણન છે તે પ્રસંગ પરત્વે અને પૂજનના પ્રકાર પરત્વે છે.

**૭૦ पत्रादेर्दानमन्यथा हि वैशिष्ट्यम् ॥**

પત્ર, પુષ્પ વિગેરે અર્પણ કરવાનું ગીતામાં કહેલ છે તે એવી બધી વસ્તુ સંબંધમાં સમજવાનુ છે. (એટલે કે જે કાંઈ ભક્ત ભાવથી અર્પણ કરે તે.)

**૭૧ सुकृतजत्वात् परहेतुभावाच्च क्रियासु श्रेयस्यः ॥**

આવી કર્મવાળી ગૌણી ભક્તિ, બીજા વ્યાવહારીક કર્મ કરતાં સારી છે, કારણ કે સજાતીય કર્મથી સજાતીય ભાવનો ઉદય થાય છે.

**૭૨ गौणं त्रैविध्यमितरेण स्तुत्यर्थत्वात् साहचर्यम् ॥**

આર્ત, જીજ્ઞાસુ અને અર્થાર્થીની ભક્તિ ગૌણ છતાં તે ત્રણે (ચોથી) જ્ઞાનભક્તિની સહાયક હોવાથી તેની પણ સ્તુતિ કરેલ છે.

**૭૩ बहिरन्तरस्थमुभयमवेष्टिसववत् ॥**

ભગવાનના નામનો જપ એ મુખ્ય ભક્તિની અંદર અને બહાર મનાય છે. જેમ અવેષ્ટિ અને બૃહસ્પતિનો હોમ થાય છે તેમ.

**૭૪ स्मृतिकीर्त्त्योः कथादेश्चार्तौ प्रायश्चित्तभावात्॥**

આર્તની ભક્તિમાં, ભગવાનનું સ્મરણ અને અને તેનો જપ અને તેની કથાનો સમાવેશ કરેલો છે; તેનું કારણ એ છે કે તેનાથી પ્રાયશ્ચિત્ત થાય છે.

**૭૫ भूयसामननुष्ठितिरिति चेदाप्रयाणमुपसंहारान्महत्स्वपि ॥**

એમ માનતા હો કે તેથી વધારે મોટું તપ કરવાનું અટકી પડશે તો તેમ નથી. મરણ પર્યંત નામસ્મરણ કરવાની આજ્ઞા શાસ્ત્ર કરેલી છે તે ઓછું તપ નથી.

**૭૬ लघ्वपि भक्ताधिकारे महत्क्षेपकमपर सर्वहानात् ॥**

થોડી ભક્તિથી પણ મહાન પાપ બળી જાય છે, કારણ કે પાપવૃત્તિ બળી જવાથી ભવિષ્યનાં પાપ અટકે છે,

**૭૭ तत्स्थानत्वादनन्यधर्मः खले वालीवत् ॥**

નામ સ્મરણથી પાપ દૂર થતું હોવાથી, પાપ નિવારણ માટે બીજા સાધનનો વિચાર કરવાની જરૂર નથી, યજ્ઞના પશુને બાંધવાનો ખીલો મળ્યો એટલે તે ખીલો શાસ્ત્ર પ્રમાણે છે કે નહિ તેનો વિચાર કરવાની જરૂર નથી, (કોઇ પણ રીતે પશુ જેવી વૃત્તિઓને બાંધવાની જરૂર છે,)

**૭૮ आनिन्द्ययोन्यधिक्रियते पारम्पर्यात् सामान्यवत् ॥**

હલકા માણસોને પણ ઉત્તમ ભક્તિમાં અધિકાર છે, કારણ કે દુઃખમાંથી છૂટવાની સર્વની ઇચ્છા છે. જેમ અનીતિ ન કરવી વિગેરેનું જ્ઞાન બધાને માટે છે, તેમ ભક્તિ બધાને માટે છે.

**૭૯ अतोह्यविपकभावानामपि तल्लोके ॥**

તેથી આ જગતમાં અપૂર્ણ માણસો માટે પણ ભક્તિ કરવાનું વિધાન છે.

**૮૦ क्रमैकगत्युपपत्तेस्तु ॥**

ભક્તિની ભૂમિકા સાધન-દશામાં નથી,

**૮૧ उत्क्रान्तिस्मृतिवाक्यशेषाच्च ॥**

સાધન-ભક્તિ અને ફળ-ભક્તિનાં સ્વરૂપ સ્મૃતિમાં સ્પષ્ટ બતાવેલાં છે. સાધન ભક્તિવાળાને અંતિમ ભાવનાની જરૂર છે.

**૮૨ महापातकिनां त्वार्तौ ॥**

મહાપાપીને માટે તો આર્ત ભક્તિ સારી છે. કારણકે તેનાં પાપ ઓછાં થાય ત્યારેજ ઊંચી ભક્તિમાં તે ચડી શકે છે.

**૮૩ सैकान्तभावो गीतार्थप्रत्यभिज्ञानात् ॥**

ઉત્તમ ભક્તિમાં તો અનન્યભાવ ખાસ જરૂરનો છે એમ ગીતામાં સ્પષ્ટ કહેલું છે.

**૮૪ परां कृत्वैव सर्वेषां तथाह्याह ॥**

બધાં સાધન ઉત્તમ ભક્તિ જગાડવા માટે છે એમ કહેલું છે. કારણ કે ઉત્તમ ભક્તિ એ મુક્તિનું સાધન છે.

**૮૫ भजनीयेनाद्वितीयमिदं कृत्स्नस्य तत्स्वरुपत्वात् ॥**

જે આ બધું એક અદ્વિતીય છે તે ભજન કરવા લાયક છે, કારણ કે તે બ્રહ્મનું સ્વરૂપ છે.

**૮૬ तच्छक्तिर्माया जडसामान्यात्**

માયા એ તેની શક્તિ છે. ચૈતન્ય સ્વેચ્છાથી પરિમિત થાય તે જડ જેવું દેખાય છે. (મિથ્યા એ મિથ્યા હોવાથી સત્ય એ સત્ય તરીકે બાકી રહે છે.)

**૮૭ व्यापकत्वाद् व्याप्यानाम् ॥**

વ્યાપ્યનું વ્યાપકપણું છે તેથી સૃષ્ટિ બને છે.

**૮૮ न प्राणिबुद्धिभ्योऽसम्भवात् ॥**

જીવ દ્વારા સૃષ્ટિ થઇ શકતી નથી, કારણ કે તે અસંભવ છે.

**૮૯ निर्मायोच्चावचं श्रुतिश्च निर्मिमीते पितृवत् ॥**

ઊંચી અને નીચી સૃષ્ટિ કર્યા પછી તેણે જગતના લાભ માટે વેદ રચ્યા. જેમ પિતા પુત્રને ઉત્પન્ન કરી, તેને સારાં આચરણ અને ખરાબ આચરણનો વિવેક બતાવે છે તેમ.

**૯૦ मिश्रोपदेशान्नेति चेन्न स्वल्पत्वात् ॥**

તમે એમ કહો કે ઉપદેશ મિશ્ર પ્રકારનો છે તેથી પિતાની માફક તેનું કામ નથી તો તેમ નથી. કર્મમાંથી છોડાવવા માટે કર્મનો ઉપદેશ છે, તેથી દોષ નથી.

**૯૧ फलमस्माद् बादरायणो दृष्टत्वात् ॥**

કર્મનાં ફળ તેના તરફથી મળે છે એમ બાદરાયણ માને છે, લોકમાં પણ એવું દેખાય છે.

**૯૨ व्युत्क्रमादप्ययस्तथादृष्टम् ॥**

પ્રયય લય-ચિંતનની રીતે થાય છે એટલે કાર્ય કારણમાં મળી જાય છે, તેવું લોકમાં જણાય છે.

### જીવ અને બ્રહ્મનો સંબંધ

**૯૩ तदैक्यं नानात्वैकत्वमुपाधियोगहानादादित्यवत् ॥**

તત્ત્વ એક છે, તેમાં એકત્વ અને અનેકત્વ ઉપાધિભેદથી જણાય છે, જળમાં સૂર્યનાં પ્રતિબિંબ ઉપાધિ ભેદથી અનેક દેખાય છે તેની માફક.

**૯૪ पृथगिति चेन्न परेणासम्बन्धात् प्रकाशानाम्॥**

જો તમે એમ કહો કે જીવ અનેક છે તો તે વાત સાચી નથી. બધા સ્વતંત્ર પ્રકાશવાળાનો પરબ્રહ્મ સાથે સંબંધ બને નહિ.

**૯૫ न विकारिणस्तु करणविकारात् ॥**

આત્મામાં વિકાર નથી, વિકાર કરણમાં એટલે ઉપાધિમાં છે.

**૯૬ अनन्यभक्त्या तद्बुद्धिर्बुद्धिलयादत्यन्तम् ।**

અનન્ય ભક્તિથી બુદ્ધિનો લય થતાં જીવ બ્રહ્મની એકતા થાય છે.

**૯૭ आयुश्चिरमितरेषां तु हानिरनास्पदत्वात् ॥**

જીવ બ્રહ્મરુપે નિત્ય રહે છે અને બીજી ઉપાધિઓને આધાર ન મળવાથી નાશ થાય છે.

**૯૮ संसृतिरेषामभक्तिः स्यान्नाज्ञानात् कारणासिद्धेः ॥**

ભક્તિ ન હોવાથી સંસાર ઉત્પન્ન થાય છે. અજ્ઞાન હોવાથી સંસાર મળે છે એમ સમજવું નહિ.×

**૯૯ त्रीण्येषां नेत्राणि शब्दलिङ्गाक्षभेदाद्रुद्रवत् ॥**

રુદ્રની માફક તેને ત્રણ આંખ છે, એટલે ત્રણ પ્રમાણ છે.

**૧૦૦ आविस्तिरोभावा: विकारा: स्युः क्रियाफलसंयोगात् ॥**

જે વિકારી રૂપ છે તેનો જ આવિર્ભાવ અને તિરોભાવ થાય છે. તેમાં કર્મ અને ફલનો સંયોગ છે તેથી.

---

× જ્ઞાની પુરુષો જ્ઞાનને પણ એવા અર્થમાં વાપરે છે,




લે. શ્રી. રમણલાલ જેષ્ઠારામ શાસ્ત્રી શુદ્ધાદ્વૈતરત્ન, વ્યાખ્યાન ભૂષણ, વ્યાખ્યાન-વિશારદ, સાહિત્યમણિ, કાવ્યવિશારદ, શ્રી પુષ્ટિમાર્ગીય પાઠશાળા, ઉમરેઠ.

**વર્તમાન સ્થિતિઃ**—વિશ્વયુદ્ધના વિષમ વાતાવરણમાં ભક્તિમાર્ગ કાર્યાલયે સાહસિક પ્રવૃત્તિ આદરી છે, ધાર્મિક જનતાએ આ પ્રવૃત્તિને અપનાવવી ઘટે. કોઇ પણ સંપ્રદાયના ભેદભાવવગર હાલના સંયોગોમાં સ્નેહ અને સહકારથી કાર્ય કરવાની જરૂર છે કલ્યાણ જેવા આદર્શ માસિકે બે દાયકામા પોતાની સુંદર ધર્મપ્રચાર પ્રવૃતિ આદરી છે. દરેકે દરેક દેશમાં તેના માટે ઉચ્ચ સ્થાન છે. આજે પરસ્પરના વિખવાદો કાઢી નાખી પડખે ઉભા રહી સમાજસુખથી પોતાના આદર્શો પાળી, પળાવવાનો સમય આવી ગયો.

**ભક્તિની જરૂર**—ભક્તિ વર્ણન કે આલેખનનો વિષય નથી. પણ અમલમાં મૂકવાનો વિષય છે. ભક્તિથી આત્માનંદનો અનુભવ થાય છે. પ્રભુના સાક્ષાત્કારનો એ ઉત્તમ અને સરળ ઉપાય છે. કળિયુગમાં બીજાં અનેક સાધનોના મુકાબલે ભક્તિ આદર્શ સાધન છે. શ્રીમદ્ભાગવતસ્કંધ એકાદશમાં પ્રભુપ્રાપ્તિના ત્રણ માર્ગો દર્શાવ્યા છે.

**योगास्त्रयो मया प्रोक्ता नृणां श्रेयो विधित्सया।**
**ज्ञानं कर्म च भक्तिश्च नोपायोन्योस्ति कर्हिचित्॥**

પ્રભુએ માનવ કલ્યાણ માટે જ્ઞાન, કર્મ અને ભક્તિ એ ત્રણ માર્ગ વર્ણવ્યા છે, સિવાય અન્ય કોઈ ઉપાય નથી. આથી પ્રભુપ્રાપ્તિ માટે ભક્તિની અત્યંત જરૂર છે.

**ભક્તિની વ્યાખ્યાઃ**—ભાગવત સ્કંધ ૩ માં **मनोगति रविच्छिन्ना** એ શ્લોકમાં ભક્તોનાં હૃદયઃ—ભક્તિની વ્યાખ્યા છે. જેઓ પ્રભુની અનન્ય ભાવે નિષ્કામ ભક્તિ કરે છે તેવા ભક્તોનાં હૃદય અત્યંત પવિત્ર હોય છે. વિશ્વધર્મની ભાવનાવાળા આ ભક્તો જનસમાજનું કલ્યાણ કરી રહ્યા હોય છે. પોતાના આત્માના ઓજસ્‌ના અજવાળે અજ્ઞાની ભક્તોનું અજ્ઞાન દૂર કરે છે. પોતાની ભક્તિના પ્રભાવથી આસપાસનું આખુંએ વાતાવરણ પવિત્ર કરે છે. આવા અનન્ય ભક્તોનાં યોગક્ષેમ પ્રભુ વહન કરે છે. ગીતાજીમાં ભગવાનની આજ્ઞા છેઃ—

**अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते।**
**तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम्॥**

જેઓ અનન્યભાવથી મારી ઉપાસના કરે છે. તેઓનું યોગક્ષેમ હું વહન કરૂં છું, આજે આપણને પ્રભુની આ પ્રતિજ્ઞામાં પૂર્ણશ્રદ્ધા નથી જણાતી. માનવસમાજ પોતાનું યોગક્ષેમ પોતે જ કરે છે, એમ માની દિનપ્રતિદિન સંસારનાં બંધનોમાં ફસાયા કરે છે.

**ભક્ત કેવો હોય?**—ગીતાજીના ૧૨મા અધ્યાયના શ્લોક ૧૩ થી ૨૦ માં અને અધ્યાય ૧૬ માં દૈવી સંપત્તિનાં લક્ષણોમાં ભક્ત કેવા હોય તેનું વર્ણન છે. આવા ભક્તો માટે અનેક કવિઓએ પણ વર્ણન કર્યું છેઃ—**सा परानुरक्तिरीश्वरे** એ શાંડિલ્યસૂત્રમાં અને વેદ, ગીતા વગેરે અનેક સ્થળે ભક્તિનાં વર્ણન છે. પ્રભુ પ્રત્યે આત્યંતિક પ્રેમ એજ ભક્તિ.

શ્રીમદ્ભગવદ્ગીતા અ૦ ૯ શ્લોક ૨૬ માં પ્રભુ ભક્તના શુદ્ધભાવથી અર્પણ કરેલી વસ્તુનો સ્વીકાર કરવાનું વર્ણન છે કે;—

**पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति।**
**तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः॥**

ભક્તિ પૂર્વક પત્ર, પુષ્પ, ફળ, જળ. જે કંઇ મને અર્પણ કરે છે તે હું પ્રેમપૂર્વક ગ્રહણ કરૂં છું. શ્રીમદ્‌ભાગવત સ્કંધ ૯ અધ્યાય ૪ માં શ્લોક ૬૩ થી ૬૮ સુધીમાં પ્રભુએ ભકતવશતા બતાવી છે, જેઓએ અનન્ય ભાવથી શરણ સ્વીકાર્યું છે. તેવા સાધુ ભકતોને ત્યાગ કરી પોતાના આત્મા અને શ્રીલક્ષ્મીજીને પણ તેટલાં પ્રિય ગણ્યાં નથી. પતિવ્રતા સ્ત્રી જેમ પોતાના પાતિવ્રત્ય ધર્મથી પતિને વશ કરે છે. તેવી રીતે પ્રભુભકતોથી પ્રભુ વશ થાય છે. ભકતોનું હૃદય પ્રભુ છે. પ્રભુનું હૃદય ભકતો છે. ભકતો પ્રભુ સિવાય અન્ય જાણતા નથી. પ્રભુ ભકતો સિવાય અન્ય જાણતા નથી. એકાદશ સ્કંધના ૧૪ મા અધ્યાયમાં પ્રભુએ પોતે આજ્ઞા કરી છે કે: જેઓ મારા અનન્ય ભકતો છે, તેઓ મારા સિવાય બ્રહ્મપદ ઇન્દ્રપદ, ચક્રવર્તી રાજ્ય, લોકોનું અધિપતિપણું,યોગોની સિદ્ધિઓ અથવા મોક્ષની પણ ઇચ્છા કરતા નથી.

પ્રભુને ભકતો જેટલા પ્રિય છે. તેટલા બ્રહ્મા, શંકર, બળદેવજી, લક્ષ્મીજી અને પોતાના આત્મા-પણ પ્રિય નથી. શ્રીમદ્‌ભાગવતના સ્કંધ ૩ અધ્યાય ૨૫, સ્કંધ ૪ અ૦ ૨૦, સ્કંધ ૬ અ૦ ૧. તથા એકાદશ સ્કંધમાં અનેક સ્થળોએ પ્રભુભકતોનું અસરકારક ભાષામાં માહાત્મ્ય છે. પ્રભુએ પોતે, શ્રી નારદજી,ભરતજી વગેરેને અરણ્યકાન્ડ અને સુંદર કાંડમાં સુંદર ઉપદેશ આપ્યા છે. વિસ્તાર ભયથી એ વિષયને ટુંકાવી પ્રસ્તુત વિષય ઉપર આવીએ.

**નવવિધ ભકિત**.—શ્રીમદ્‌ભાગવતમાં ભક્ત શ્રી પ્રહ્લાદજીએ પોતાના પિતાજી અને ગુરુ વગેરે સમક્ષ નવધા ભક્તિનો ઉપદેશ કર્યો છે.

**श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।**
**अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥**

સ્કંધ ૭ અધ્યાય ૫

ભગવાનના ગુણોનું શ્રવણ, કીર્તન, સ્મરણ, ચરણસેવન, પૂજન, વન્દન, દાસ્ય, સખ્ય, અને આત્મનિવેદન આ નવ પ્રકારની ભકિત છે. ભકત કવિશ્રી દયારામ ભાઇએ ભકિત પોષણ નામનું ૧૦૪ ચંદ્રાવળા કડીનું એક સુંદર કાવ્ય બનાવ્યું છે. કવિશ્રીના રચિત અનેક ગ્રંથો પ્રકટ અપ્રકટ છે આ સાહિત્ય ભકિતરસથી ભરપૂર છે નવવિધ ભકિત સંબંધી થોડાક કડીઓ જોઈએ.

શ્રવણ કીર્તન શ્રીકૃષ્ણનું. સ્મરણ સેવન અર્ચન,
વંદન દાસત્વ સખ્યતા, વળી આત્મ નિવેદન.
આત્મનિવેદન નવધા કહીએ,પ્રેમ લક્ષણા દશમી લહીએ
એ ભકિત સહુ સાધન તાજ,
જે પામે વશ થાય વ્રજરાજ
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ

આ કડીમાં નવે પ્રકારની ભક્તિનું વર્ણન કરી દશમી પ્રેમલક્ષણા ભકિતને સાધન ભકિત તરીકે દર્શાવી છે. સામાન્ય રીતે ટુંકમાં નવધા ભકિત જોઇએ

**નવધાભકિત કેવી રીતે બની શકે ?**:-

૧. શ્રવણ—શ્રીમદ્‌ભાગવત ભગવદ્‌ગીતા, વગેરે ગ્રંથોનું અર્થપૂર્વક સાંભળવું.

૨. કીર્તન—ગીતાજી,ભાગવત તથા અન્યસ્તોત્રોનો પાઠ કરવો, ભકતો, અષ્ટસખાઓ વગેરેનાં રચેલાં પદો ગાવાં.

૩. સ્મરણ—સારા ભકતો પાસે બેસી સત્સંગ કરવો, પ્રભુનું સ્મરણ કરવું,

૪, પાદસેવન—ભગવાનના મંદિરમાં સેવા કરવી, સ્વચ્છતા રાખવી,

૫. અર્ચન—પ્રભુને પંચામૃત સ્નાન કરાવવું. સમયમુજબ વેદ મંત્રો ભણવા, પૂજા કરવી.

૬. વંદન—અત્યંત નમ્ર બની દંડવત્ પ્રણામ કરવા.

૭. દાસ્ય—પ્રભુને અર્પેલું પ્રસાદી અન્ન, વસ્ત્ર વગેરે મેળવી જીવનનિર્વાહ કરવો. સેવક ભાવના રાખવી.

૮. સખ્ય—પ્રભુના સુખનો વિચાર કરી અન્ન, વસ્ત્ર, સામગ્રી વગેરે અર્પણ કરવાં.

૯. આત્મનિવેદન—શરીર, કુટુંબ અને વસ્તુ માત્ર પ્રભુસેવામાં પરાયણ રાખવાં.

૧૦ પ્રેમલક્ષણા—પ્રભુ પ્રત્યે શ્રીગોપીજનોના જેવો હાર્દિક અનન્યભાવ રાખવો પ્રભુ એજ સર્વસ્વ, એવી પવિત્ર ભાવના કરવી.

**દરેક ભકિતના મુખ્ય ભકત કોણ ?**—નવે પ્રકારની ભક્તિના મુખ્ય ભકતોના નામ નીચેના શ્લોક ઉપરથી જાણી શકાય તેમ છે,

**विष्णोस्तु श्रवणे परीक्षिद् भवद्,वैयासकिः कीर्तने**
**प्रह्लादः स्मरणे तदङ्घ्रिभजने लक्ष्मी पृथुश्चार्चने ।**
**अक्रूर स्त्वभिवन्दने कपिपति र्दास्येऽथ सख्येऽर्जुनः**
**सर्वस्वात्म निवेदने बलिरभूत् कृष्णाप्तिरेषां परम् ॥**

આ શ્લોકનું અક્ષરશઃ ભાષાન્તર કવિશ્રી દયારામ ભાઈએ ભક્તિપોષણની બારમી કડીમાં કર્યું છે.

શ્રવણ પરીક્ષિત શુક કરી કીર્તન, સ્મરણ કરી પ્રહ્લાદ
શ્રીસેવન પૂજન પૃથુ, વંદન અક્રૂર આહ્લાદ
આહ્લાદ માન્યો કપીશ કિંકરતા,
સખ્યતા ભક્તિ સુભદ્રાભર્તા.
આત્મનિવેદન બલિએ કીધી,
ગોપીજને પ્રેમ લક્ષણા લીધી, સેવો શ્રીકૃષ્ણ૦ (૧૨)

થઈ પ્રત્યક્ષ દર્શન આપ્યાં. ૬. વંદનભક્તિ, અક્રૂરજીએ કરી, પ્રભુ તેમને ઘેર પધાર્યા અને કૃપા કરી. ૭, દાસ્યભક્તિ, હનુમાનજીએ કરી કે જેમણે પોતાના માલીક શ્રીરામચંદ્રજીના નામ વિનાની રત્નની માળાપણ ફોડીને ફેંકી દીધી, સેવ્યસેવકધર્મ જગતને ઉપદેસ્યો. ૮. સખ્યભક્તિ અર્જુનની કે જેને પ્રભુએ અનેક મુશ્કેલીઓમાથી બચાવ્યા. ૯. આત્મનિવેદન ભક્તિ બલિરાજાની કે જેઓએ પોતાનો દેહપણ પ્રભુને અર્પણ કર્યો. આમ નવે પ્રકારના ભક્તોનું



સખાભક્ત અર્જુન

૧. શ્રવણભક્તિ, પરીક્ષિત રાજાએ કરી, સાત દિવસ અન્નજળનો ત્યાગ કરી ભગવદ્‌ગુણો શ્રવણ કરી સંસાર સાગર તરી ગયા. ૨. કીર્તન ભક્તિ, શ્રીવેદવ્યાસજીના પુત્ર શુકદેવજીએ કરી, સાત દિવસ આ વક્તાએ અન્નજળનો ત્યાગ કરી ભાગવતનું પાન કરાવ્યું. ૩, સ્મરણ ભક્તિ, પ્રહ્લાદજીએ કરી, તેમના સ્મરણથી પ્રભુએ નૃસિંહજીનું સ્વરૂપ ધારણ કરી હિરણ્યકશિપુનો નાશ કર્યો, અને ભક્તનો ઉદ્ધાર કર્યો. ૪. પાદ સેવન—ચરણસેવા ભક્તિ લક્ષ્મીજીએ કરી આ ભક્તિથી પ્રસન્ન થઇ પ્રભુએ રમાવૈકુંઠ બનાવ્યું. ૫. અર્ચનભક્તિ, પૃથુરાજાએ કરી, તેથી પ્રભુએ પ્રસન્ન વર્ણન કરી દશમી પ્રેમલક્ષણા ભક્તિ શ્રીગોપીજનોની દર્શાવે છે. શ્રીહરિ સિવાય બીજું કંઇજ જે જાણતાં ન હતાં તેમના જેવી અનન્ય ભક્તિ બીજા કોઈની નથી.

## નવવિધ ભક્તિની વિગત.

ભક્ત કવિ શ્રી દયારામ ભાઇએ દસપ્રકારની ભક્તિનું વર્ણન વિસ્તારથી ભક્તિ પોષણ કાવ્યમાં કડી ૧૩ થી ૩૫ સુધીમાં કર્યું છે. ટુંક નોંધ જોઈએ.

શ્રવણ—પ્રભુનું નામ સાંભળતાં ગમે તે જાતીના જીવમાત્ર પવિત્ર બને છે. શરદઋતુની સોબતથી પાણી

સ્વચ્છ બને છે. સોનું અગ્નિમાં નાખવાથી શુદ્ધ બને છે. ભાગવત ષષ્ઠ સ્કંધમાં અજામીલનું આખ્યાન જાણીતું છે.

કીર્તન-શ્રીમદ્ભાગવત ૧૨મા સ્કંધમાં અને પદ્મપુરાણમાં વર્ણન છે, કલિયુગમાં શ્રીહરિના કીર્તનથી ફળ મળે છે, સત્યયુગમાં ધ્યાનથી, ત્રેતાયુગમાં યજ્ઞથી, દ્વાપરયુગમાં ભગવાનના પૂજનથી, જે ફળ મળતું હોય તેજ ફળ કલિયુગમાં પ્રભુના કીર્તનથી મળે છે, ભાગવત સ્કંધ. ૬. અધ્યાય ૧, ૨, ૩,માં મરણ પામે છે તેઓને મુક્તિ-મોક્ષ મળે એટલા માટે તમારા નામના તારકમંત્રનો ઉપદેશ કરૂં છું આથી કાશીમાં મુક્તિ પણ પ્રભુના નામસંકીર્તનથી જ મળે છે,

શ્રીવાલ્મીકિ મુનિ અને વાલ્મીકિરામાયણનો પ્રસંગ પણ જગ જાહેર છે. તેઓ પ્રથમ લુંટારાનો ધંધો કરતા નારદજીને લુંટવા આવતાં તેઓએ તેમને પાપના ભાગીદાર તે એકલા જ છે તેમ ઉપદેશ કર્યો. નારદજીના સત્સંગથી રામમંત્રનો ઉપદેશ મળ્યો.



પોપટને રામનામ ભણાવતાં ગણિકાની મુક્તિ થઇ

અજામીલનું આખ્યાન વિસ્તારથી છે. કનોજ પ્રદેશમાં તે રહેતો હતો. ગણિકા અને શુદ્રનો સંબંધ જોતાં તે પવિત્ર બ્રાહ્મણ મોહાંધબની ભ્રષ્ટ થયો. એક મહાત્મા ગામમાં પધાર્યા. લોકોએ મશ્કરીમાં ગણિકાને ત્યાં મોકલ્યા. ગણીકાના આતિથ્યથી પ્રસન્ન થઈ, અજામિલને પુત્ર થશે અને તેનું નામ નારાયણ રાખજે તેથી કલ્યાણ થશે, તેમ આશીર્વાદ આપ્યો પુત્ર નિમિત્તે પ્રભુનું નામ લેતાં પ્રભુએ તેનો ઉદ્ધાર કર્યો.

અધ્યાત્મ રામાયણમાં શ્રીશીવજીએ જણાવ્યું છે કે:-હે રામ, હું આપનું નામ સ્મરણ લેતો પાર્વતીજી સહિત કાશીમાં નિવાસ કરૂં છું. જેઓ કાશીમાં

આખી જીંદગી મારો-મારોનો ધંધો કરનાર વાલ્મીકિએ મરા મરા અવળા મંત્રના જપ કર્યો. વર્ષોસુધી તપ થયું, શરીર ઉપર માટી અને મોટા રાફડા થઈ ગયા. વલ્મીક એટલે રાફડામાંથી ઉઠયા. આથી વાલ્મીકિ કહેવાથી. વાલ્મીકિ રામાયણનો પ્રસંગ અને લવ-કુશનો શ્રીરામચંદ્રજી સાથેનો સંવાદ રામરાજ્ય ફીલ્મે પણ સારો લીધો છે.

એક નગરમાં જીવન્તી નામની એક ગણિકા રહેતી હતી. તેને પ્રજા ન હતી. વેશ્યાવૃત્તિથી તે ગુજરાન નભાવતી હતી. એક સુંદર પોપટ પાળી તેણે રામ નામ ભણાવ્યો. તે રામનામ સતત બોલતો. એક

વખત રા એકજ અક્ષર બોલતાં ગણિકાને સાપ કરડયો અને તેના પ્રાણ ગયા. પોપટ પણ મૃત્યુ પામ્યો પરિણામે બંને મુક્તિ પામ્યાં. પ્રભુનું કીર્તન થતું હોય ત્યાં સર્વ તીર્થોનો વાસ છે.

સ્મરણઃ—શ્રીમદ્‌ભાગવત સ્કં. ૬. અ. ૩ શ્લો. ૩૦માં યમરાજા આજ્ઞા કરે છે કે—જેની જીહ્વા ભગવન્નામ લેતી નથી. જેનું ચિત્ત શ્રીહરિના ચરણારવિંદનું સ્મરણ કરતું નથી. જેઓનું મસ્તક પ્રભુને નમન કરતું નથી. એવા જે લૌકિક સંસારમાં આસક્ત છે, તેમનો હું માલીક છું. પરંતુ હું ભગવત્સેવા પરાયણ વૈષ્ણવનો માલીક નથી. પદ્મપુરાણ ઉત્તરકાંડ અને વાસિષ્ઠ સ્મૃતિમાં પણ આવુંજ વર્ણન છે. શ્રીમદ્‌ભાગવત વેણુગીતના **बर्हापीडं नटवरवपुः** એ શ્લોકમાં વર્ણવ્યા મુજબ પ્રભુના સ્વરૂપનું સ્મરણ કરવું. પ્રભુના સોળ ચિન્હનું ધ્યાન કરવુ. ધ્યાનના પ્રકારઃ– મદારી નટ ગમે તટલા ખેલ કરે પણ તનું ધ્યાન દોરીમાં હોય છે.વ્યભિચારી પનિહારી સ્ત્રી ગમે તેટલી વાતચીત કરે પણ તેના નજર બેડામાં રહે છે. વ્યભિચારી સ્ત્રી–પુરુષનું મન પરસ્પર એક બીજામાં રહ્યા કરે છે તેમ ભક્તે સંસારમાં સાક્ષીની માફક રહેવુ, અને પોતાનું ચિત્ત મન પ્રભુમાંજ નિરંતર રાખવું જોઇએ.

પાદસેવનઃ—આ ભક્ત દુર્લભ છે શ્રીલક્ષ્મીજીને પ્રભુએ પોતાનું વક્ષ:સ્થળ નિવાસ માટે આપ્યું. છતાંય તેઓએ ચરણારવિંદમાંજ વાસ પસંદ કર્યો. ભાગવત સ્કંધ ૧૦ અ. ૨૯ શ્લોક ૩૩માં ભગવચ્ચરણારવિંદમાં તુલસીજી ભક્તિરૂપે રહ્યાનું વર્ણન છે. તે ચરણરજનો અધિકાર તુલસીજીનો છે. તે રજની જેને પ્રાપ્તિ થાય તે પ્રભુના દાસ બને છે. **वृन्दाभक्ति** વૃન્દા એટલે શ્રીતુલસીદાસજી ભક્તિ સ્વરૂપા છે. ભક્તિનો નિવાસ ચરણમાંજ હોવાથી ભક્તો તુલસીજી પ્રભુના ચરણમાં સમર્પે છે.

અર્ચનઃ—શ્રીહરિ એ જગત્ અને જગત્ એ શ્રી હરિ છે.

**हरिरेव जगज्जगदेव हरिः ।**
**सर्वं खलु इदं ब्रह्म सहैतावानास ।**

આ દસ્યમાન સર્વ જગત બ્રહ્મરૂપે છે. ને શ્રીહરિ આ જગત્ રૂપે થયા.

**दयया सर्व भूतेषु संतुष्टया येन केनचित् ।**
**सर्वेन्द्रियोपशान्त्या च तुष्यत्याशु जनार्दनः ॥**

આ શ્લોકમાં સર્વ પ્રાણી માત્ર ઉપર દયા રાખવી, પ્રભુ ઇચ્છાથી વર્ણાશ્રમ ધર્મ પાલન કરતાં જે કંઇ મળી આવે તેમાં સંતોષ માનવો, એમ બતાવ્યું છે.

ઇન્દ્રિયરૂપી ઘોડાઓને મનરૂપી લગામથી કાબુમાં રાખી શ્રી હરિની સેવામાં પરોવવાથી પ્રભુ પ્રસન્ન થાય તેમ વર્ણન છે. જનસેવા એ પણ પ્રભુસેવા છે

વંદન —ભીષ્મપિતામહ યુધિષ્ઠિર રાજાને વંદનભક્તિનું માહાત્મ્ય દર્શાવતાં આજ્ઞા કરે છે કે –

**एकोऽपि कृष्णस्य कृतः प्रणामो.**
**दशाश्वमेधावभृथैर्न तुल्य ।**
**दशाश्वमेधी पुनरेति जन्म,**
**कृष्ण प्रणामी न पुनर्भवाय ॥**

એક વાર પણ શ્રીકૃષ્ણને પ્રણામ કર્યા હોય તો દશ અશ્વમેધ યજ્ઞ કરી તે યજ્ઞના અંતે અવભૃથ સ્નાન કરવાથી જે ફળ મળે તે ફળ પણ બરાબરી—સમાનતા કરી શકતું નથી કારણ કે યજ્ઞનું ફળ સ્વર્ગ છે. અને **क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति** યજ્ઞનું પુણ્ય પૂરૂં થતાં મનુષ્યલોકમાં જન્મ લેવો પડે છે. ગીતાજી અધ્યાય ૧૧ શ્લોક ૩૯, ૪૦માં અનન્તશક્તિ ભગવાનના અનેક સ્વરૂપોને વારવાર વંદન કર્યા છે.

દાસ્યઃ—જીવમાત્ર પ્રભુનો અંશ હોઇ સેવક–દાસ છે. ગીતા. અ. ૧૫. શ્લો. ૬માં **ममवांशो जीवलोके जीवभूत. सनातनः** એ વચન સાખ પૂરે છે.

**किमासनं ते गरुडासनाय,**
**किं भूषणम् कौस्तुभ भूषणाय ।**
**लक्ष्मी कलत्राय किमस्ति देयं,**
**वागीश किन्ते वचनीयमस्ति ॥**

માનવ માત્ર પ્રભુને સાધનોથી રાજી કરી શકે તેમ નથી, જેને ગરૂડજી જેવાં આસન છે. કૌસ્તુભમણી જેવાં આભૂષણો છે. લક્ષ્મીજી જેવાં કુટુંબી છે. વાણીના જે અધિપતિ છે. તેવા સર્વ શક્તિમાન પ્રભુને જીવસેવક દાસ્ય ધર્મ વિના કયી રીતે રીઝવી શકે?

સખ્યઃ મિત્રભક્તિ—અર્જુન,વ્રજભક્તો, ગોપલોકો વગેરે ભાગવતસ્કંધ ૧૦ અધ્યાય ૧૪ શ્લોક ૩૨માં સખ્ય ભક્તિની પ્રશંસા છે.

**अहोभाग्यमहोभाग्यं, नन्दगोपव्रजौकसाम् ।**
**यन्मित्रं परमानन्दं, पूर्णब्रह्म सनातनम् ॥**

નન્દગોપના વ્રજમાં રહેનાર શ્રીગોપીજનોનું

અહોભાગ્ય છે કે પરમાનન્દસ્વરૂપ પૂર્ણબ્રહ્મ શ્રી કૃષ્ણચન્દ્ર જેમના મિત્ર બન્યા. શ્રીરામચરિતમાનસ, કિષ્કિંધા કાન્ડમાં શ્રી રામચંદ્રજી પોતે શ્રીમુખથી સખ્યધર્મ વર્ણવે છે કે–

**जे न मित्र दुःख होहिं दुःखारी,**
**तिन्हहिं बिलोकत पातक भारी।**
**निज दुख गिरिसम रज करी जाना,**
**मित्र के दुख–रज मेरु समाना ॥**

પોતાના પર્વત જેટલા દુઃખને રજસમાન ગણવું, મિત્રના થોડાક દુઃખને પર્વત બરાબર ગણવું. ભાગવત દશમસ્કંધ અ૦ ૩૦માં **हा नाथ रमण प्रेष्ठ क्वासि क्वासि महाभुज** આ શ્લોકમાં શ્રી ગોપીજનોની પ્રભુપ્રત્યેની સખ્યભક્તિનું વર્ણન છે. પ્રભુ શોધમાં તેઓ વનેવન ઝૂરતાં છે.

આત્મનિવેદન–પ્રભુને સર્વસ્વ અર્પણ કરવું તે. પોતે ગીતામાં આજ્ઞા કરે છે કે–

**यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ॥**
**यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥**

ગીતા અ. ૯. શ્લો. ૨૭.

**હે અર્જુન!** જે તું કરે છે, જે ભોજન કરે છે, જે હોમ કરે છે, જે દાન કરે છે, જે તપ કરે છે, તે મને અર્પણ કર. ગીતા અધ્યાય ૪ શ્લો. ૨૪માં આવતા બ્રહ્માર્પણની પણ આ જ ભાવના છે. જેણે પોતાનું સર્વસ્વ પ્રભુને અર્પણ કર્યું છે, તેવા ભકતો પ્રભુને પ્રિય છે. એમ શ્રીમુખનું વચન ગીતાજી અધ્યાય ૧૨ શ્લોક ૧૪માં છે પુષ્ટિમાર્ગમાં આપાતા બ્રહ્મસંબંધ મંત્રમાં પણ આ જ ભાવના છે.

પ્રેમલક્ષણા– દશમી પ્રેમલક્ષણા ભક્તિ છે. આ ભકતો પ્રભુના વિરહમાં ઝૂરે છે. ભાગવત દશમસ્કંધ ગોપીગીત શ્લોકમાં વર્ણન કરતાં:–

**अटति यद्भवानह्नि काननं त्रुटिर्युगायते त्वामपश्यताम् ।**

એ શ્લોકમાં પ્રભુની શોધ કરતાં દર્શન ન થતાં એક ક્ષણવાર તેમને યુગ સમાન જાય છે. તેમ વર્ણન કરે છે:–

**ता मन्मनस्का मत्प्राणा मदर्थे त्यक्तदैहिकाः ।**
**येत्यक्तलोकधर्माश्च मदर्थे तान् बिभर्म्यहम् ॥**

ભાગવત સ્કંધ ૧૦ અધ્યાય ૪૬ શ્લો. ૪

તે ગોપીકાઓ મારામાં મનવાળી મારમાં પ્રાણવાળી મારે માટે દૈહિક ધર્મોને છોડનારી છે, જેણે મારા માટે લોકના ધર્મો છોડી દીધા છે તેને હું મારા સ્વરૂપમાં ધારણ કરૂં છું.

**ભકત**—પ્રભુ જ્યારે ભક્ત ઉપર કૃપા કરે છે, ત્યારે તેનાં જ્ઞાન ઉંમર, સાધનો વગેરે સામું જોતા નથી. દુનિયામાં પણ માલિક સેવક ઉપર મહેરબાની કરે તો તેની ઉણપો નભાવી લે છે, જો તેમ ન હોય તો શબરી વગેરેમાં ઉત્તમ જાતિ નહોતી, પારાધી વગેરેમાં શુભ આચરણ નહોતું. ધ્રુવજીમાં ઉંમર નહોતી (નાના હતા) ઉગ્રસેન રાજામાં પુરુષાર્થ બળ નહોતું. શ્રી ગોપીજનોમાં ઉત્તમ જાતિ કે જ્ઞાન ન હતાં છતાંયે પ્રભુએ તે સૌ ઉપર કૃપા કરી ભક્તિનાં દાન દીધાં છે. ગજેન્દ્ર જેવા વિદ્યાહીન, સુદામા જેવા નિર્ધન ભક્તો અને કુબ્જા જેવાં સ્વરૂપ વિહોણાંને પણ કૃપા કરી ઉગાર્યાં છે.

**ભક્તિનાં સહાયક તત્વો**:—સત્સંગ, એકાન્તવાસ, શાન્તિપ્રિય પવિત્ર વાતાવરણ સાત્વિક ખોરાક, ઉત્તમ આચાર વિચાર, ધાર્મિક વાચન વગેરે ભક્તિનાં સહાયક તત્વો છે.

**ભક્તિના અંતરાયો**:—દુઃસંગ, કલુષિત વાતાવરણ, પ્રપંચી માણસોમાં વસવાટ, રાજસી અને તામસી ખોરાક, દુષ્ટ રહેણી કરણી, અનીતિના માર્ગે દોરે તેવા સાહિત્યનું વાચન વગેરે ભક્તિના અંતરાયો છે,

**સકામભક્તિ**:—કોઈપણ જાતના બદલાની આશા રાખવી એ સકામ ભક્તિ છે.

**નિષ્કામ ભક્તિ**—પ્રભુ પાસેથી કોઈપણ જાતની આશા રાખ્યા સિવાય પોતાની ફરજ સમજી અનન્ય ભાવે ભક્તિ–સેવા કરવી તે નિષ્કામ ભક્તિ આ ભક્તિ ઉત્તમ છે. પ્રભુ સર્વ કંઈ જાણે છે. તેઓ જીવની જરૂરીયાત સમજે છે. કર્તું અકર્તું અન્યથા કર્તું સર્વ સમર્થ પ્રભુ પોતે જ છે.

**પ્રેમી ભકતો અને તેમના જીવનની વિશેષતાઓ**:—પ્રેમી ભક્તોમાં માનવતામાં આદર્શતત્ત્વો ભારોભાર ભર્યાં હોય છે. સ્વામી રામતીર્થ એકવખત અમેરિકા ગયા હતા. ત્યાંના એક ગૃહસ્થે તેમના સામાન વિષે પૂછપરછ કરી. સ્વામીજીએ કહ્યું

"મારા શરીર ઉપર જે કંઇ છે તે સિવાય બીજો કંઈ સામાન મારી પાસે નથી. ગૃહસ્થે દ્રવ્ય કયાં રાખો છો એમ પૂછતાં સ્વામીજીએ પોતે દ્રવ્ય સંગ્રહતા જ નથી એમ જવાબ આપ્યો,પેલા ગૃહસ્થે નિર્વાહ કેમ ચાલે છે એમ પૂછતાં આપે કહ્યું કે:-જ્યારે મને તરસ લાગે છે. ત્યારે કોઈ પાણીનો પ્યાલો ભરીને પાવા માટે તૈયાર ઉભું હોય છે. ભૂખ લાગે છે ત્યારે ભોજન લઇને કોઇ તૈયાર હાજર હોય છે. તે ગૃહસ્થે અમેરિકામાં કોઇ મિત્ર છે? એ પ્રશ્ન પૂછતાં તેમને જ મિત્ર તરીકે જણાવી ખભા ઉપર હાથ મૂકયો ખરેખર તે ભાઈએ સાચ્ચા મિત્ર તરીકેનો રોમાંચ અનુભવ્યો. પાછળથી આ ગૃહસ્થ તેમના પટ્ટશિષ્ય થયા. ત્યાગી પુરુષોનો પ્રેમ દુન્યવી પ્રેમથી પર હોય છે આજે યે ભારતમાં ઘણા પવિત્ર મહાત્માઓ વિદ્યમાન છે. અધિકાર મુજબ તેમના સત્સંગ અને અનુભવોનો લાભ મળે છે. પ્રભુની ભક્તિ એ ગહન વિષય છે. ગાગરમાં સાગર ભરવાના પ્રયાસ માફક આ લેખનો પ્રયાસ છે. વિદ્વાનો નીર ક્ષીર ન્યાયે સત્ય ગ્રહણ કરે અને ભક્તિમાર્ગના સંચાલકો પોતાની આ શુભપ્રવૃત્તિમાં વધુ યશસ્વી નીવડે એવી શુભેચ્છા સહ વિરમું છું.

સંપૂર્ણ.



# ભક્તિ વશ ભગવાન

રાગ—માલકોષ—તાલ લાવણી માત્રા ૮

પ્રભુને ભક્તિ બહુ પ્યારી;
જન્મમરણના બંધનને,
છે ભક્તિ એક હરનારી;
ભક્ત જનો ભક્તિ વડે પ્રભુને
હૃદયે રાખે ધારી—પ્રભુને૦
નિજ કામ—ધામ—આરામ તજી પ્રભુ,
ભક્તિને વશ થાતા ભારી;
ભક્તિ કાજે અવતાર ધરીને
નિરાકારી બને સાકારી—પ્રભુને૦
ભક્તિ કાજ—લાજ તજી પ્રભુ
કરે ભક્તિની ચારી;
સંસાર અપાર આ તરવા કાજે
ભક્તિ વિના નહિ બારી—પ્રભુને૦
સુખકર થાએ છે સંસારે,
ત્રય તાપની જ્વાળા ઠારી;
"નરસિંહ" દુઃખહર ભક્તિ કર તું,
કામ ક્રોધાદિક સંહારી

**કવિશ્રી નૃસિંહપ્રસાદ નારાયણ ભટ્ટ**

# આગમના આરા

(ભજન)

લે. શ્રી. 'ચંપેશ'

અગમના આરાને શેણે આંબવા?
    આંબવા શેં માલીકના મીનારા રે...અગમ૦
અંધારાં અકળાવે માયા-મહેલનાં,
    પેખવા શેં જ્યોતિના ઝગારા રે?...અગમ૦
જડની જાળો જ્યાં લોચન આવરે,
    ભાળે ક્યાંથી ચેતનના ચમકારા રે?...અગમ૦
ધરાનાં પાણીડાં કાંઠે ટળવળે.
    માણે ક્યાંથી સાગરના સેલારા રે?...અગમ૦
ભેદની ભીંત્યુંને ક્યાંથી ભેદવી?
    મનખાને મન એ ઉછાળા રે?...અગમ૦
મતિની મરજાદે માનવ પાંગળો!
    પામે ક્યાંથી અગોચર કિનારા રે?...અગમ૦
તલખે આતમ, ક્યાંથી પૂગવાં?
    સપને ઝાંખેલા જે ઓવારા રે?...અગમ૦

[ આ એક અચ્છું-કાવ્ય છે. આપણી પ્રાચીન ભજન-ધારીમાં માનવ-આત્માનો એક સનાતન પ્રશ્ન અહીં આલેખાયો છે. કોઇ ભક્ત-હૃદયની આરઝૂની દર્દભરી સૂરાવલિ અહીં સાંભળવા મળે છે.

કોઈ કોઇ વાર જ્યારે મનુષ્ય કોઈ અગત્ય તત્ત્વને આરે, કોઈ પરમ પ્રકાશને કિનારે જવા તલસે, પણ ન જઇ શકે ત્યારે સ્વાભાવિક રીતે આવો જ નિરાશાજનિત પ્રશ્ન પૂછે છે કે એ અગમ્ય આરાને શી રીતે આંબવા? એ પરબ્રહ્મને શી રીતે સમજવા? એ માલીકનો મીનારો-પરમેશ્વરનું જ્ઞાન-કઇ રીતે મેળવવું?

જ્યાં માયાના મોહક મહેલનાં અંધારાં, સમગ્ર સર્જનમાં વ્યાપ્ત એવાં ઐન્દ્રજાલિક પ્રલોભનો અંતરને અકળાવી મૂકે ત્યાં લોકોત્તર જ્યોતિના ઝગારા શી રીતે જોવા?

જ્યાં જડ વસ્તુની ભૂલામણીમાં નશ્વર ચીજના આકર્ષણમાં આંખ ઘેરાઈ જતી હોય, મન લલચાઈ જતું હોય ત્યાં એ પરમ-ચૈતન્યના ચમકારા ક્યાંથી અનુભવવા?

પૃથ્વી પરનાં પ્રાણી બીચારાં કિનારે ટળવળતાં હોય પણ જલચરોની માફક એને સાગરના સેલારાની મોજ ક્યાંથી મળે? કઈ રીતે માણી શકે?

માનવહૈયામાં સ્વાભાવિક ઉછાળા જાગે છે કે આ જગત્ અને જીવનનાં જટિલ રહસ્યો, ગૂઢ કોયડાઓ કેમ ઉકેલવા? ન સમજાય તેવા કૂટ ભેદોની એ મજબૂત ભીંતોની આરપાર શી રીતે જવું?

માનવીને મળેલ બુદ્ધિની મર્યાદાએ તેને પંગુ બનાવી મૂક્યો છે અને એથીજ તો એવાં કેટલાંયે તત્ત્વો તેને માટે અગમ્ય છે જેનો તાગ એ નથી લઇ શકતો, જેના કાંઠાપર એ નથી પ્હોંચી શકતો!

કેવળ સ્વપ્નમાંજ ઝાંખેલા એ અગોચર ઘાટપર જવા યુગયુગથી માનવ-પ્રાણ તલસે છે પણ ત્યાં શી રીતે પ્હોંચવું? એ અલક્ષ્ય અને અદ્ભૂત શક્તિને કઇ રીતે ઓળખવી?

પ્રખર મેધાવીને યે, માનવ-બુદ્ધિનું મર્યાદિતપણું જ્યારે મૂંઝવે છે ત્યારે એ જ સનાતન અને પુરાણો પ્રશ્ન સરી પડે છે-માનવીને કાજે એ ઐશ્વર્યના ઓવારા સદાય અગોચર જ રહેવાના?

ધર્મ, ભક્તિ કે તત્ત્વજ્ઞાન જેવા સૂક્ષ્મ અને ગહન ભાવોનું વહન કરવામાં, ભજનનાં ખોળીયાં કેટલાં અનુકૂળ છે તેનો પણ એક સારો નમૂનો અહીં જોવા મળે છે. **મ. પ્ર. ભટ્ટ** ]

# ઈશ્વર, માનવ અને ભક્તિ

લે. શ્રી. 'અશાન્ત'

ઈશ્વર, માનવ અને ભક્તિ એ ત્રણ શબ્દોની વ્યાખ્યા સર્જનહારે સૃષ્ટિ રચના પહેલાં જ નક્કી કરેલી છે. એ મહાજ્ઞાનને સમજનારા સમર્થ આત્માઓ ઘણી સહેલાઈથી સમજી શક્યા છે જ્યારે સાધારણ મનુષ્યો વર્ષોથી સમજવા માટે પ્રયત્નો કરે છે. વિચારે છે કે સૃષ્ટિમાં આ ત્રણ શબ્દોને પરસ્પર કેવો સંબંધ હશે? શું ઈશ્વર સાથે માનવને સંબંધ છે? આ પ્રશ્નને વિચારકોએ પોતાની સમજ અનુસાર અનેક પ્રકારે વર્ણવ્યો છે. પણ જન્મદાત્રી માતા અને પાલનહાર પિતા કરતાં માનવનો ઈશ્વર સાથેનો સંબંધ અતિ નિકટનો છે. સૃષ્ટિના નિયમિત ક્રમને નિહાળતાં પ્રત્યેક દર્શને ઈશ્વર સાથેના સંબંધની સચોટ ઝાંખી થાય છે. સ્થૂળ દેહધારી વૃક્ષ અને પહાડ નિયમિત વિકાસ અને લય પામે છે. ચલિત દેહધારી પશુ પક્ષી અને માનવો નિયમિત જન્મ અને મરણ અનુભવે છે. પૂર્વે ઉદય થઈ સૂર્ય જગતને પ્રભાતદર્શન કરાવે છે. મધ્યાહ્નને વિકાસ પામે છે. અને સાયંકાળે શ્રમજીવીઓને શાન્ત કરવા અસ્તાચળે વિરમે છે. એજ સૂર્ય અને એજ પૃથ્વી તથા એક પછી એક ઉદયઅસ્ત થતા દિવસો માનવી નિહાળે છે. એ ઈશ્વરની પ્રત્યક્ષ ઝાંખી નથી તો શું છે? માટીના રસકસ ચૂસી નવપલ્લવિત થનારાં વૃક્ષો સમય આવ્યે એવી જ સ્થિતિમાં સુકાઈ જતાં નજરે પડે છે. તે વખતે પણ એનાં મૂળ ધરતી સાથે મળેલાં હોય છે. પ્રત્યેક દર્શનીય અણુઓથી લઈને સૂક્ષ્મ પરમાણુઓનો સંબંધ ઈશ્વર સાથે છે. તો માનવનો સંબંધ ઈશ્વર સાથે શા માટે ન હોય? છે જ. માનવીને નિકટમાં નિકટનો સંબંધ ઈશ્વર સાથે છે, "ઈશ્વર સત્ય છે" અને સત્ય સાથે માનવનો સંબંધ છે તે પ્રત્યેક આત્મા સમજે છે.

વિવિધ પ્રકૃતિ અને વિવિધ સ્વરૂપે અવનીમાં અવતરેલાં મનુષ્ય વિવિધ રંગ, રસ અને સ્વાદથી ભરેલાં વૃક્ષ વિવિધ પ્રકારે વિહાર કરતાં પશુ અને પક્ષીઓ અને પૃથ્વીના પરિવર્તનના નિમિત્તરૂપ જળ, વાયુ, સૂર્ય ચંદ્ર અને આકાશમાં દૂર દૂર ઝબુકતા તારલા એ કેવળ ઈશ્વરનું સત્ય પ્રમાણ છે. એ સત્ય સાથે માનવને સંબંધ છે. તેની ના કહી શકાય જ નહિ.

"ઈશ્વર સત્ય છે" અને એ સત્ય મહાન વિશ્વની અટપટી અગાધ ગુંચવણમાં મહાન સ્વરૂપે પ્રકાશિત છે. અને પ્રત્યક્ષ દર્શનીય છે. માત્ર અજ્ઞાન અને અણસમજને એ દેખાતું નથી.

એક વખત એ સત્યની સાધારણ ઝાંખી થયા પછી જગતની મહાન વિભૂતીઓએ ગુંચવણના કિલ્લાને તોડી એની નજીક પહોંચવાના પ્રયત્નો કર્યા છે. અને તેઓ સફલ થયા છે. એમ હિન્દુ ધર્મશાસ્ત્ર નહિ બલ્કે જગતનો ઈતિહાસ કહે છે.

એક સ્વયં પ્રકાશિત બીન્દુ–કિરણોદ્વારા પ્રકાશનો વર્તુલ બનાવે છે. વર્તુલમાંથી કોઈપણ કિરણની મદદથી બિન્દુને પહોંચી શકાય છે એમ ઈશ્વર એક મહાન્ સ્વયં પ્રકાશિતબિન્દુ છે. જ્યારે સૃષ્ટિ એ કિરણો દ્વારા બનેલ વર્તુલ છે. એ વર્તુલમાં રહી પ્રયત્નો કરતાં માનવી ઈશ્વર નજીક પહોંચી શકે છે.

સૃષ્ટિના વર્તુલમાંથી ઈશ્વર પાસે જવાને અનેક કિરણો એટલે કે માર્ગો છે. જ્ઞાન, યજ્ઞ, સેવા, સ્મરણ વગેરે. એમાં સહેલામાં સહેલો માર્ગ સેવા અને સ્મરણ (ભક્તિ) છે. બીજો માર્ગ જરા વિકટ છે. કારણ કે એમાં તન, મન અને ધન એ ત્રણેની જરૂર પડે છે જ્યારે સ્મરણ એ માત્ર હૃદયનું જ બલિદાન છે.

સંપુર્ણ.



# ભક્તિ અને માનવસેવા

લે–શ્રી. વિમલશંકર શાસ્ત્રીજી.

ભક્તિ શબ્દનો સરળ અને શુદ્ધ અર્થ છે પ્રેમ અથવા આદરભાવ, આજે આપણે આ ભક્તિ શબ્દને પરમાત્માના સૂક્ષ્મસ્વરૂપ ઉપરના પ્રેમ વિષે રૂઢ થયેલો ભાગીયે છીએ. વાસ્તવિક રીતે પરમાત્માના સ્થૂલ વિરાટ્સ્વરૂપ ઉપરના શુદ્ધ પ્રેમને પણ ભક્તિ ગણવી જોઈએ. અને ભગવાનનું વિરાટ્ સ્વરૂપ એ સમાજ સંસાર કે લોકમાત્ર એટલે ખરેખર ભક્ત એજ માણસ ગણાવો જોઇએ કે જેને ઇશ્વરના અણુસ્વરૂપમાં શ્રદ્ધા હોય અને સાથે સંસારના પ્રાણિમાત્ર પર તેણે પ્રેમ અને સમાન આદરભાવ કેળવ્યા હોય. એટલુંજ નહિં પણ એ એનું સત્ય માનતો હોવો જોઈએ કે સંસાર અને પરમાત્મા પરસ્પર એવી રીતે સંકળાયેલા છે કે તેમનો વિભાગ કરવો શક્ય નથી.

સામાન્ય જનસમૂહની આજે તો એ માન્યતા બદ્ધમૂલ થઈ ગઈ છે કે મનુષ્ય સંસારમાં ભલે ગમે તેમ વર્તે પણ જો તે ઈશ્વરનું ધ્યાન મનન કરતો હોય તો તેને ભક્ત ગણવો. અને પરમાત્મા વિષેના તાત્ત્વિક જ્ઞાનને હરાવીને રૂઢિ આપણી સામે એવું સાબીત કરતી આવી છે કે ઇશ્વર સાથે જગતને કોઈ સંબંધ નથી અને એટલે જ ભક્ત સંસારથી વિરકત હોવો જોઇએ અને ભક્તિમાર્ગના પન્થને સંસારની જવાબદારીનાં બંધનો હોઇ શકેજ નહિં.

આ માન્યતાએ ભારતવર્ષનુ ભક્તિધોરણ હલકું બનાવ્યું છે અને ભક્તની પ્રતિષ્ઠાને પાંગળી બનાવી છે; આજે પરંપરાગત રૂઢિના થર નીચે દબાયેલા આ સત્યને શોધવાનો ત્રાસ ઉઠાવવાની આપણી તૈયારી નથી. કારણ કે આપણુને એની જરૂર લાગી નથી. પરમાત્મા સ્વયં સમગ્ર સમષ્ટિસ્વરૂપજગત્ છે. અને જગત્ એજ ઈશ્વરનું વિરાટ્ બ્રહ્મસ્વરૂપ છે. જગતના કરોડો હાથ, પગ અને આંખો વિગેરે અવયવો એ વિરાટ્ સ્વરૂપના જ છે. ઝીણી બુદ્ધિથી વિચાર કરતાં એ સમજાય છે કે સંસાર, જગત, સમાજનાં વિરાટ્બ્રહ્મ કે પરમાત્મા એ બધાય શબ્દો એકજ વસ્તુના સરખા રીતે વાચક છે. ઇશ્વર અને ઇશ્વરની કૃતિ એમાં કાંઈ જ ભેદ નથી.

"પરમાત્માને આગળ રાખીને ચાલવું" એવાં લૌકિક વાકયો પણ આપણને એજ પવિત્ર સત્ય તરફ દોરીને સમજાવે છે કે દરેક માણસે સ્વામીરૂપ ઇશ્વરને જવાબ આપવાનો છે એમ ધારીને તેની કૃતિરૂપ સમાજમાં આપણાથી અવ્યવસ્થા કે અનાચાર ન ફેલાય એવી સાવચેતી રાખીને જીવનધોરણ ઘડવું.

એટલે જગતના પ્રત્યેક માનવીની એ ફરજ થઇ પડી કે તેણે જગન્નિયંતા તરફ શ્રદ્ધા રાખતાં તેણે બનાવેલી સૃષ્ટિના હલકા ઉંચા દરેક જીવપર પ્રેમ અને આદરભાવ કેળવી પોતે ભક્ત બનવું જોઇએ. આદરનો અર્થ નિષ્પક્ષપાત વર્તાવ. આમ આખો સમાજ જો ભક્ત બને તો પરમાત્માની કૃતિ–સૃષ્ટિ નિર્મળ બની ગણાય. અને એ કૃતિને નિર્મળ બનાવવામાં જે એનો પરમપુરુષાર્થ એજ સાચી ભક્તિ. કે જે વધુમાં વધુ અઘરી છે. કષ્ટસાધ્ય છે અને એમાં ફના થવાનું જોખમ છે.

સાચા ભક્તિમાર્ગમાં "**સર્વેત્ર સુખિનઃ સન્તુઃ** ની ભાવના પ્રધાન હોય છે. અને આમ ભક્તિમાર્ગના મુસાફરને સંસાર આખો નતમસ્તક થઇ અધીન બની રહે છે.

હવે આપણે ભક્તિનો વિશાળ અર્થ શોધીયે તો તે "માનવતા" મળે. માનવતા વગરનો ભક્ત ન હોઈ શકે. ભકતમાં દયા, પ્રેમ આદર અને સમાનતા રગેરગમા વ્યાપેલાં હોવાં જોઇએ. આ બધું ત્યારેજ થાય કે જ્યારે એની ભાવનામાં પક્ષપાતનાં છાંટણાં ન હોય. લેશપણ પક્ષપાતનો ડાઘ જો હોય તો હરકોઈ

પળે જાણે કે અજાણે આપણાથી બીજાનો અનાદર થવાનો સંભવ રહે છે. બીજાપર અણગમાની નજર રહે છે.

એટલે કે ભક્ત ઈશ્વરપૂજનજ કરીને આત્મસંતુષ્ટ નથી થતો પણ પોતે ચોરી, વ્યભિચાર, વિશ્વાસઘાત વિગર દોષોથી મુક્ત રહી એ દોષોને સમાજ આખામાંથી હાંકી કાઢવા માટે સર્વમુખી તૈયારી કરી, જીવને હથેળીમાં રાખી રખડતો હોય છે. અને એની નજર જ્યારે ચારેય કોર પ્રેમમય અને આદરમય બની ગઈ પછી તો એને અપરાધ કરવાની વૃત્તિજ કોની સાથે જાગે, અને એ પક્ષપાત પણ કોની તરફેણમાં કરે ?

સમગ્ર સંસારને સુખને શિખરે સંસ્થાપનાર જો કોઈ માર્ગ હોય તો તે આ ભકિતમાર્ગજ. માણસમાત્ર માનવતારૂપ ભકિતને કેળવી લ્યે અને સાચો ભકત બને તો આજના આ વિષમય સંસાર આનંદમય કે ઈશ્વરમય થાય. પ્રતિક્ષણ માણસે ડરવું જોઇએ કે મારૂં જીવન પરમાત્માની આ નિર્મળ સૃષ્ટિકળામાં ડાઘરૂપ ન બને. હું ઈશ્વરના લઘુઅંશમાંથી ભકિતમાર્ગને સહારે મહદંશમાં પહોંચી જાઉં. એના દરેક વ્યક્તિએ શોખ કેળવવો જોઈએ.

વેદાન્ત કાંઈ આ મતથી અલગ ઉપદેશતું નથી. દેખાતું જડ જગત્ એ ભ્રમ છે. વસ્તુતઃ એ પરમાત્મમય છે. આ દર્શનકારોની માન્યતા છે. અને તે અક્ષરે અક્ષર સાચી છે.

એક વસ્તુ અગત્યની એ છે કે આપણા છૂપામાં છૂપા કાર્યનો પડઘો ઈશ્વરની દૃષ્ટિમાં પડે છે. આપણા એકાંતમાં કરેલા પાપોની દુર્વાસ લાંબે ગાળે પણ સમાજમાં ફેલાય છે અને જેથી પરમાત્માના સર્જનને દૂષિત બનાવ્યાનું ભયંકર પાપ આપણા પર લદાય છે. એટલે દરેક માણસે કે જે પોતાને ભકિતમાર્ગનો ઉપાસક માને છે અથવા પોતાને ભક્ત માને છે પોતાના જીવનપર–મનપર એટલો કડક અંકુશ રાખવો જોઈએ કે જેથી એ સમાજમાં અનિષ્ટ તત્ત્વો ન ભરી શકે.

પોતાને મનુષ્ય કહેવડાવનાર દરેક જણ માનવતા કે ભકિત કેળવે. અને એ ભકિતનું સાચું સ્વરૂપ ઉપર બતાવ્યા પ્રમાણેનુ સમજે, અને એ જ પ્રમાણે જો પોતાનું જીવન ઘડે તો આપણો સમાજ જરૂર વેદકાળ જેવો ઉજ્જવળ અને યશસ્વી બને.

આ ભક્તિને લીધે જ ભારતવર્ષ બીજા સુધરેલા અને વિદ્વાન વૈભવપૂર્ણ દેશોમાં સત્કારાયો છે તથા સ્થાને પણ મહાન ગણાય છે–પૂજાય છે. –સંપૂર્ણ

## —: ભકિતનાં અમૂલ્ય સૂત્રો :—

તમારા દોષો કહેનારને મિત્ર સમાન ગણો, તમોને દર્પણના ઉપર કદિપણ ક્રોધ આવે છે ? જેવી તમારી આકૃતિ હશે તેવીજ દર્પણમાં તમોને દેખાશે, દોષો જોઇને તમારો દોષ કાઢનારને તમારે દર્પણ સ્વરૂપ માનવા જોઇએ, બાકી ખુશામત અને હાજી હા કરનારા તો તમારા હિતશત્રુઓ છે.

**જ્યારે પરમાત્માથી તમારી અનન્યદૃષ્ટિ થઇ જશે ત્યારે તમારામાં પરમાત્માનો દિવ્ય પ્રકાશ દેખાશે. પરન્તુ જ્યારે તમો પ્રત્યેક બાબતમાં તમારા સ્વાર્થને અને સાંસારિક વ્યવહારોને આડે લાવશો ત્યારે તમારે અને પરમાત્માને હજારો માઇલનું અંતર પડી જશે.**

**તમારામાં મોટાઈ હોય તો તમે નમ્રતા રાખો, તમારામાં સદ્‌ગુણો હોય તો દરેક પ્રત્યે પ્રેમ રાખતાં શીખો, તમે ધનવાન હો તો ઉદાર બનો, જો તમે દુઃખી હો તો સહનશક્તિ રાખો અને સુખી હો તો નિરભિમાનીપણું રાખો તોજ તમારામાં ભક્તિભાવ છે, અન્યથા ખોટો દંભ છે, એમ મનાશે. "મંગલ"**



## ★——ભક્તિપ્રકરણ——★

**( ઉત્તરકાશીનિવાસી બ્રહ્મવિદ્વરિષ્ઠ સ્વામિ આત્માનંદની કૃપાથી મોકલનાર શ્રી ગુરુચરણ-ભ્રમર )**

**"वंशी विभूषितकरान्नवनीरदाभात्**
**पीताम्बरादरुण बिम्बफलाधरोष्ठात् ।**
**पूर्णेन्दु सुन्दर मुखादरविन्द नेत्रात्**
**कृष्णात्परं किमपि तत्त्वमहं न जाने ॥"**

**અર્થ**:—જેના હાથમાં બંસરી શોભી રહી છે, જે નવીન મેઘના સમાન શોભાયમાન છે. જેણે પીળાં વસ્ત્ર ધારણ કરેલાં છે, જેનો નીચેનો ઓષ્ઠ બિંબ-ફળ ( પાકા ઘીલોડાં )ના રંગ જેવો લાલ છે, જેનું મુખ પૂર્ણિમાના ચન્દ્ર સમાન સુંદર છે અને જેની આંખો કમળ સમાન છે તે શ્રી કૃષ્ણ ભગવાન સિવાય બીજા કોઇ તત્ત્વને હું જાણતો નથી અર્થાત્ તે શ્રી કૃષ્ણ ભગવાન જ મારા ઉપાસ્યદેવ છે.

હે ચિત્ત ! તને વિચાર કરવાની શક્તિ છે. ધન, પુત્ર આદિ વિષયોથી વૈરાગ્ય કરવાની તારામાં શક્તિ છે. તું સ્વભાવથી ભગવાનનાં ચરણોના આશ્રયમાં આવી જા. વાનરના જેવો જે તારો ચંચળ સ્વભાવ છે તેનો ત્યાગ કરી સ્થિર બની જા. તું ભગવાનના ચરણનું જ કેવળ ભજન કર.

પરમ પુરુષાર્થનું એક માત્ર સાધન "ભગવાનની ભક્તિ જ છે" એમ તું જાણ. ભગવાનની ભક્તિ સંપૂર્ણ મંગળ તથા સર્વ સિદ્ધિયોનું નિદાન છે એમ તું જાણ. કહ્યું છે કેઃ—

**"लाभस्तेषां जयस्तेषां कुतस्तेषाममङ्गलम् ।**
**येषां हृदिस्थो भगवान् मङ्गलायतनं हरिः ॥"**

ભાવાર્થ—જેના હૃદયમાં ભગવાન છે તેને સર્વ પ્રકારનો લાભ મળેલો છે, તેને વિજય પ્રાપ્ત છે અને તેનું કોઇ પ્રકારે અમંગળ હોતું જ નથી કારણ કે ભગવાન મંગળ (કલ્યાણ) ના ભંડાર છે.

ભગવાન ભક્તને આધીન છે, એ વસ્તુ ભગવાને અર્જુનના સારથિ બનીને પ્રમાણિત કરી આપી. આ વાર્તા ઇતિહાસ-પ્રસિદ્ધ છે.

ભગવાનની ભક્તિ પરિશ્રમ વિના કરી શકાય છે એટલા માટે ભક્તિ-માર્ગ અત્યન્ત સરળ તથા સર્વથા માન્ય છે. યોગમાર્ગ તથા બીજા માર્ગો અત્યન્ત કઠણ છે. તે માર્ગોમાં કોઈ વિરલા-પુરુષો પ્રવર્ત રહે છે. એટલા માટે ભક્તિ-માર્ગનું રહસ્ય જાણનારા **શ્રી નારદજીએ** કહ્યું છે કે —

**"अन्यस्मात्सौलभ्यं भक्तौ ।"**

"અન્ય ઉપાયોની અપેક્ષાએ ભક્તિ-માર્ગમાં સુલભતા છે" કર્મ-માર્ગ, ધ્યાન-માર્ગ તથા જ્ઞાન-માર્ગના અધિકારી સુયોગ્ય પુરુષો જ બની શકે છે. માટે તે માર્ગો સર્વ કોઇ માટે સુલભ નથી.

ભક્તિનાં જે સાધનો છે તે સામાન્ય મનુષ્યો પણ પ્રાપ્ત કરી શકે છે તે કારણથી આ માર્ગ પ્રશંસનીય છે.

ભગવાનની ભક્તિ અમુક વર્ણવાળો અથવા અમુક આશ્રમવાળો અથવા અમુક અવસ્થાવાળો જ કરી શકે એવો નિયમ નથી. સર્વ વર્ણના, સર્વ આશ્રમના તથા સર્વ અવસ્થાવાળા સદૈવ ભગવાનની ભક્તિ કરી શકે છે—એ ભક્તિમાર્ગની વિશેષતા છે. એમાં વર્ણ, આશ્રમ અથવા અવસ્થા માટે કોઇ કઠોર નિયમો નથી; બાળક યુવાન વગેરે વયનો પણ નિયમ નથી; કોઇપણ પરિસ્થિતિનો નિયમ નથી.

સ્ત્રી, શૂદ્ર, ચાંડાળ, મ્લેચ્છ, યવન અથવા કોઈ પણ જાતિના બાળક, વૃદ્ધ અગર યક્ષ-રાક્ષસ ગમે તે હોય તો પણ તે સર્વે ભગવદ્ભક્તિના અધિકારી બની શકે છે. ભગવાનના નામનો જપ, ગુણ-શ્રવણ કીર્તન, ધ્યાન આદિ જે ભજન-કર્મ છે તેમાં પણ તે બધાં પ્રવેશ કરી શકે છે. આ ભક્તિ-માર્ગની મોટામાં મોટી સુલભતા છે.

પુરાણોમાં કહ્યું છે તે પ્રમાણે **ગુહ, શવરી** આદિ તથા આધુનિક ભક્ત **કબીરદાસ, રૈદાસ** વગેરે નીચ જાતિના મનુષ્યો, તદુપરાન્ત **જટાયુ, ગજેન્દ્ર** વગેરે પશુ-પક્ષી પર્યન્ત ભગવદ્ ભક્તિ-

પરાયણ થવાથી ભગવાનને પ્રાપ્ત કરી ગયા છે આ બાબત પુરાણ તથા ઇતિહાસ જાણનારાઓને સારી રીતે વિદિત છે.

શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે કે—

**"दैतेया यक्षरक्षांसि स्त्रियः शूद्राः व्रजौकसः ।**
**खगा मृगाः पापजीवाः सन्ति ह्यच्युततां गताः ॥**

" વ્રજ (ગોકુળ)માં નિવાસ કરનારા દૈત્ય, યક્ષ, રાક્ષસ, સ્ત્રી, શૂદ્ર, પક્ષી, મૃગ આદિ પાપી જીવો પણ ભક્તિદ્વારા ભગવાનના સ્વરૂપને પ્રાપ્ત થઇ ગયા."

શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં ભગવાને કહ્યું છે કે—

**"स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपियान्ति परांगतिम् ।"**

"સ્ત્રી, વૈશ્યો તથા શૂદ્રો પણ ભગવાનના ભજનથી ઉત્તમ ગતિને પામે છે."

આ પ્રમાણે કોઈ પણ ન્યાત જાતના ભેદ સિવાય જો તે ભગવાનના ભક્ત હોય તો-સર્વને માટે પરમ કલ્યાણ કહેલું છે.

કર્મ આદિની માફક ભગવાનની ભક્તિમાં દેશ, કાળ, તથા પાત્રની પણ વ્યવસ્થા રાખવામાં આવી નથી. બહારનાં કોઈપણ ઉપકરણ–સાધનની જરૂરિયાત નથી તથા યજ્ઞ આદિની માફક તેમાં હિંસા આદિ દોષની પણ પ્રાપ્તિ થતી નથી. બીજા માર્ગો કરતાં ભક્તિમાર્ગની આ એક વિશેષતા છે.

ભગવાન ભાષ્યકારે શ્રી વિષ્ણુસહસ્રનામ ભાષ્યમાં કહ્યું છે—

**"हिंसाद्रव्यान्तरपुरुषान्तरदेशकालादि नियमानपेक्षत्वमाद्यिक्ये कारणम्"।**

" અન્ય માર્ગોની અપેક્ષાએ ભક્તિમાર્ગની આ વિશેષતા છેઃ—

આ ભક્તિમાર્ગમાં હિંસા, દ્રવ્યાન્તરનો પરિગ્રહ દેશ, કાળ આદિના નિયમની અપેક્ષા નથી."

ભગવાનના નામ ઉચ્ચારણ, તેના ગુણોના મહાત્મ્યનું શ્રવણ વગેરે કયા પુરુષથી નથી થઈ શકતું? યમ, નિયમ તથા શમ, દમ આદિ સાધન–રહિત સાધારણ જિજ્ઞાસુ મનુષ્ય પણ ભગવાનનું સર્વ પ્રકારનું ભજન કરી શકે છે એ ભક્તિ–માર્ગની બીજી વિશેષતા છે.

મહર્ષિ વાલ્મીકિ જે પ્રથમ વ્યાધ હતા, ઋષિયોના વિરોધિ હતા, દુરાચારની મૂર્તિ હતા તથા "રામ" ના નામનો ઉચ્ચાર કરવા માટે પણ તેમને અધિકાર નહોતો, પરન્તુ ભક્તિ–માર્ગમાં તેમના મનોરથ પણ સફળ થયા. મહર્ષિયોએ તેમને નિકૃષ્ટ અધિકારી માનીને તેમને માટે શ્રી ભગવદ્ ભજનનો માર્ગ સુલભ કરી દીધો, તે વ્યાધ–વાલ્મીકિએ **"मरा–मरा"** એ પ્રમાણે **"राम राम"** ના ઉલટા જપ દ્વારા શ્રી ભગવાનના ભજનનો આરંભ કર્યો, આ ભક્તિયોગની સુલભતા જુઓ અથવા ભક્તિ–માર્ગમાં પ્રવર્તવા કોણ સમર્થ નથી? એટલા માટે હે ચિત્ત! તું પણ સુલભ તથા સુગમ એવા આ ભક્તિમાર્ગનું અવલંબન કરીને ભગવાનનું ભજન કર. ભગવાનના પ્રેમ–રસાસ્વાદથી તારૂં જીવન સફળ કર. મુક્તિનું સાધન ભક્તિ જ છે એમ જાણ.

નિશ્ચયાત્મક સ્વરૂપથી ભક્તિભાવનો પ્રાદુર્ભાવ થવાથી જ પુરુષાર્થની પરિસમાપ્તિ થાય છે અર્થાત્ સમસ્ત પુરુષાર્થ પ્રાપ્ત થાય છે એમ જાણો. જે મનુષ્ય ભક્તિની અન્તિમ સીમા સુધી પહોંચેલો છે, જેનું ચિત્ત ભગવાનનાં ચરણોમાં તલ્લીન છે તેને સંસારનો ભય નથી, યમનો ભય નથી તથા યમદૂતનો ભય નથી. ભગવાનની ભક્તિ કરવી એનું નામ જ અભયપદ પર આરૂઢ થવું એવો તું નિશ્ચય કર. કહ્યું છે કેઃ—

**"एतावानेव लोकेऽस्मिन्पुंसां निश्रेयसोदयः ।**
**तीव्रेण भक्तियोगेन मनो मय्यर्पितं स्थिरम् ॥"**

ભગવાનની ઉત્કટ ભક્તિદ્વારા પોતાના મનને ભગવાનમાં નિશ્ચલ ભાવથી જોડી દેવું એ જ મૃત્યુ-લોકમાં મનુષ્યો માટે કલ્યાણનો માર્ગ છે."

શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે કે—

**सकृन्मनः कृष्णपदारविन्दयो–**
**र्निवेशितं तद्‌गुणरागि यैरिह ।**
**न ते यमं पाशभृतांश्च तद्भटान्**
**स्वप्नेऽपि पश्यन्ति हि चीर्ण निष्कृताः ॥**

" જેનું મન, ભગવાનનું ગુણ–પ્રેમી બની ભગવાનનાં ચરણ કમળોમાં એક જ વાર લાગી ગયું હોય છે તે નિષ્પાપ બની જાય છે અને સ્વપ્નમાં પણ યમરાજ તથા હાથમાં પાશ રાખનારા તેના દૂતોને દેખાતો નથી."

ભક્તિદ્વારા ભગવાન્ જલદી તથા સરસ રીતે પ્રસન્ન થાય છે. જે **સાયુજ્ય પદ** પ્રાપ્ત કરવાથી પુનર્જન્મ પ્રાપ્ત થતો નથી તે પદ પોતાની ભક્તિ કરનારને ભગવાન આપે છે. ભક્તિથી ભગવાન્ જેટલા પ્રસન્ન થાય છે તેટલા ધન આદિ દ્રવ્યનું દાન કરવાથી, તપસ્યા કરવાથી, કોઈ પ્રકારના ત્યાગથી અથવા બીજાં કોઈ પ્રકારનાં કર્મ કરવાથી પ્રસન્ન થતા નથી, ભગવાનને પ્રસન્ન કરવામાં જાતિ, વય તથા વિદ્યા આદિ કાંઈજ કારણરૂપ બનતાં નથી. સદાચારનું પાલન કરવાથી પણ ભગવાનની કૃપા પ્રાપ્ત થતી નથી. **નિશ્ચયાત્મક ભાવથી કરવામાં આવતી ભક્તિ જ ભગવાનના સન્તોષનો હેતુ છે** એવું વ્યાસ આદિ મહર્ષિયોનું પ્રતિજ્ઞા-વચન છે. શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે કે–

**"न दानं न तपो नेज्या न शौचं न व्रतानि च।**
**प्रीयतेऽमलया भक्त्या हरिरन्यद्विडम्बनम् ॥**

"દાન, તપ, યજ્ઞ, શૌચ તથા વ્રત એ બધાં ભગવાનને પ્રસન્ન કરી શકતાં નથી (પરન્તુ) કેવળ નિષ્કપટ ભાવથી કરેલી ભક્તિ જ ભગવાનને પ્રસન્ન કરી શકે છે, બીજાં સાધનો કેવળ વિડમ્બના છે."

**व्याधस्याचरणं, ध्रुवस्य च वयो,**
**विद्या गजेन्द्रस्य का।**
**कुब्जायाः किमु नामरूपमधिकं,**
**किंतत्सुदाम्नो धनम्।**
**वंशः को विदुरस्य यादवपतेरुग्रस्य**
**किं पौरुषम् ॥**
**भक्त्या तुष्यति केवलं न च गुणै-**
**र्भक्तिप्रियो माधवः ॥**

**અર્થ**:–વ્યાધનો કયો સદાચાર હતો? ધ્રુવની કયી ઉંમર હતી! ગજેન્દ્રને કયું જ્ઞાન હતું? કુબ્જામાં કયાં સુંદર નામ તથા રૂપ હતાં? સુદામા પાસે કયું ધન હતું? વિદુરનો કેવો વંશ હતો? યાદવવંશના મહારાજ ઉગ્રસેનનો કયો પુરુષાર્થ હતો? (કોઇમાં એકે ગુણ નહોતો પરન્તુ) ભગવાન તો ભક્તિથીજ પ્રસન્ન થાય છે, ગુણોથી પ્રસન્ન થતા નથી; કારણ કે ભગવાન ભક્તિ–પ્રેમી છે."

વિશેષ કરીને આ કરાળ કળિ-કાળમાં આધ્યાત્મિક, આધિભૌતિક તથા આધિદૈવિક એ ત્રણ તાપથી તપી રહેલાં પ્રાણીયોને માટે પરમાત્માની ભક્તિ સિવાય બીજી કોઈ ગતિ નથી. કેવળ ભક્તિ જ ગતિ છે, વર્ણાશ્રમની મર્યાદા શિથિલ બની રહી છે; શારીરિક તથા માનસિક બળ દુર્બળ થઇ ગયું છે; યમ–નિયમ આદિ સર્વ સાધનો પણ દૂર ચાલ્યાં ગયાં છે અને વેદ તથા શાસ્ત્ર ઉપરની શ્રદ્ધા પણ બિલકુલ ક્ષીણ થઈ છે આવા વિષ–પૂર્ણ તથા દોષ–દૂષિત કળિયુગમાં અહો? અગ્નિહોત્ર આદિ વૈદિક કર્મોની શું સ્થિતિ છે? તથા પ્રાણાયામ, પ્રત્યાહાર વગેરે યોગાભ્યાસની શી ગતિ છે? (સરવાળે કેવળ શૂન્યતા.) માટે ભગવાનને શરણે જઈ આ કળિકાળમાં ભગવાનનું ભજન કરવું એ જ મુખ્ય સાધન છે.

હે ચિત્ત! તું બીજાં સર્વ સાધનો છોડી દઇ ભગવાનનાં નામઉચ્ચારણ, કીર્તન, સ્મરણ આદિ ભજનક્રિયામાં તલ્લીન બની જા.

કળિયુગરૂપી સર્પના ગર્વને દૂર કરવા માટે ભગવાનની ભક્તિરૂપી મહામંત્રજ સમર્થ છે; તે સિવાય બીજો કોઇ સામર્થ્યવાન્ નથી એમ જાણો. પદ્મપુરાણમાં કહ્યું છે કેઃ—

**"सत्यादि त्रियुगे बोधो विरागो मुक्तिसाधकौ।**
**कलौ तु केवला भक्तिर्ब्रह्मसायुज्यकारिणी ॥"**

"સત્યયુગ, ત્રેતા તથા દ્વાપર એ ત્રણ યુગોમાં જ્ઞાન તથા વૈરાગ્ય મોક્ષનાં સાધન બનતાં હતાં, પરન્તુ કળિયુગમાં કેવળ ભક્તિ જ બ્રહ્મને પ્રાપ્ત કરાવનારી છે અર્થાત્ મોક્ષનું સાધન છે."

બૃહન્નારદીય પુરાણમાં કહ્યું છે કે,

**"हरेर्नाम हरेर्नाम हरेर्नामैव केवलम्।**
**कलौ नास्त्येव नास्त्येव नास्त्येव गतिरन्यथा ॥"**

"હરિનું નામ, હરિનું નામ, ફક્ત હરિનું નામજ કલ્યાણનું સાધન છે. બીજી ગતિ કળિયુગમાં નથી, નથી અને નથીજ.

**"ध्यानं तपः सत्ययुगे त्रेतायां यज्ञकर्म च।**
**द्वापरे पूजनं दानं हरेर्नाम कलौ युगे ॥"**

"સત્યયુગમાં સમાધિ તથા તપશ્ચર્યા મોક્ષનું સાધન છે; ત્રેતામાં યજ્ઞ આદિ કર્મકાંડ, દ્વાપરમાં પૂજન તથા દાન અને કળિયુગમાં ભગવાનનું નામ જ મોક્ષનું સાધન છે."

**હવે ભક્તિ કોને કહેવી? તે સાંભળોઃ—**

ભગવાનમાં પરમ પ્રેમ કરવો અર્થાત્ મન, વચન તથા કર્મથી ભગવાનમાં તલ્લીન બની રહેવું એનું નામ જ ભક્તિ છે.

**शाण्डिल्यसूत्र**માં કહ્યું છે કે "**सा परानुरक्तिरीश्वरे ।**"

"ભગવાનમાં સર્વોત્કૃષ્ટ અનુરાગ એજ **ભક્તિ** છે."

ભાવાર્થ:—વિષયી પુરુષોના સ્ત્રી, ધન, પુત્ર આદિ વિષયોમાં જેવો નિરન્તર અને અતિગાઢ પ્રેમ રહે છે તેવો જ પ્રેમ નિત્ય અને આનંદઘન ભગવાનમાં કરવો એનું નામ **ભક્તિ** છે.

**भक्तिरसायन**માં ભક્તિનું સ્વરૂપ નીચે પ્રમાણે છે:

"**द्रुतस्य भगवद्धर्माद्धारावाहिकतां गता ।**
**सर्वेशे मनसो वृत्तिर्भक्तिरित्यभिधीयते ॥**"

"પોતાનાં ધાર્મિક કર્મો ભગવાનને અર્પણ કરી દેવાથી ચિત્ત દ્રવીભૂત થાય છે એવા દ્રવીભૂત ચિત્તમાં ભગવાન વિષે નિરન્તર ભાવના બની રહે છે એ ભાવનાને **ભક્તિ** કહે છે."

"ભગવાનના ગુણો શ્રવણ કરવાથી ચિત્ત દ્રવીભૂત થઇ જતાં પળે પળે તે ચિત્તની ભગવાનમાં જે સ્થિતિ થાય છે તે **ભક્તિ** કહેવાય છે."

શ્રીમદ્ભાગવત્‌માં કહ્યું છે કે:—

"**मद्गुणश्रुतिमात्रेण मयि सर्वगुहाशये ।**
**मनोगतिरविच्छिन्ना यथा गङ्गाम्भसोऽम्बुधौ ॥**"

"જેવી રીતે ગંગાજળની સ્વાભાવિક ગતિ સમુદ્ર તરફ હોય છે તેવી રીતે મારા ગુણોના શ્રવણ માત્રથી સર્વ વ્યાપક એવા મારા સ્વરૂપમાં ચિત્તની જે નિરવિચ્છિન્ન—એકાકાર ગતિ થાય તે **ભક્તિ** કહેવાય છે."

આપણાથી જે ઉતરતી પંક્તિના હોય તેમના તરફ જે પ્રેમ છે તેને **દયા** કહે છે; આપણી સમાન વ્યક્તિમાં જે પ્રેમ છે તે **સ્નેહ** કહેવાય છે અને આપણાથી જે શ્રેષ્ઠ હોય તેમનામાં જે પ્રેમ તે **ભક્તિ** છે; એ વાત શાસ્ત્ર તથા લોકોમાં પ્રસિદ્ધ છે.

સાધુપુરુષોના સંગથી પાપનો નાશ થતાં વિષયો ઉપર વૈરાગ્ય થાય છે, તે વૈરાગ્યથી, સંગત્યાગથી તથા ભગવાનના ગુણોનું માહાત્મ્ય શ્રવણ કરવાથી ઇશ્વરમાં પ્રેમ (**ભક્તિ**) ઉત્પન્ન થાય છે.

નારદીય સૂત્ર કહે છે "**तत्तुविषयत्यागात्सङ्गत्यागाच्च**"

"વિષયોના પરિત્યાગથી તથા સંગના પરિત્યાગથી તે પ્રેમ ઉત્પન્ન થાય છે."

સમસ્ત કલ્યાણનું મૂળ કારણ છે સાધુ પુરુષની સંગતિ. સત્સંગ દ્વારા પાપી પુરુષ પણ પાપથી મુક્ત થાય છે, અપવિત્ર પુરુષ પવિત્ર બને છે. જે વિરક્ત નથી તે પણ વિરક્ત અર્થાત્ સંસારથી ઉદાસીન બની જાય છે અને જે ભગવદ્ભક્ત નથી તે પણ ભગવદ્ભક્ત બની રહે છે. સત્સંગ તો મનુષ્યોનાં પાપ-તાપ તુરત જ મટાડી દે છે, નીચ પુરુષને મહાન બનાવે છે. ઇશ્વરના ગુણોનું શ્રવણ કરવું તથા ઇશ્વરમાં પ્રેમ કરવો એ બન્ને મહાત્માઓની કૃપાથી જ થાય છે. એટલા માટે કલ્યાણની ઇચ્છાવાળા પુરુષોએ સત્સંગ કરવો જોઇએ. શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે કે:—

"**नाग्निर्न सूर्यो न च चन्द्रतारका**
**न भूर्जलं खं श्वसनोऽथ वाङ्मनः ।**
**उपासिता भेदकृतो हरन्त्यघं,**
**विपश्चितो घ्नन्ति मुहूर्तसेवया ॥**

"અગ્નિ, સૂર્ય, ચન્દ્રમા, તારા, પૃથ્વી, જળ, આકાશ, વાયુ તથા વાણી અને મન એ બધાની આરાધના કરવાથી પાપ નાશ પામતાં નથી કારણ કે એ બધાં ભેદ-જ્ઞાન ઉત્પન્ન કરે છે; પણ મહાત્માઓની એક ક્ષણવાર સાચા પ્રેમથી સેવા કરવાથી સમસ્ત પાપ વિનાશ પામે છે.

**न ह्यम्मयानि तीर्थानि न देवा मृच्छिलामयाः ।**
**ते पुनन्त्युरुकालेन दर्शनादेव साधवः ॥२॥**

ગંગા આદિ જળમય તીર્થો અને મૃત્તિકા તથા પત્થરમય દેવો પણ મહાત્માઓની માફક પવિત્ર કરનારાં નથી, કારણ કે તીર્થો અને દેવો તો મનુષ્યને લાંબે કાળે પવિત્ર કરે છે જ્યારે મહાત્માઓ તો દર્શન માત્રથી પવિત્ર કરે છે. ૨

**गङ्गा पापं शशी तापं दैन्यं कल्पतरुर्हरेत् ।**
**पापं तापं तथा दैन्यं सर्वं साधु समागमः ॥३॥**

ગંગાજી પાપનો નાશ કરે છે, ચન્દ્રમા (દિવસની) ગરમીનો નાશ કરે છે અને કલ્પતરુ દરિદ્રતાનો નાશ કરે છે. (પરન્તુ) મહાત્માઓનો સમાગમ તો પાપ, તાપ તથા દીનતા એ બધાનો નાશ કરે છે.

બૃહદારણ્યક વાર્તિકમાં કહ્યું છે કે:—

"महानुभावसंपर्कः कस्य नोन्नति कारणम् ,
अशुच्यपि पयः प्राप्य गङ्गां याति पवित्रताम् ॥"

"મહાત્માઓનો સંગ કોની ઉન્નતિનો હેતુ બન્યો નથી? અર્થાત્ મહાત્મા પુરુષોનો સંગ કરવાથી સર્વની ઉન્નતિ થાય છે. (દૃષ્ટાન્ત) અપવિત્ર જળ પણ ગંગાજીમાં મળે તો તે પવિત્ર બની જાય છે."

મહાત્મા પુરુષો સ્વાભાવિકપણે દયાના સમુદ્ર હોય છે. ઘટાદાર વૃક્ષ જેમ તેનો આશ્રય લેનારની રક્ષા કરે છે તેમ મહાત્માઓ પણ પોતાના શરણાગતની રક્ષા કરે છે. જેમ માછલી કેવળ દૃષ્ટિથી, કાચબી ધ્યાનથી તથા પક્ષી સેવવાથી (સ્પર્શ કર-કરવાથી) પોતાના બચ્ચાનું પાલન કરે છે [ અર્થાત્ માછલી પોતાનાં બચ્ચાંને દૂરથી જુવે છે. તેની દૃષ્ટિથી તેનું બચ્ચું સુરક્ષિત રહે છે; કાચબી તેનાં ઇંડાંનુ ધ્યાન ધરે છે તે ધ્યાનથી તેનું બચ્ચું સેવાય છે અને પક્ષી પોતાની પાંખોમાં રાખી તેને સેવે છે તેથી તેનું બચ્ચું સુરક્ષિત રહે છે.] તેમ સંતપુરુષો પણ પાપ અને તાપથી વ્યાકુળ થએલો એવો પોતાનો શરણાગત હોય તેને પ્રેમપૂર્વક પોતાનું દર્શન દઇને, ચરણના સ્પર્શથી તથા પોતાના ઉપદેશ દ્વારા તેની રક્ષા કરે છે. આવા નૈઃસર્ગિક દયાના ભંડાર મહાપુરુષોના સમાગમથી ક્રમે ક્રમે ભક્તિ ઉત્પન્ન થાય છે એમ તમે જાણો.

સાધુ પુરુષોનો સમાગમ મહાન અનુગ્રહ કરનારો છે. નારદજીનું ચરિત્ર એ એક ઉદાહરણ રૂપે છે.

નારદમુનિ પૂર્વજન્મમાં એક દાસીના પુત્ર હતા. તે વર્ષાઋતુમાં ચાતુર્માસ્યનું વ્રત કરનારા મહાત્માઓની સેવા સુશ્રૂષામાં પ્રવૃત્ત થએલા હતા, સાહસિક તથા શાન્ત એવા તે ધીર બાળક ઉપર પેલા સમદર્શી મહાત્માઓની કૃપાદૃષ્ટિ થઈ ગઈ. તેમની સેવા તથા સંગ-દ્વારા ધીરે ધીરે તે બાલકનું ચિત્ત વિશુદ્ધ થઈ ગયું. ઈશ્વર તથા ધર્મ ઉપર તેની રુચિ થવા લાગી. તે મહાત્માઓ ભગવાન સંબંધિ જે કથા-પ્રવચન કરતા તેને તે બહુ શ્રદ્ધાથી સાંભળતો હતો અને તે શ્રવણના પરિણામે ધીરે ધીરે પુણ્ય શ્લોક ભગવાનમાં તેની પ્રીતિ વધવા લાગી. આ હેતુથી નારદજીએ બીજા જન્મમાં મહર્ષિજનોને પણ દુર્લભ એવી જે ભગવાનની ભક્તિ છે તે પ્રાપ્ત કરી. આ વાતો પુરાણ જાણનારાઓ સારા પ્રકારે જાણે છે. મહાત્માઓના સંગનો આ આશ્ચર્યકારક મહિમા છે. સાધુપુરુષોના સંગથી કયું કલ્યાણ થતું નથી? મહાત્માઓનો સંગ કેવળ ભક્તિનું જ કારણ નથી પરન્તુ સમસ્ત કલ્યાણનું મૂળ કારણ છે એ વાત નિશ્ચિત છે.

"प्रथमं महतां सेवा तद्दयापात्रता ततः ।
श्रद्धाऽथ तेषां धर्मेषु ततो हरिगुणश्रुतिः ॥"

પ્રથમ મહાત્માઓની સેવા કરવી જોઇએ, ત્યાર બાદ તેમના કૃપા-પાત્ર બનવું જોઈએ. તેનાથી તેમના ધર્મોમાં શ્રદ્ધા થવી જોઇએ અને પછી ભગવાનના ગુણોનું શ્રવણ કરવું જોઇએ."

"ततो रत्यंकुरोत्पत्तिः ॥"

"ત્યારબાદ ભગવાનમાં પ્રેમના અંકુરોની ઉત્પત્તિ થાય છે."

ભક્તિના ઉદયમાં મહાત્માઓની સેવા જ આદિ કારણ છે એમ શ્રી મધુસૂદન સ્વામીએ પણ કહ્યું છે.

"महत्सेवा द्वारमाहुर्विमुक्ते-
स्तमोद्वारं योषितां सङ्गि सङ्गम् ॥"
( श्रीमद्भागवत )

"મહાત્માઓની સેવા મુક્તિનું દ્વાર છે અને સ્ત્રીમાં આસક્તિવાળા પુરુષોનો સંગ કરવો એ નરકનું દ્વાર છે."

આ પ્રમાણે શ્રીમદ્ ભાગવતમાં મહાત્માઓની સેવા ભક્તિનો હેતુ વર્ણવવામાં આવ્યો છે.

**અધ્યાત્મરામાયણમાં** ( અરણ્યકાંડ સર્ગ ૧૦ માં ) મહાત્માઓની સંગતિ આદિ વિધવિધ પ્રકારનાં ભક્તિનાં સાધન તથા તેની અનુષ્ઠાન કરવાની વિધિ સરસ પ્રકારે વર્ણવવામાં આવી છે.

"पुंस्त्वे स्त्रीत्वे विशेषो वा जातिनामाश्रमादयः ।
न कारणं मद्भजने भक्तिरेव हि कारणम् ॥१॥

[ શ્રી રામચન્દ્ર શવરી પ્રત્યે કહે છે:- ] "મારા ભજનને વિષે પુરુષ કે સ્ત્રીનો જાતિ કે આશ્રમ વગેરેનો ભેદ કારણરૂપ નથી. માત્ર મારી ભક્તિ જ કારણ છે. ૧

यज्ञदानतपोभिर्वा वेदाध्ययनकर्मभिः ।
नैव द्रष्टुमहं शक्यो मद्भक्तिविमुखैः सदा ॥२॥

મારી ભક્તિથી વિમુખ પુરુષો યજ્ઞ, દાન, તપ અથવા વેદના અધ્યયન આદિ કોઈપણ કર્મથી મને કદિપણ જોઇ શકતા નથી. ૨

**तस्माद्भामिनि संक्षेपाद्वक्ष्येऽहं भक्ति साधनम् ।**

માટે હે કલ્યાણિ! તમને હું સંક્ષેપમાં ભક્તિનાં સાધન કહું છું,

**ભક્તિનાં નવ સાધન.**

**सतां संगतिरेवात्र साधनं प्रथमं स्मृतम् ॥३॥**

તેમાં **પહેલું** સાધન તો સત્સંગ જ છે. ૩

**द्वितीयं मत्कथालाप स्तृतीयं मद्गुणेरणम् ।**
**व्याख्यातृत्वं मद्वचसां चतुर्थं साधनं भवेत् ॥४॥**

મારા જન્મ અને કર્મોની કથાઓનું કીર્તન કરવું એ **બીજું** સાધન છે. મારા ગુણોની ચર્ચા કરવી એ **ત્રીજું** સાધન છે. અને (ગીતા ઉપનિષદાદિ) મારાં વાક્યો ઉપર વ્યાખ્યાન કરવાં એ **ચોથું** સાધન છે. ૪

**आचार्योपासनं भद्रे मद्बुद्धयाऽमायया सदा ।**
**पंचमं पुण्यशीलत्वं यमादि नियमादि च ॥५॥**
**निष्ठा मत्पूजने नित्यं षष्ठं साधनमीरितम् ।**
**मम मन्त्रोपासकत्वं साङ्गं सप्तममुच्यते ॥ ६ ॥**

હે કલ્યાણિ! પોતાના ગુરુદેવની, નિષ્કપટ ભાવથી મારા રૂપ ગણીને સેવા કરવી એ **પાંચમું** સાધન છે. નિરન્તર પુણ્યકર્મ વિષે પ્રેમસહિત પ્રવૃત્તિ રાખવી તથા "યમ, નિયમ" આદિનું (પાલન) કરવું તેમજ મારી પૂજામાં સદા પ્રેમ હોવો એ **છઠું** સાધન છે. મારા મંત્રોની સાંગોપાંગ ઉપાસના કરવી તે **સાતમું** સાધન છે. ૫-૬.

**मद्भक्तेष्वधिका पूजा सर्वभूतेषु मन्मतिः ।**
**बाह्यार्थेषु विरागित्वं शमादिसहितं तथा ॥**
**अष्टमं, नवमं तत्त्वविचारो मम भामिनि ।**
**एवं नवविधा भक्तिः साधनं यस्य कस्य वा ॥८॥**
**स्त्रियो वा पुरुषस्यापि तिर्यग्योनिगतस्य वा ।**
**भक्तिः संजायते प्रेमलक्षणा शुभलक्षणे ॥९॥**

હે કલ્યાણિ! (મારા કરતાં) મારા ભક્તોની અધિક પૂજા કરવી, સર્વ ભૂતોમાં મારી ભાવના કરવી, બાહ્ય પદાર્થો ઉપર વૈરાગ્ય રાખવો તથા શમ દમ સંપન્ન થવું-એ **આઠમું** સાધન છે. મારા તત્ત્વનો વિચાર કરવો તે **નવમું સાધન** છે. આ પ્રમાણે નવ પ્રકારની ભક્તિ છે. હે શુભ લક્ષણવાળી શવરી! સ્ત્રી હોય કે પુરુષ હોય, પશુ હોય કે પક્ષી હોય (ગમે તે હોય, પણ) જેનામાં આ સાધન હોય તેનામાં પ્રેમલક્ષણા ભક્તિનો આવિર્ભાવ થાય છે. ૭-૮.

અપૂર્ણ.





## અશક્તિથી ભક્તિ,

(મનહર)

આવે ધન ખીસા માહીં ત્યારે ચિત્ત ચંચળથી;
વિધવિધ ભોગ ને વિલાસે ગોથાં ખાય છે.
પામે પ્રિય નારી તો અકારી મતિ આપે થાય;
પામે પુત્ર પુત્રી ત્યાં તો તો ઝટ રીઝાવાય છે.
તાબેદારી તેમની ઉઠાવવા સદા તૈયાર;
પામે માન તેમ અભિમાનમાં તણાય છે.
ભજન ભરેલ જન કદીયે ન કરી શકે;
'મંગલ' બધુંય જ્યારે ધીરે ધીરે જાય છે.
જન જાય, ધન જાય કાંતો ભૂરો રોગ થાય;
ન હોય ઉપાય ત્યારે પ્રભુને ભજાય છે.

"મંગલ"






**કબીર યહ તન જાત હૈ—**
**સકે તો લેહુ બહોર;**
**ખાલી હાથે સો ગયે,**
**જિન કે લાખ કરોર.**

કબીર સાહેબ કહે છે:—

"હે ભાઇઓ ! આ અમૂલ્ય માનવ શરીર વિષયાદિકોમાં મફતમાં વહ્યું જાય છે. માટે તેને આડે માર્ગે જતાં બચાવી પ્રભુ ભજનમાં લગાવો. જેઓએ લાખોને કરોડોની મૂડી જમા કરી, તેઓ પણ એક દિવસ ખાલી હાથે ચાલ્યા ગયા છે."

મનુષ્ય જીવન, પલક પ્રકાશી અદશ્ય થતાં ઇંદ્રધનું જેવું ક્ષણિક છે. મનુષ્ય જન્મે છે, જન્મીને જગતનો લ્હાવો લેવા ચક્ષુ ઉઘાડે છે. તેની કોમળ બુદ્ધિ સૃષ્ટિના સૌંદર્યનો ઉપભોગ કરવા તત્પર થાય છે. ત્યાં તે કરાલ કાળનો કોળીઓ બને છે! કાળના કલુષિત વાદળમાં જીવનનાં ઇંદ્રધનુનું સૌંદર્ય અદશ્ય થાય છે!.

ફરી પાછા તેજ આત્માઓ નવે અવતારે અવતરે છે. માયાવી જગતનાં મિથ્યા સુખોથી તૃપ્ત થવા તૃષ્ણા કરે છે. સૃષ્ટિનું સૌંદર્ય નિહાળવાનો, પુરુષ અને પ્રકૃતિના ભેદોનો ઉકેલ કરવાનો: અને પરમાત્માને પિછાણવાનો પ્રારંભ કરે છે. ત્યાં તેઓ ફરીથી મૃત્યુના મુખમાં હોમાય છે : તેઓની આકાંક્ષાઓ અણુપૂરીજ રહે છે.

આમ યુગે યુગે પલટાતાં અને અવતારે અવતારે બદલાતાં જીવનનો આદર્શ શો હોઈ શકે ? તેનું કર્તવ્ય—તેની ફરજ શી હોઈ શકે ?

એ પ્રશ્નોના ઉત્તરમાં ગુજરાતના આદિ કવિ નરસિંહ મહેતાએ આ અમુલ્ય ઉપદેશ આપ્યો છે.

**સમરને શ્રીહરિ મેલ મમતા પરી,**
**જોને વિચારીને મૂળ તારૂં.**
**તું અલ્યા ! કોણને કોને વળગી રહ્યો ?**
**વગર સમજે કહે મારૂં મારૂં—૧**
**દેહ ત્હારી નથી જો તું જુગતે કરી,**
**રાખતાં નવ રહે નિશ્ચે જાયે.**
**દેહ સંબંધ તજે નવ નવાં બહુ થશે.—૨**
**પુત્ર કલત્ર પરિવાર વ્હાયે.**

આ ઉપદેશ પ્રમાણે જીવનનું ચિન્તવન અને પ્રભુનું ભજન એજ જીવનનો આદર્શ. જીવનનું ચિન્તવન મનુષ્યને પ્રભુ સમીપ ખેંચી જાય છે; અને પ્રભુનું ભજન મનુષ્યને જીવનનાં ચિન્તવન માર્ગ તરફ વાળે છે. આમ ચિન્તવન અને ભજન પરસ્પર સંકળાયેલાં હોય છે.

ભક્તિ વિનાનાં જીવનચિન્તવન કરતાં ચિન્તવન વિનાની શ્રદ્ધાપૂર્વકની ભક્તિ વધુ શ્રેષ્ટ છે. કદાપિ પ્રત્યેક મનુષ્ય ચિન્તક—તત્વજ્ઞાની ન થઇ શકે પરંતુ પ્રત્યેક મનુષ્ય જો ઇચ્છે તો ભજનમાર્ગ વડે ભક્ત તો થઈજ શકે. જીવન શું છે ? શા માટે છે ? એનો અંત ક્યાં અને ક્યારે છે ? આ સર્વની ફિલસુફીમાં ઉંડા ઉતર્યા વિના મનુષ્ય જો ધારે તો શ્રદ્ધાપૂર્વકની ભક્તિવડે સાચો ભક્ત અર્થાત્ ઇશ્વર સાથે આત્માને એકત્ર કરનાર શ્રેષ્ઠ યોગી થઈ શકે અને શ્રી કૃષ્ણ પ્રભુ કહે છે તેમ :—



**ગુજરાતના અનન્ય ભક્ત**
**શ્રી નરસિંહ મહેતા**

**मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते**
**श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः**

**ભજે મને નિત યુક્ત જે, મનરાખી મુજમાંહ્ય**
**પરમ શ્રદ્ધાથી યુક્ત તે, યોગી શ્રેષ્ઠ મનાય**

જીવનનો આ આદર્શ ફળીભૂત કરવા માટે દરેક પારસીઓમાં પણ એવી પ્રાર્થના કરાય છે કે—

**"પઉરિ ગએથે ક્ષ્માવતો વહ્યે,**
**મઝ્દા ગરોબીશ્ સ્તૂતામ્!"**

અર્થાત્ તારા પ્રત્યેની ભક્તિથી તથા ઈશ્વરી યશોગાનથી હે અહુર મઝદ્? (હે ઈશ્વર!) હું ત્હારી સમીપ પહોંચું?

જીવનના આદર્શની જે ઝાંખી નથી કરતો, તેના જીવનમાં સાચું જીવન નથી. તેનું જીવન મનુષ્ય-જીવન નથી, પશુજીવન છે. તેનું જીવન કબીર સાહેબે કહ્યું છે તેમ —

**"રાત ગુમાયો સોય કર, દિવસ ગુમાયો ખાય**
**હીરા જન્મ અમોલ હૈ, કૌડી બદલે જાય."**

અને તેથી દરેક મનુષ્યે ભક્ત કવિ નરસિંહ મહેતાના આ શબ્દો હૃદયમાં કોતરી રાખવા જોઈએઃ—

**સરસગુણ હરિતણા. જે જનો અનુસર્યા,**
**તે તણા સુજશ તો જગત બોલે;**
**નરસૈંયા રંકને પ્રીત પ્રભુ શું ઘણી,**
**અવર વેપાર નહિં ભજન તોલે.'**



# શ્રીરામ ચરિત્ર—શિક્ષાસાર

( દોહરા )

પુરુષોત્તમ શ્રીરામને, લઈને માનવરૂપ,
કહીને નહિ પણ કાર્યથી, શિક્ષા દઈ બહુરૂપ—૧
આપણે રાખવું જોઈએ, સદા તેમનું ધ્યાન;
તેના સેવક–ભાવનું; છે અમને અભિમાન—૨
પિતૃવચનથી રાજ સુખ, તજી કર્યું વન–પ્રયાણ,
દેખાડયો પિતૃ–ભક્તિનો, શુભ આદર્શ મહાન—૩
શબરીના આતિથ્યને, કરી સ્વીકાર સહર્ષ
શું નહિ પતિત–ઉદ્ધારનો, દેખાડયો આદર્શ?—૪
વનચર સેના સાથ લઈ, હરવા શત્રુ માન;
સંગઠનશક્તિ વડે, દુ:ખના હરિયા પ્રાણ—૫
શત્રુ લાયક સુહૃદય નીરખી, આપ્યું તેને સન્માન;
રાજ્ય–નીતિ સૌજન્યનો, આ આદર્શ મહાન.—૬
બ્રાહ્મણ કુળ જાયા છતાં રાવણનો કરી કાલ;
'જનપીડક સહુવધ્ય છે,' દેખાડી એ વાત—૭
દેખાડયું સંસારને, કરી સીતાનો ત્યાગ;
'રાજાનું સર્વસ્વ છે, એક પ્રજા અનુરાગ'—૮
ગુરુ આજ્ઞાથી પણ નહિ, કરીને પુન: વિવાહ;
એક પત્નિવ્રતની ખરે, દેખાડી છે રાહ—૯
હાય! ભૂલી બહુ જાય છે, આ આદર્શ સમાજ,
ડગલે પગલે પામતા, હાલ પરાભવ આજ—૧૦

**શ્રી નારાયણ: પુ. સુખડીઆ–મહેસાણા**




લેખકઃ—શ્રી મણિશંકર વાસુદેવ પુરોહિત,

[૧]

**કહે છે કેઃ**—એકજ ટકોર માયાવીને માયામાંથી મુક્ત કરે છે, ગો. શ્રી તુલસીદાસજીનાં પત્ની એક વાર તેને પીયર ગયાં હતાં, તે જ રાત્રે ગોસ્વામીજી છૂપાઇને તેની પત્નીને મળવા આવ્યા, આથી તેમની પત્ની (રત્નાવલી) ને બહુજ સંકોચ થયો, અને તેણે પોતાના પતિને ઉદ્દેશીને કહ્યું:—

**हाड मांसको देह यह ता पर जितनी प्रीति ।**
**तिसु आधी जो रामप्रति,अवसि मिटहीं भवभीति॥**

અર્થાત્ હે નાથ! આ હાડ–માંસના નાશવંત અને ગંદા શરીર પર આપને જેટલી પ્રીતિ છે એથી અર્ધી પ્રીતિ પણ જો શ્રી રામચંદ્રજીના ઉપર રાખો તો આપણા સંસારનો ભયમાત્ર નાશ પામી જાય.

**કહે છે કેઃ**– ગો. શ્રી તુલસીદાસજી મહાન્ રામભક્ત થયા તે આ એકજ ટકોરને આભારી હતું.

[૨]

મહાન શ્રી કૃષ્ણ ભકત શ્રી સૂરદાસજી પણ જ્યારે ચિન્તામણિના મોહમાં ફસાઇ પડ્યા હતા, ત્યારે ચિંતામણિએ પણ તેઓને આવી જ ટકોર કરી હતી કે 'જેમ તમે અહર્નિશ મારૂં જ ધ્યાન કર્યા કરો છે અને મને મેળવવામાં શરીરની પણ પરવા કરતા નથી તેવીજ રીતે જો પરમાત્માનું એક જ ચિત્તથી ધ્યાન કર્યા કરો અને તેમાં પ્રાણની પણ પરવા ન કરો તો તમારી મુક્તિ સહજમાં થઇ જાય.' શ્રી સૂરદાસજીનાં મોહનિદ્રામાં બંધ થયેલાં નેત્રો આ ટકોરથી ખુલી ગયાં અને તેઓ ભગવાન શ્રી કૃષ્ણનીજ ભક્તિમાં તલ્લીન બન્યા.

[૩]

બાલક–ભકત ધ્રુવજીને પણ અપરમાતાની એ જ ટકોરે જાગ્રત કર્યા હતા, અપરમાતાએ કહ્યું હતું કેઃ– " હે પુત્ર ! આ ને આ જન્મમાં તો તું તારા પિતાના ખોળામાં બેસી નહિ શકે; કારણ કેઃ–તું અભાગીનીનો પુત્ર છે, માટે જો ભકિત કરીને મારા ઉદરથી જન્મ લે તો જ તું તારા પિતાના ખોળામાં બેસવાનો અધિકારી બની શકે."

અને ધ્રુવજીએ માતાની એ ટકોરને મસ્તક પર ચડાવીને માત્ર પાંચજ વર્ષની અવસ્થામાં અને માત્ર છ માસની તપશ્ચર્યાથી ભગવાન વિષ્ણુને પ્રસન્ન કર્યા અને લાંબા સમયનું રાજ્યસુખ અને અખંડધામ પ્રાપ્ત કર્યું એ પણ એક જ ટકોરને આભારી હતું.

[૪]

ગુજરાતના મહાન્ આદર્શ ભકત નરસિંહ મહેતાને પણ ભાભીએ એવીજ ટકોર કરી હતી, એ આખ્યાન તો પ્રસિદ્ધ જ છે, પરન્તુ એ ટકોર મળ્યાબાદ નરસિંહ મહેતાએ અનન્યભાવથી ભક્તિ કરી અને પ્રભુને પ્રત્યક્ષ કર્યા.

ભકતરાજ શ્રી નરસિંહ મહેતા પોતાના પદમાં પણ એ વાતની સાક્ષી આપે છેઃ–

**"ગામ તળાજામાં જન્મ મારો થયો,**
**ભાભીએ મુરખ કહી મેણું દીધું.**
**વચન વાગ્યું, એક અપૂજ શિવલિંગનું**
**વન માંહે જઈ પૂજન કીધું."**

[૫]

બની ગયેલી એક ઘટના ટાંકીને હું આ વિષયને પૂરો કરીશ.

બંગાલના એક કરોડપતિ શેઠ સાયંકાળે દૂધ લેવા માટે પોતાના ઓટલા પર ઉભા હતા, દૂધવાળીની પાસેથી દૂધ લેતા લેતાં તેઓ કઈંક વાતોએ ચઢ્યા, આ દૂધ બરાબર નથી એમ પણ જણાવ્યું, આથી દૂધ વાળીએ ટકોર કરીઃ–

" શેઠ! તમે તો નવરા લાગો છો, જરા દિવસ સામે જૂઓ, સૂરજ આથમવાની તૈયારીમાં છે અને મારે હજી દૂર પહોંચવું છે"

આ ટકોરે શેઠના દિલમાં બરાબર ચોટ લગાવી ! અને તેઓએ વિચાર કર્યોઃ–

" શું દૂધવાળીના શબ્દો મારી જાગ્રતિ માટે હશે ? મારે પણ બહુજ દૂર–પરલોકમાં જવાનું તો છે જ, અને આ સૂર્યાસ્ત થવામાં–મારૂં મૃત્યુ થવામાં ક્યાં વાર છે ? "

બસ થઇ ચૂક્યું ! એજ વિચારોમાં શેઠજીનો અંતરાત્મા ખુલી ગયો, અને દૂધનો ખાલી લોટો હાથમાં લઇને એમને એમ તેઓ વૃંદાવનની વાટે ચડ્યા !

પરમ વૈરાગ્યવાન્ એ શેઠજીને બે પુત્રો, અખૂટ સમ્પત્તિ અને મહાન્ વૈભવ વિલાસવાળો બંગલો એ કંઈ જ ગળે વળગ્યું નહિ, અને વૃંદાવનવિહારી શ્રીકૃષ્ણ પ્રભુની ભક્તિદ્વારા જીવન્મુક્ત બની ગયા !

આમ એક સાધારણ ટકોર પણ માનવ જીવનને સફલ બનાવવામાં–ગુરુજ્ઞાનના કરતાં પણ અધિક મહત્ત્વનું કામ કરી જાય છે, છતાં એ વાત પણ ભૂલી જવા જેવી નથી કે:-

**ટટ્ટુને ટકોર નથી કામની,**
**તેજીને માત્ર ટકોર જો,**
**ભાવે ભજો ભગવાનને રે-**

**—સંપૂર્ણ.**



# ભક્તિથી વ્યવહાર અને મોક્ષ

લેઃ—**સ્વામી શ્રી ડૉ. સંન્યાસી આચાર્ય, પી. એચ. ડી.**

અખિલ વિશ્વમાં પ્રત્યેક પ્રાણી વ્યવહારમાં સુખ અને તે પણ નિત્ય સુખ ઇચ્છે છે. યથાર્થમાં વ્યાવહારિક સુખ પારમાર્થિક સુખનું પણ જનક બને છે. આ પ્રકારનું સુખ જ્ઞાનીના પડેલાં ભક્ત અનુભવે છે. આ સુખ કેવું અને કેવી રીતે પ્રાપ્ત થાય છે તે વિષયમાં વેદમાં કહ્યું છે,

**"त्रिपादूर्ध्व उदैत्पुरुषः पादो स्येहाभवत्पुनः (यजु०)**

પરમાત્મા એક (કલ્પિત) અંશથી જગતરૂપે (અવિદ્યાને લીધે) થાય છે અને ત્રણ અંશથી શુદ્ધરૂપે રહે છે. એટલે આ સમસ્ત જગત્ પરબ્રહ્મ સ્વરૂપ છે. જેમ ખાંડનાં રમકડાંનાં ભિન્ન ભિન્ન નામ બીબાંની ઉપાધિથી કલ્પિત કરી વ્યવહાર કરીએ છીએ. તેમ સાચો ભક્ત પરબ્રહ્મને માયાની ઉપાધિથી અનેક જડ ચેતન (સમસ્ત ભૂત) રૂપે થયેલો કલ્પે છે. જેમ લોટ, ખાંડ–ઘીના મિશ્રણથી અનેક પ્રકારનાં રૂપ અને નામ કલ્પાય છે. અને બુદ્ધિમાન સર્વેને ખાંડ, ઘી, લોટરૂપે જ જાણે છે તેમ સાચો ભક્ત પાંચ ભૂતોનાં બનેલાં સમસ્ત વિશ્વનાં શરીરોને પૃથક્ પૃથક્ નામરૂપ હોવા છતાં પાંચ ભૂત રૂપેજ જાણે છે, અર્થાત્ ઇશ્વરનો ઉત્તમ ભક્ત આત્મામાં ભેદ નથી જોતો, તેમજ શરીરમાં એકરૂપતા જુવે છે. શ્રીમદ્ભાગવતમાં પણ ઉત્તમ ભક્ત એને જ કહ્યો છે કે જે,

**"सर्वभूतेषु यः पश्येद्भगवद्भावमात्मनः ।**
**भूतानि भगवत्यात्मन्येष भागवतोत्तमः "**

સંપૂર્ણ ભૂતોમાં પરમાત્માને અને પરમાત્મામાં સંપૂર્ણ ભૂતોને જુવે છે તે ઉત્તમ ભક્ત કહેવાય છે.

**" यस्मिन्सर्वाणि भूतान्यात्मन्येवा भूद्विजानतः ।**
**तत्र को मोह कः शोक एकत्वमनुपश्यतः ॥"**

એટલે જ્યારે ભક્ત આ જીવનમાં પોતાના આત્મામાં વિશ્વ અને વિશ્વમાં પોતાના આત્માને રહેલો જાણીને વ્યવહાર કરે છે તેને કોઈની ઉપર મોહ થતો નથી અને તેથી તેને શોકનું કારણ જ નથી રહેતું જેથી સદા આનંદમાં જ રહે છે. જડ ચેતન સમસ્ત વિશ્વને પરમાત્મા સ્વરૂપ જાણી વ્યવહાર કરનાર સર્વનું હિત તથા કલ્યાણ જ કરે છે. અને એજ વ્યવહારમાં ઇશ્વરની સેવા છે. ભક્તિ કે જે **भज् सेवायाम्** ધાતુ પરથી બને છે તે આ પ્રમાણે જો ભક્તનો વ્યવહાર હોય તો જ તે શબ્દ, તેના ગુણ તથા ફલ ચરિતાર્થ થાય છે. ગીતામાં પણ,

**"भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः**
**ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनन्तरम् "**

ભગવાન કહે છે કે ભક્તિથી મને જે સર્વ ભૂતોમાં રહેલો અને મારામાં સર્વભૂતોને રહેલાં છે એમ યથાર્થમાં જાણે છે તેજ ભક્ત એકાત્મ ભાવથી સ્વસ્વરૂપ અર્થાત્ પરમાત્મારૂપે થઈ સદા સુખ અર્થાત્ બ્રહ્માનંદ અનુભવે છે. **इत्योम्**





# ભક્તની સાથે જ ઇશ્વર છે.

લેખક:–પી. એમ. ભટ્ટ

વાંચક મહાશય ! તમારે દુરાચરણી થતાં બચવું છે ? આડે માર્ગે જતાં અટકવું છે ? દુઃખમાં દિલાસો મેળવવો છે ? તમારા ગુંચવાડા ભરેલા અશુદ્ધ અંતઃ-કરણમાં નિર્મળતાનો અનુભવ કરવો છે ?

તો આટલા શબ્દો ઉપર લક્ષ રાખો, તેને તમારા જ ગણી યાદ રાખો અને તમારા હૈયામાં કોતરી રાખો કે "ઇશ્વર મારી સાથેજ છે."

રસિક વાંચક ! તું એક બચ્ચાં તરફ જો, તે પોતાના વ્હાલા પિતા સાથે ફરવા નીકળ્યો છે, તે વગર ધાસ્તીએ આગળ દોડે છે. આગળ જતાં તેઓ એક ભયંકર જંગલમાં આવી ચડે છે. તે જંગલ ભયંકર ગાઢ અને વિકરાળ છે. ત્યાં પણ તે છોકરો વગર ધાસ્તીએ કૂદતો અને નાચતો આગળ ચાલ્યો જાય છે. તે કોઇની બીક અગર દરકાર રાખતો નથી. કારણ તે જાણે છે કે "હું ગમે તેમ નાચું કે કૂદું તો પણ મને કોઈ પકડે તેમ નથી, મારી સાથે મારું રક્ષણ કરનાર મારા પિતા છે." અને એ હિંમતથી જ તે છોકરો સ્વચ્છંદે ચાલ્યો જાય છે.

આ પ્રમાણે પ્રિય વાંચનાર ! જે પુરુષ પોતાના ખરા વિશ્વાસથી એમ માને છે કે "ઇશ્વર ! તું મારી સાથેજ છે" તે પુરુષ આ દુનિયામાં સંકટ અને વિપત્તિની જંગલમાંથી વગર ધાસ્તીએ અને વગર હરકતે જઇ શકે છે. તેને માટે ગમે તેવી આફત અને ગમે તેવું દુઃખ આવી પડે છે તો પણ તેની ધાસ્તી તેને મુદ્દલ લાગતી નથી, કારણ કે તે વિચારે છે કે "મારું રક્ષણ કરનાર ઇશ્વર મારી સાથે જ છે."

પ્યારા વાંચક ! તું હવે બીજી તરફ નજર કર. એક માણસ ભયંકર અને કમકમાટી ઉપજે એવાં કામ કરે છે. પોતાના શત્રુના ઘર ઉપર મધ્યરાતે તલવાર બાંધીને ચડી જાય છે પોતાના શત્રુને ભર ઉંઘમાં પડેલા જુવે છે. તે આમતેમ નજર કરી તેમને એકલો સમજી કાઢે છે. પોતાની તલવારને બહાર કાઢે છે. તલવાર ભોંકાય છે શત્રુના કાળજામાં, અને લોહીલોહાણ કરીને તેનો પ્રાણ લે છે.

પણ તેનીજ જગ્યાએ કોઈ બીજોજ માણસ કલ્પો તે જાણે છે કે "ઇશ્વર સાથેજ છે." તે માણસ કદાચ અજ્ઞાનપણે ક્રોધમાં આવીને પોતાના શત્રુનું ખુન કરવા આવે છે; આસપાસ કોઈ નથી તો પણ તેવામાં તેને તરત યાદ આવે છે કે "ઇશ્વર તું સાથેજ છે. આસપાસ બીજો કોઇ નથી પણ તું છે" અને આ વિચારથી તેને એકદમ પશ્ચાત્તાપ થાય છે કે "અરે ? હું શું કાળું કરવા તૈયાર થયો છું. !!" એટલું બોલી થરથર ધ્રૂજતો તે રસ્તો પકડે છે અને ઇશ્વર સામે બે હાથ જોડીને ક્ષમા માગે છે. આ પ્રમાણે તે દુર્ગુણ છોડી સદ્‌ગુણ પકડે છે ને ઇશ્વર સાથેજ છે, એ નિત્ય યાદ રાખે છે. વાંચક મહાશય, તમે રખે ભૂલતા !:

—ભક્તની સાથે જ ઇશ્વર છે.

(સંપૂર્ણ)






લેખકઃ—પ્રાણશંકર શાન્તિલાલ ત્રિવેદી, 'ચિન્તક'

**मृत्युंजय महादेव त्राहि मां शरणागतम् ।**
**जन्ममृत्युजराव्याधि पीडितं कर्मबन्धनैः ॥**

હે મૃત્યુને જીતનાર મહાદેવ શંકર! (પૂર્વનાં) કર્મબન્ધનો વડે જન્મ, મૃત્યુ, ઘડપણ અને વ્યાધિઓથી પીડાયલા અને તેથી જ આપને શરણે આવેલા એવા મારૂં આપ રક્ષણ કરો અને આપ મારા મૃત્યુને જીતો."

મહામુનિ મૃકુંડ ભૃગુકુલમાં ઉત્પન્ન થએલા હતા. તેમની સાધ્વી પત્નીનું નામ મનસ્વિની હતું. એક દિવસ બંન્ને ઇશ્વરની લીલાનો વાર્તાલાપ કરતાં હતાં ત્યારે મૃકુંડને મનસ્વિનીના મનમાં કાંઇક સંતાપ થતો હોય તેમ લાગ્યું. આથી મૃકુંડ ઋષિએ તેમને સંતાપનું કારણ પૂછ્યું ત્યારે સાધ્વીએ જવાબ આપ્યો કે "પુરુષો કરતાં સ્ત્રીઓમાં પ્રજાસુખની અભિલાષા વધુ હોય છે. આપના જેવા તપસ્વીને તો સંસારના સુખોમાં સ્પૃહા ન હોય. પણ હું આપને પ્રાર્થું છું કે આપ ભગવાન સદાશિવના ઉપાસક હોઇ આપણે બંન્ને શિવજીની આરાધના કરીએ કે જેથી સદાશિવ મારો મનોરથ પૂર્ણ કરે.

મૃકુંડ આ સાંભળીને કહેવા લાગ્યા કે "સતિ! આ સંસાર મહાન દુઃખમય છે મનુષ્ય જેટલો સુખોની ઇચ્છા કરે છે તેટલો જ દુઃખી થાય છે. પણ મનસ્વીનીએ પુત્ર માટે જ તપ કરવાની પ્રાર્થના કરી. આથી મૃકુંડે તેનો સ્વીકાર કર્યો અને એક ઉત્તમ પુત્રની ઇચ્છા કરી, કાવેરીને નદીના તીર્થ ઉપર જઈ તપ કરવાનો નિશ્ચય કર્યો.

પોતાના આશ્રમની સર્વ સંપત્તિ ઋષિઓને વહેંચી દઈ સર્વસ્વ ત્યાગ કરી બંન્ને વલ્કલ પહેરી નીકળી પડયાં. આથી સર્વ ઋષિઓએ બંન્નેને આશિર્વાદ દીધા કે તમારી ઇચ્છા ફળીભૂત થાઓ.

તેઓએ કાવેરી નદીના તટ ઉપર આવી ઉગ્રતપ કરવાનો આરંભ કર્યો, શંકરનાં ગુણગાન, પૂજન એકાગ્ર ચિત્તે ઉભય કરવા લાગ્યાં. ફલાહાર, કંદમૂળ, તથા સૂકાં પાંદડાંના આહાર કરી પોતાના દેહને અત્યંત તપના પ્રભાવથી સૂકવી દઇ તપ કરવા લાગ્યાં.

આમ કરતાં કરતાં ત્રણ વર્ષ વીતી ગયાં. આથી મનસ્વીની અધીરાં થઈ ગયાં, પણ ઋષીએ તેમને શાન્ત કર્યાં અને કહ્યું કે ઇશ્વરની પ્રાર્થના વિશુદ્ધ હૃદયથી કરવાનું નિષ્ફળ જતું નથી.

ભગવાન શંકર એક દિવસ પાર્વતી સાથે કૈલાસમાં બેઠા હતા તે વખતે સહસા ઉઠયા અને ક્યાંક જવું હોય તેમ તૈયારી કરવા લાગ્યા, આથી પાર્વતીજી બોલ્યાં કે, "પ્રભો! આમ એકાએક તૈયારી કયાં કરવા માંડી? ત્યારે દીનદયાળ સદાશિવે કહ્યું "મારા ભક્ત મૃકુંડ અને મનસ્વિની ત્રણ ત્રણ વર્ષથી પુત્રપ્રાપ્તિ માટે મને ભજી રહ્યાં છે. માટે તેમને મુક્ત કરવા જાઉં છું.

"આપ આપનો ભક્ત જે ત્રણ ત્રણ વર્ષ તપ કરે તે છતાં પુત્રસુખ ન આપી શકો એ મને આશ્ચર્ય સમ છે." ત્યારે શંકરે કહ્યું જે માણસને પુત્રનું સુખ ન હોય અને હોય તો તે પણ ન જેવું હોય તો તે સુખ આપીને પાછું તેમના અંતરમાં દુઃખ પ્રદીપ્ત કરવું તે કરતાં ન આપવું એ ઉચિત છે."

પછી શંકર અને પાર્વતી બંન્ને જ્યાં મૃકુંડ તપ કરતા હતા ત્યાં ગયાં. એ વખતે બંન્ને ઋષિદંપતીના હૃદયમાં શંકર પાર્વતીનાં દિવ્ય દર્શન થયાં અને એકદમ ઝબકી ઉઠયાં અને પોતાનાં નેત્રો ઉઘાડી જુએ છે ત્યાં સાક્ષાત્ ભગવાન શંકર અને ભગવતી પાર્વતીનાં તેમને દર્શન થયાં. સહસા ઉભયે સાષ્ટાંગ પ્રણામ કર્યા અને હર્ષના અશ્રુભીનાં નયને ગદ્ગદ કંઠે સ્તુતિ કરવા લાગ્યાં.

કૃપાનિધિ ભગવાન્ શંકર ઉભય ભક્તદંપતિ પ્રત્યે પ્રસન્ન થયા અને કહ્યું "હું આજે તમારી તપશ્ચર્યાથી પ્રસન્ન થયો છું માટે તમારી ઇચ્છા પ્રમાણે વરદાન માગો." ઋષિ બોલ્યા, "પ્રભો! આપ અંતર્યામી અને સર્વજ્ઞ છો એટલે અમારે આપને કાંઇ કહેવાનું હોય જ નહિ. આપના દર્શનથી અમો કૃતાર્થ થયાં છીએ હવે અમારી બીજી ઇચ્છા શું હોય?

શંકરે કહ્યું;–"તમે ઉભયે પુત્રમાટે તપ આદર્યું છે પરંતુ તમારા ભાગ્યમાં પુત્રસુખ નથી, માટે બીજું વરદાન માગો."

ઋષિ પત્નીએ પ્રાર્થના કરી ભગવાનને કહ્યું:– "આપની પાસે વિધાતાની શક્તિ કંઈ પણ કરવા સમર્થ નથી માટે અમારી અભિલાષા પૂર્ણ કરો કે જેથી સંસારસાગરના ઉદ્ધારરૂપ અને અમને પિતૃઋણમાંથી મુક્ત કરાવનાર ઉત્તમ પુત્ર મળે.

આ સાંભળી શંકરે કહ્યું "હું તમને પુત્ર આપીશ, પણ તમારે અલ્પાયુષી એવા સર્વજ્ઞ પુત્રની ઇચ્છા છે કે દીર્ઘાયુષી એવા મૂર્ખ પુત્રની ઇચ્છા છે?"

ત્યારે બન્નેએ પ્રત્યુત્તર આપ્યો કે "મૂર્ખ અને દીર્ઘાયુષી પુત્ર કરતાં સર્વજ્ઞ અલ્પાયુષી પુત્ર હોય તે સારૂં, પણ આપને યોગ્ય લાગે તેમ કરો."

આ સાંભળી શંકરે કહ્યું "તથાસ્તુ, મહર્ષિ મૃકંડ અને સાધ્વી મનસ્વિની! તમને પાંચવર્ષ અને છ માસનો અલ્પાયુષી પણ ઉત્તમ પુત્ર પ્રાપ્ત થશે અને જેને લીધે તમારી કીર્તિ અવિચળ રહેશે. ઋષિ તથા ઋષિપત્નીએ ભગવાનને પ્રણામ કર્યાં અને તેમનો ઉપકાર માનવા લાગ્યાં. ભગવાન શંકર તથા માતા પાર્વતી કૈલાસ પ્રત્યે ગયાં. પછી મૃકુંડ અને મનસ્વિની પોતાના આશ્રમ પ્રત્યે પાછાં ફર્યાં. આશ્રમમાં પોતાની ઇષ્ટવસ્તુ પ્રાપ્ત કરી આવેલ હોવાથી સર્વે ઋષિમુનિઓ તેમની પ્રશંસા કરવા લાગ્યા. મૃકુંડ અને મનસ્વીની ભગવાનની આરાધના કરતાં દિવસ વ્યતીત કરવા લાગ્યાં.

કેટલોક સમય જતાં મનસ્વિનીને એક પુત્રરત્નનો જન્મ થયો જેનું નામ **માર્કંડેય** રાખવામાં આવ્યું. એક વખત એક મહાત્મા મૃકુંડના આશ્રમમાં આવ્યા, તેમની આગતા સ્વાગતા સારી રીતે કર્યા પછી ઋષિએ પોતાના પુત્રનું આયુષ્ય મહાત્માને પૂછ્યું, મહાત્માએ પુત્રને જોઇ કહ્યું કે આપના બાળકનું આયુષ્ય પાંચ વર્ષ છ માસનું છે પણ જો તે મહાપુરુષોને પ્રણામ કરતો રહેશે તો જરૂર તેને ભવિષ્યમાં ફાયદો થશે. ખરેખર જૂના વખતમાં વડિલોને પ્રણામ કરવાનો નિયમ હતો હાલના જમાનામાં એ નિયમ નથી જળવાતો એ અતિ શોચનીય છે.

વખત જતાં બાળક દિવસે દિવસે શુક્લપક્ષના ચંદ્રની માફક વધતો ગયો ને અત્યંત તેજસ્વી થયો. બાળક માર્કંડેય જોતજોતામાં પાંચ વર્ષનો થયો,આથી ઋષિએ તેને ઉપનયન સંસ્કાર કર્યા અને ગુરુને ત્યાં અધ્યયન કરવા મોકલ્યો. માર્કંડય પોતાની તીવ્ર બુદ્ધિથી વેદવેદાંગમાં પારંગત થયો. મહાત્માના વચન પ્રમાણે તે વડિલ ગુરુ અને ઋષિમુનિઓને પ્રણામ કરવાનું ભૂલતો નહિ.

એક વખત સપ્તર્ષિઓને માર્કંડેયે જોયા અને પ્રણામ કર્યા, આથી સપ્તર્ષિએ બાળકને વિશુદ્ધ ભાવથી "ચિરંજીવી ભવ" એવા આશિર્વાદ આપ્યા. પરંતુ તરત જ ઋષિને લાગ્યું કે આ બાળક તો અલ્પાયુષી છે. આથી તેઓ બ્રહ્માની પાસે બાળકને લઈ ગયા. ત્યાં માર્કંડેયે સાષ્ટાંગ પ્રણામ કર્યા. બ્રહ્માએ પણ બાળકને "ચિરંજીવી ભવ" એ પ્રમાણે આશિર્વાદ આપ્યા. આથી ઋષિઓએ કહ્યું 'આ બાળક અલ્પાયુષી છે માટે હવે આપે આપના વચન પ્રમાણે–આપનું વચન મિથ્યા ન થાય તે પ્રમાણે કરવું જોઇએ.' બ્રહ્માએ કહ્યું,–મારૂં વચન મિથ્યા થશે નહિ, આથી સપ્તર્ષિ હર્ષ પામી મૃકુંડના આશ્રમે ગયા અને બ્રહ્માને ત્યાં બનેલી વાત નિવેદિત કરી, આથી ઋષિ અને તેમનાં પત્ની હર્ષ પામ્યાં પણ તેમના હૃદયમાંથી ચિંતા દૂર ન થઇ.

માર્કંડેય ગુરુને ત્યાં ટુંક સમયમાં અભ્યાસ પૂર્ણ કરી ગુરુ **ઉપમન્યુ** સાથે પોતાના આશ્રમે આવ્યા. મૃકંડ મુનિએ ઉપમન્યુનો પાદ્ય અર્ઘ્ય પૂજન વિગેરેથી સત્કાર કર્યો.

ગુરુએ પોતાના શિષ્ય માર્કંડેયને તેના પિતાને સોંપી કહ્યું કે તમારો પુત્ર વેદવેદાંગમાં તેની વિલક્ષણ બુદ્ધિથી પારંગત થયો છે, તે તમોને સોંપું છું પણ મને તેના અલ્પાયુષની ચિંતા છે એટલે હું તેને તેમાંથી ઉગારવા માટે શંકરના મહામંત્રનો ઉપદેશ

આપું છું, તેના જાપના પ્રભાવથી તે દીર્ઘાયુષી થશે આ પ્રમાણે કહી ઉપમન્યુ માર્કંડેયને પોતાની સાથે લઈ ગયા અને તેને "**मृत्युञ्जय महादेव त्राहि मां शरणागतम् । जन्ममृत्युंजराव्याधि पीडितं कर्मबन्धनैः** એ મંત્રનો ઉપદેશ આપ્યો.

માર્કંડેય પ્રતિદિન ઉપર પ્રમાણેનો જાપ ભગવાન શંકરની સાંનિધ્યમાં એકાગ્ર ચિત્તે કરવા લાગ્યો. મંત્રજાપમાં એવો તો લીન થઇ જતો કે તેને ભૂખ તરસનું પણ ભાન રહેતું નહિ અને હરતાં ફરતાં પણ તે મૃત્યુંજયના મંત્રનો જપ કરતો.

આમ કરતાં કરતાં પાંચ વર્ષ અને છ માસમાં પાંચ દિવસ જ ઓછા રહ્યા એટલે યમરાજે ચિત્રગુપ્તને કહ્યું કે, "મૃકુંડ ઋષિના પુત્ર માર્કંડેયના આયુષ્યનો અવધિ આવી પહોંચ્યો છે માટે આપણા સૈનિકોને તત્કાલ મોકલો અને તેનો સમય પૂરો થતાં તેના જીવાત્માને સત્વર અહીં લઈ લાવો?"

ઉપરનાં વાક્યો કહી યમરાજે અધિવ્યાધિઓરૂપ સૈનિકોને માર્કણ્ડેયની પાસે જવા કહ્યું, રજા મળતાંજ તેઓ જ્યાં આગળ માર્કંડેય મહામૃત્યુંજયનો જાપ કરતો હતો ત્યાં આવી પહોંચ્યા, પરંતુ મંદિરની નજીક આવતાં જ તેઓએ શંકરના ગણોને જોયા આથી ભયભીત થયા અને નાસી ગયા.

બાળક માર્કંડેય નિર્ભય રીતે ભગવાન શંકરનો જાપ કર્યે જતો હતો ત્યાં યમરાજ કે જેમણે મહિષ ઉપર સ્વારી કરી છે તે ત્યાં આવી પહોંચ્યા. માર્કંડેયને શંકરનું ધ્યાન ધરી નિર્ભય રહેલા જોઈ નવાઈ લાગી. પછી યમરાજે મૃત્યુને આજ્ઞા કરી કે આ બાળકના પ્રાણને પાશથી બાંધી લો, કારણ કે તેનો સમય પૂરો થઈ ગયો છે. મૃત્યુએ પ્રાણ હરવા ઘણા પ્રયત્નો કર્યા પણ તેના ઉપર કાંઇ અસર થઇ શકી નહિ.

આથી યમરાજને નવાઇ લાગી કે આ બાળકનું એવું તે કોણ રક્ષણ કરે છે કે તેને મૃત્યુ પણ કાંઈ સ્પર્શ કરતુ નથી, માટે હું મારી જાતે જ તેના પ્રાણ હરૂં. આ સાંભળી માર્કંડેયે નયન ખોલી જોયું તો ભયંકર સ્વરૂપવાળા યમરાજને જોયા, આથી તે ભયભીત બન્યો હોય તેમ મૃત્યુંજયનો જાપ કરતો મહામૃત્યુરૂપ યમના પાશમાંથી બચવાની આશાએ શંકરના બાણને ભેટયો અને શંકરમાં જ તન્મય થઈ બાણપર મૂર્છિત થઈ પડયો.

એટલામાંજ સાક્ષાત્ ત્રિશૂળધારી ભગવાન શંકર તેજ બાણમાંથી બાળક માર્કંડેયનું રક્ષણ કરવા તૈયાર થયા હોય તેમ પ્રત્યક્ષ સ્વરૂપ ધારણ કરી પ્રગટ થયા આથી યમરાજ ગભરાઈ ગયા અને ભગવાનને પ્રણામ કરવા લાગ્યા અને કહેવા લાગ્યા કે આપ જગતના વિધાતા ત્રાતા અને સંહર્તા છો માટે આપે કોપ કરવો યોગ્ય નથી. મને મારા અધિકારનો ઉપભોગ કરવા દો અને આ બાળકને લઇ જવાની આજ્ઞા આપો

ત્યારે ભગવાને કહ્યું 'જે ભકત નિરંતર મારૂં સ્મરણ, મનન અને નિદિધ્યાસન કરે છે તેમને મૃત્યુથી મુક્ત રાખવા.

ત્યારે યમે કહ્યું કે એમ કરવાથી તો મારા વહિવટની વ્યવસ્થા તૂટી જાય અને વ્યવહાર ચલાવવામાં પક્ષપાતી બુદ્ધિ થતાં અમારે પણ અધોગતિ ભોગવવી પડે આપ અમોને ક્ષમા આપી બાળકના પ્રાણ હરી લેવા દો.

ભગવાન કૈલાસપતિએ કહ્યું કે દરેક કાર્યમાં અપવાદ હોય છે જે ભકત અનન્યભાવથી મારા મંત્રનો જપ કરે છે તેનો પ્રાણ તમે લઈ શકો નહિં.

આ વાત જાણી સર્વ દેવો ત્યાં આવ્યા અને શંકરને પ્રણામ કર્યા. ભગવાને બાળકનો હાથ ઝાલી કહ્યું "વત્સ ઉઠ" બાળક ઉંઘમાંથી ઉઠે તેમ આળસ મરડતો ઉઠયો.

શિવાલયમાં થતો આ કોલાહલ સાંભળી બાજુના આશ્રમમાં રહેલા મૃકુંડ મુનિ તથા મનસ્વિની અને મહામુનિ ઉપમન્યુ ત્યાં આવ્યા, અને ભગવાન શંકર યમ તથા ઇન્દ્ર વિગેરે દેવોને જોઈ આશ્ચર્ય પામી પ્રણામ કર્યા, માર્કંડેયે ઉઠી યમ, શંકર, પોતાના માતાપિતા, ગુરુ ઉપમન્યુ વિગેરેને પ્રણામ કર્યા. આથી તે સર્વેએ તેને "ચિરંજીવી થા" એ પ્રમાણે આશિર્વાદ આપ્યા.

શંકરે મૃકુંડમુનિને કહ્યું કે—તમારા બાળકે ગુરુની કૃપાથી મને જીત્યો છે આથી તે સપ્તર્ષિઓના, બ્રહ્મદેવના તથા મારા આશિર્વાદથી કલ્પોપર્યંતના દીર્ઘ આયુષ્યવાળો થશે અને સંસારમાં ધર્મની પ્રવૃત્તિ કરશે અને માર્કંડેયપુરાણ રચી માતાપિતાની તથા

ગુરુની કીર્તિને ઉજ્વળ કરશે. ” એમ કહી ભગવાને સર્વદેવ દેવોને જવાની આજ્ઞા આપી સ્વસ્વરૂપમાં લીન થઈ ગયા.

મૃકંડ તથા મનસ્વિની ઉપમન્યુનો ઉપકાર માની માર્કંડેયને પોતાના આશ્રમમાં લઇ ગયાં, અને ત્યાં શિવની નિરંતર આરાધના કરતાં દિવસ વ્યતીત કરવા લાગ્યાં.

આ પ્રમાણે મંત્રના પ્રભાવથી જેઓએ કલ્પો સુધીનું આયુષ્ય ભોગવ્યું છે તે **મહર્ષિમાર્કંડેયના** નામે પ્રસિદ્ધ થયા. અને માર્કંડેય પુરાણ રચ્યું. મંત્રજાપનો આ અતુલ પ્રભાવ જે જાણે છે તેઓ પ્રભુ નામના સાધન સિવાય અન્ય સાધનને મુખ્ય માનતા નથી.

સંપૂર્ણ.



# પ્રભુનું ત્યારે શરણ પમાય

રાગ–માઢ–(આશાવરીમાં પણ ગવાશે.)

હૃદયની સાચી શુદ્ધિ થાય, પ્રભુનું ત્યારે શરણ પમાય. ટેક.

પરમ પ્રેમ અમૃતરસધારા અંતરમાં ઉભરાય;
દ્વેષ, કલેશ, છળ, કપટતણા અભ્યંતર મળ ધોવાય. પ્રભુનું૦ ૧

કામ, ક્રોધ, મદ, મોહ, લોભનાં પડળ દૂર થઈ જાય;
દિવ્ય દૃષ્ટિ ખૂલે, સચરાચર, હરિહરમય દેખાય. પ્રભુનું૦ ૨

સત્ય વચન ને સદ્‌વર્તનથી જગવ્યવહાર સધાય;
પરધન પરદારા પર કદિયે કુદૃષ્ટિ ન કરાય. પ્રભુનું૦ ૩

ધનનો, બળનો, કે વિદ્યાનો ગર્વ કદી નવ થાય;
નીતિ ધર્મથી ઉલટા પંથે પ્રાણાન્તે ન જવાય. પ્રભુનું૦ ૪

પરપીડા દેખી દિલ દાઝે, પરસુખથી સુખ થાય;
સુખ દુઃખમાં સમતા, અંતરમાં શાન્તિ રહે સદાય. પ્રભુનું૦ ૫

તન મન ધનથી બળ અનુસારે સૌને સ્હાય થવાય;
માન વધારે સર્વેનું પણ પોતે માન ન ચ્હાય. પ્રભુનું૦ ૬

**શ્રી. બુલાખીરામ પંડયા, ડાકોર**

# ભક્તિમાર્ગના સામાન્ય નિયમો

**મુખ્ય ઉદ્દેશ—**

ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય, ધર્મ, સદાચાર આદિ ધર્મનાં અંગોયુક્ત ધાર્મિક લેખો, કાવ્યો, વાર્તાઓ વિગેરે સાહિત્યદ્વારા જનતાને ભક્તિમાર્ગ તરફ પહોંચાડવાનો પ્રયત્ન કરવો એ આ માસિકનો મુખ્ય ઉદ્દેશ છે.

**વ્યવસ્થાના નિયમો—**

૧. આ માસિક દર અંગ્રેજી મહિનાની પહેલી તારીખે પ્રકાશિત થશે.

૨. આનું વાર્ષિક વિશેષાંક અને પોસ્ટખર્ચ સહિત લવાજમ હિંદુસ્તાનમાં રૂ. ૪–૦–૦ અને હિંદુસ્તાનથી બહારના દેશો માટે રૂ. ૬–૮–૦ નક્કી કર્યું છે. એક ચાલુ અંકની કિમ્મત ૦–૬–૦ છે, પ્રથમથી વાર્ષિક લવાજમ ન મોકલનારા કે વી–પી–સ્વીકારવાનો સ્વીકૃતિપત્ર ન મોકલનારાઓની સેવામાં પણ માસિક મોકલી શકાતું નથી. નમૂનો મંગાવનારા સજ્જનોએ ૦–૬–૦ ની પોષ્ટ સ્ટેમ્પ બીડવી જોઇએ. **નમૂનાનો અંક વિનામૂલ્યે મોકલાતો નથી.**

૩. એક વર્ષથી ઓછી મુદ્દતના ગ્રાહકો બનાવવામાં આવતા નથી, પ્રથમ અંકથી બારમા અંક સુધીના જ ગ્રાહકો બનાવવામાં આવે છે, વચમાંના અંકથી આગળના વર્ષના વચલા અંક સુધી ગ્રાહકો બનાવવાનો નિયમ રાખવામાં આવ્યો નથી. ભક્તિમાર્ગનું વર્ષ અંગ્રેજી એપ્રીલથી અને હિન્દુ ચૈત્ર માસથી શરૂ થાય છે. અને માર્ચ–ફાલ્ગુન માસમાં વર્ષ પૂરું થાય છે.

**૪ આ માસિકમાં બહારની જાહેરખબર કોઈ પણ સંયોગોમા કે કોઈ પણ દરથી લેવામાં આવતી નથી.**

૫. કાર્યાલયમાં બે–ત્રણ વાર તપાસ કરીને જ 'ભક્તિમાર્ગ' દરેક ગ્રાહકોના નામ પર મોકલવામાં આવે છે, છતાં કોઇ માસનું 'ભક્તિમાર્ગ' ગ્રાહકને ન પહોંચે, તો તેઓએ પોતાને ત્યાંની પોસ્ટઑફીસની સાથે પત્રવ્યવહાર કરીને એ પત્રવ્યવહાર સહિતનો પત્ર ભક્તિમાર્ગ કાર્યાલય પર મોકલી આપવો જોઇએ. પોસ્ટ ઓફીસના પ્રત્યુત્તર વિનાના આવેલા પત્રોથી 'ભક્તિમાર્ગ' ફરીવાર મેળવવામાં બહુ જ અડચણ પડશે.

૬. કોઇ ગ્રાહકે પોતાનું સ્થાયી શિરનામું બદલ્યું હોય, કે કાર્યાલયની વ્યવસ્થા સંબંધે કાંઈ લખવું હોય, તો પોતાનો ગ્રાહકનંબર અવશ્ય લખવો જોઈએ.

**લેખો સંબંધી નિયમો**

૧. ભગવદ્ભક્તિ, ભક્તોનાં જીવન, જ્ઞાન, વૈરાગ્ય, સદાચાર કે ધર્મોનાં કોઈપણ અંગોની ચર્ચા સંબંધી લેખો. કાવ્યો, વાર્તાઓ વિગેરેને 'ભક્તિમાર્ગ'માં સ્થાન આપવામાં આવશે.

૨. ઉપરના ધાર્મિક વિષયો સિવાયના અધાર્મિક લેખો, આક્ષેપાત્મક લેખો, કે વાદવિવાદવાળા લેખો મોકલવાનો કોઈ સજ્જન શ્રમ ન ઉઠાવે, એવા લેખોને ભક્તિમાર્ગમાં સ્થાન આપવામાં આવતું નથી. કોઈ પણ ધર્મની ખેંચતાણ, ધાર્મિક કે વ્યક્તિગત નિંદા–ટીકાવાળા લેખો પણ પ્રકાશિત નહિ કરવાનો કાર્યાલયનો નિશ્ચય છે.

૩. લેખોને વધારવા, ઘટાડવા, છાપવા, ન છાપવા વિગેરેનો અધિકાર સંપાદકને છે, ન છપાયેલા લેખો વિના માગ્યે કે પોસ્ટેજ ખર્ચ મોકલ્યા સિવાય પાછા મોકલાતા નથી.

૪ લેખકોના લેખોમા પ્રકાશિત મત માટે સંપાદક જવાબદાર નથી, તેમજ એ લેખોની સાથે ભક્તિમાર્ગના સંપાદક સમ્મત છે એમ પણ માની લેવાની કોઈએ કૃપા કરવી નહિં.

૫. કાગળની એક જ બાજુ, હાંસીઓ રાખીને સારા અક્ષરોએ જ લખાયેલા લેખ–કાવ્યાદિને સ્થાન આપવામાં આવશે.

**જરૂરી સૂચનાઓ—**

૧. ગ્રાહકોએ પોતાનું નામ–શિરનામું સ્પષ્ટ લખવું જોઈએ, અને પોતાનો **ગ્રાહકનંબર** લખવાનું ભૂલવું ન જોઇએ.

૨. પત્રનો જવાબ મેળવવા માટે રીપ્લાઈ પોસ્ટ કાર્ડ કે ટીકીટ મોકલવી જરૂરી છે.

૩. ગ્રાહકોએ મનીઑર્ડરથી જ લવાજમ મોકલવું જોઈએ, વી. પી. મંગાવવાથી કેટલીકવાર મહીને દોઢ મહિને મળે છે, વી. પી. અને મનીઑર્ડર બન્નેનો ખર્ચ એક જ છે; માત્ર વી. પી. મોકલવાની વ્યવસ્થામાં શ્રમ વિશેષ પડે છે.

૪. વ્યવસ્થા સંબંધી પત્રો, ગ્રાહક બનવાની સૂચના, મનીઑર્ડર વિગેરે તંત્રી:–'**ભક્તિમાર્ગ**' ના નામથી, અને લેખ–સૂચન આદિ સંબંધનો પત્ર વ્યવહાર–**સમ્પાદક ભક્તિમાર્ગના નામથી–સલાપસ ક્રોસરોડ પો. ઓ. નં. ૬ અમદાવાદ એ શિરનામાથી** કરવો જોઇએ.

# ભક્તિમાર્ગના વિશેષ નિયમો

## પ્રાદુર્ભાવનાં કારણો, અને મુખ્ય ઉદ્દેશો

૧ વર્તમાન સમયમાં મનુષ્યોના હૃદયમાં અને મુખ્યત્વે નવયુવકોના હૃદયમાં ધાર્મિક ભાવના પ્રત્યે અશ્રદ્ધા ઉત્પન્ન થતી જાય છે; અને સાથે સાથે અર્થહીન વાંચનનો પ્રભાવ અત્યન્ત અનર્થકારક નિવડયો છે.

૨ ધર્મના જૂદા જૂદા મતાંતરોમાં પરસ્પરનો વિરોધ ભયંકર અગ્નિ સમાન બની રહ્યો છે, તેઓ પરસ્પરના વ્યર્થ આક્ષેપોદ્વારા વૈર વધારી રહ્યા છે, પરિણામે તેઓ સત્યતત્ત્વથી વંચિત રહી જાય છે, અને પરસ્પરનો ધાર્મિક વિગ્રહ સંગઠન શક્તિનો નાશ કરાવે છે.

૩ પ્રગતિને બહાને પીછેહઠ કરાવનારાં દૂષિત સાહિત્યનું વિષ અત્યંત અનર્થકારક નિવડયું છે, સામાન્ય નીતિ, ચારિત્ર્યવાન સત્પુરુષોનાં જીવનો, સત્યધર્મ, પરસ્પરની સહાનુભૂતિ, અને સાચું સેવાભાવી માનવજીવન ઘડનાર શિષ્ટ ધાર્મિક માસિક પત્રનો ગુજરાતી ભાષામાં લગભગ અભાવ નજરે પડે છે.

૪ જગતના સર્વે ધર્મો આત્માના કલ્યાણ કરવા માટે જ ઉત્પન્ન થયેલા છે, પરન્તુ તેના પ્રત્યેની બેદરકારી અને ધર્મનાં મૂલ તત્ત્વો સમજવાની અશક્તિ તેમાં વાદ-વિવાદ કરાવે છે, એ વાદ-વિવાદને બાજુમાં રાખીને આત્મોન્નતિકારક તત્ત્વો સમજવાની ઉદારતા આપણે ત્યાં ભાગ્યે જ રખાય છે. આ પ્રકારે વિશ્વનો વિશાલ માનવધર્મ સંકુચિત બનતો જાય છે.

૫ ભક્તિ, જ્ઞાન, મોક્ષધર્મ અને એવાં અનેક આત્મકર્તવ્યો માટે અહર્નિશ સત્સંગની જરૂર છે. આજના પ્રવૃત્તિયુગમાં એટલા સમયનો ભોગ આપી દરેક મનુષ્યો એવા સત્સંગનો લાભ લઇ શકતા નથી, માટે એવા નિષ્પક્ષ ધાર્મિક સાહિત્યને પ્રકાશિત કરવાની આવશ્યકતા અનિવાર્ય છે.

૬ આપણે ત્યાંનો સમાજ ત્રણ ભાગે વહેંચાયેલો છે, જ્ઞાની, અજ્ઞાની અને મધ્યમવર્ગનો જીજ્ઞાસુ તેમાં પહેલો વર્ગ પોતે જ સમજીને બેસી જાય છે અથવા તો તેને સમજાવવા પૂરતો અવકાશ મળતો નથી, બીલકુલ અજ્ઞાનીવર્ગ કંઇપણ સમજવાની દરકાર કરતો નથી, અથવા તો સ્વયં જ્ઞાની થવાનો ડોળ ઘાલી બેસી જાય છે, એટલે એ બન્નેથી મધ્યસ્થ-જીજ્ઞાસુવર્ગને કર્તવ્યોપદેશક જ્ઞાનની તીવ્ર ઇચ્છા હોવા છતાં તેઓ વંચિત રહી જાય છે.

૭ ધાર્મિક ચર્ચાઓ, પ્રાચીન સમાજરચના, ધાર્મિક બોધક નવલકથાઓ, નિર્દોષ-નૈતિક સાહિત્ય અને અભ્યાસપુર્ણ નિબંધો પ્રકાશિત કરનારૂં આપણે ત્યાં કાંઈ પણ સાધન નથી.

ઉપરની સર્વે બાબતોને લક્ષ્યમાં રાખીને-ભક્તિમાર્ગ કાર્યાલયે એવા એક માસિકને પ્રકાશિત કરવાનો નિર્ણય કર્યો છે કે જેથી ઉપર દર્શાવેલા અભાવો દૂર થઇ શકે:

આ માસિક શરૂઆતથી જ ધાર્મિક સિદ્ધાન્તોની ચર્ચા કરવા માટે શરૂ થાય છે, કોઈની જાહેરખબરો, વિવાદગ્રસ્ત લેખો કે નિંદા-ટીકાને આમાં લેશ પણ સ્થાન ન આપવાનો "**ભક્તિમાર્ગ**"ના સંચાલકોએ નિર્ણય કર્યો છે.

આવા મોંઘવારીના સમયમાં પણ આ માસિક દરમહિને ક્રાઉન ૮ પેજી સાઇઝનાં ૪૦ પૃષ્ઠોનું વિશાલ-સચિત્ર વાંચન પૂરૂં પાડશે, સુંદર ટાઇટલ પેઇજ અને એની વિવિધ વિશેષતાઓ સહિતનો પ્રથમ અંક ભકિત અંક નામે સચિત્ર વિશેષાંક પ્રકાશિત થઈ ગયો છે. ગ્રાહકો નોંધાઇ રહ્યા છે, જેટલા ગ્રાહકોનું લીસ્ટ મળશે તેટલા પૂરતી જ પ્રતો છાપવાનો હાલમાં વિચાર છે. તો ગ્રાહકે પોતાનું નામ સત્વર નોંધાવી દેવું જોઈએ.

ગુજરાતના પ્રસિદ્ધ મહાત્માઓ, વિદ્વાનો અને ધાર્મિક લેખકો પોતાની લેખિનીદ્વારા ભક્તિમાર્ગ માસિકને વિભૂષિત બનાવશે. આવો અલભ્ય લાભ આજ દિવસ સુધી કોઇ પણ ધાર્મિક માસિકને મળ્યો નહિં હોય. આશા છે કેઃ-આવો આધ્યાત્મિક લાભ મેળવવાની સુંદર તકનો જનતા લાભ લેશે.

